# લીલા

યાને

# જ્ઞાતિતંત્ર.

( એક સામાજિક રસપૂર્ણ નવલકથા. )

લેખક:—અંબાશંકર તુલસીદાસ દવે, B. A.

( ધ્રાંગધ્રા )



પ્રકાશક:—દલપતરામ ભાઇશંકર રાવળ,

કાસમપુરા, વિરમગામ. ( ગુજરાત. )



પ્રથમાવૃત્તિ. પ્રત. ૧૧૦૦.

સને ૧૯૧૯. સંવત ૧૯૭૫.

કિંમત રૂ. ૧-૧૨-૦

# ગ્રન્થ-સમર્પણ.

શ્રીમાન્ શેઠ હરજીવનદાસ જેસંગભાઇ,
જબલપુર.

**માનવંત શેઠ સાહેબ,**

આપશ્રી સ્વાશ્રયથી લક્ષ્મી સંપાદન કરી ધર્મ, દાન અને પરોપકારના કાર્યમાં ઉદાર હાથે તેનો વ્યય કરો છો. જૈન કોમના એક ભૂષણરૂપ રત્ન છતાં આપની ઉદાર સખાવત એ કોમમાં જ અવલંબી નહિ રહેતાં સાર્વજનિક ધર્મકાર્યમાં પણ લંબાય છે. એના પૂરાવા રૂપે ચાલુ સાલમાં જ આપના અત્રે ત્રણ માસના વસવાટ દરમિયાન જાતીય ભેદ વિના દુષ્કાળ પીડીત દીન જનો અને મુંગા પ્રાણીઓના સંકટ નિવારણ અર્થે ધ્રાંગધરામાં દશ બાર હજાર રૂપિઆની મોટી રકમ આપે અર્પણ કરી છે.

જબલપુરના સ્થાનિક એક્ઝીક્યુટીવ અને મિલિટરી અમલદાર વર્ગમાં એક પ્રમાણિક અને મોભાદાર કંટ્રાકટર તરીકે આપ સારું માન અને પ્રતિષ્ઠા ધરાવો છો, અને છેલ્લા મહાન વિગ્રહમાં આપે આપેલી મદદનો, તા. ૨૫ જુલાઇ સને ૧૯૧૯ ના ઈન્ડીયન સરકારના ગેઝેટમાં સ્વીકાર કરવામાં આવ્યો છે.

તદુપરાંત આપના અંતરમાં ઉદ્દભવેલી આર્ય મહિલાઓના અભ્યુદયની ઉત્તમ યોજનાથી પરિચિત થતાં આપશ્રીની એવી અનેક લોકકલ્યાણની શુભ પ્રવૃત્તિઓથી આકર્ષાઇ હું આ મારી સાહિત્ય પ્રવૃત્તિનું પ્રથમ પુષ્પ આપને અર્પણ કરૂં છું.

લિ.
કૃપાભિલાષી
ગ્રન્થકર્તા.

# સ્મરણાંજલિ.

મારી સ્વર્ગસ્થ હૃદયેશ્વરીને:—

૧. મારા એક પરમમિત્ર શ્રીયુત્ દેવચંદ કુંવરજી શાહ પાસેથી સ્નેહ શું છે એ હું શીખ્યો; અને દૂરનું સગું મળતાં પણ તારા અંતરમાં આનંદ અને પ્રેમ અનવધિ ઉભરાઈ જતા, એ નિહાળી હું ભૂતદયા અને વિશ્વપ્રેમનો પ્રત્યક્ષપાઠ શીખ્યો છું.

૨. તારામાં દિવ્ય અંશ હતો અને તારો આત્મા કોઈ ઉચ્ચ કોટિનો સંસ્કારી હતો, એ તારા ગાઢ સંસર્ગમાં આવનાર હરકોઇ વ્યક્તિને પ્રતીત થયા વિના રહ્યું નથી. ધર્મ, નીતિ અને શીલ વિષે તારૂં મમત્વ અતિ પ્રશસ્ય હતું. એ તારી વિમળાત્મા મૂર્તિની કલ્પનામાંથી જ આ નવલકથાનાં ઉત્તમ સ્ત્રીપાત્રો લીલા અને નિર્મળા ઉદ્ભવ્યાં છે.

૩. તારામાં કંઈ ખામી નહતી એમ તો નહોતું જ. છળ, પ્રપંચ, કાપટ્ય, ઇર્ષ્યા, વૈર વગેરે માંહેનું તારામાં શું હતું ? કંઇજ નહિ. લોકો કહે છે કે આ વૃત્તિઓ મનુષ્યને દુનિયાદારીમાં પાકો બનાવે છે. તારામાં આ ન્યૂનતા, તેથી જ આ દુનિયામાં વધુ રહેવું અનુકૂળ નહિ લાગવાથી તારો આત્મા પોતાના પ્રિયધામમાં ચાલ્યો ગયો હશે.

૪. તારી સૂક્ષ્મ તેજસ્વી મૂર્તિનું ધ્યાન માત્ર મારા મનને પવિત્રતા પ્રતિ દોરી જાય છે. આપણા ટૂંકા ઐહિક સંબંધનું સ્મરણ થતાં મારૂં હૃદય દુઃખથી ભરાઇ જાય છે. એ સંબંધને અશ્રુ સાથે સ્મરતો હું માગી લઉં છું કે, સ્વર્ગમાં બેઠાં બેઠાં તું મારા જીવનની શુભ પ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપજે અને તારા આત્માના ઓજસ્ વડે મારા આત્માને અહર્નિશ ઉજાળતી રહેજે.

ધ્રાંગધ્રા
ભાદ્રપદ શુક્લા ચતુર્થી
સંવત્ ૧૯૭૫.

લી.

તારો વિયોગી.

# પ્રકાશકના બે બોલ.

સામ્પ્રત ઝમાનો જ પ્રગતિશીલ બનવાનો વ્યક્તિ માત્રને આદેશ કરી રહ્યો છે, એવા આ પ્રગતિસૂચક યુગમાં વિદ્યા, કળા, હુન્નર, ઉદ્યોગ, ઇત્યાદિ વિષયોમાં પ્રગતિ કરવાની ઇચ્છાનું અંતરમાં સેવન કરનાર પ્રત્યેક યુવક જ્યારે, "માતૃભૂમિ માટે કંઇ કરો! દેશની પૂર્વકાલીન કારીગિરી–શિલ્પવિદ્યાની પાયમાલી થઇ ગઇ છે તેને પુનર્જીવન આપો! હુન્નરની આબાદી સિવાય આપણા દેશનો ઉદ્ધાર કદાપિ થવાનો જ નથી. કોઈ પણ ધંધો કરવામાં શી શરમ છે? કંઇ ચોરીછીનાળી તો નથી કરવીને? કોલંબસે અમેરિકા દેશ શોધી કાઢ્યો! આપણાં ભારતવાસીઓનાં મગજ તો છેક જ બૂઠ્ઠાં!" એવા એવા ઉદ્ગારો વૃદ્ધ અને અનુભવી ગણાતા કુટુંબીજનો, જ્ઞાતિજનો કે ઇતર જનો તરફથી સાંભળે છે અને પ્રગતિના એ પ્રશ્નો પર ચર્ચા ચલાવતાં તેમને કહે છેઃ "વિદેશી હુન્નર આપણા દેશમાં લાવવા માટે ઇંગ્લંડ, અમેરિકા આદિ દેશોમાં જવાનું ઘણું યે મન છે. પરંતુ શું કરીએ? જ્ઞાતિબહિષ્કારનો ભય રહે છે!" ત્યારે તે અનુભવી ગણાતા વૃદ્ધ જનો કહે છેઃ "બસ્સ! અંગ્રેજી ગોટપિટ તો ઘર ઘાલ્યું બાપા! દેશમાં ક્યાં હુન્નરઉદ્યોગનો ટૂટો છે? ધર્મભ્રષ્ટ! સુધરેલ–ઉધળેલ!"

માત્ર મ્હોંથી લૂખું ઉત્તેજન આપવાનો આડંબર કરનારા અને સત્ય વસ્તુસ્થિતિ શાન્તિથી અને નમ્રતાથી સમજાવવાનો યત્ન કરવા જતાં ત્રિકાળ સિંહની માફક ગર્જના કરીને વાક્બાણો વડે અસત્ય આક્ષેપોનો વર્ષાવ કરનારા, નિરક્ષર, જક્કી–ધૂતી અણસમજુ અને રુઢીગુલામ–પરાણે પટેલીપદ પ્રાપ્ત કરી બેઠેલા કહેવાતા જ્ઞાતિપટેલોનો અનુભવ ગુજરાતની સેંકડો, હજારો જ્ઞાતિના યુવકોને હશે જ. જ્યારે દેશમાં સ્વરાજ્યપ્રાપ્તિની વાતો થાય, ભારતસ-

સમાજમાં પ્રેમ, ઐક્ય અને બન્ધુ પ્રેમની લાગણી સર્વત્ર ફેલાવવાના ઉદ્દેશથી લાંબાં લાંબાં ભાષણોની ભૂંગળો ફુંકાય, ત્યારે સમાજના એક અંગ તરીકે ગણાતી જ્ઞાતિઓ કે, જેનાં તંત્ર જ્ઞાતિના ઉપર્યુક્ત પ્રકારના નેતાઓનાં હાથમાં છે તે તંત્રમાં સમયાનુચિત સુધારો કરવાની લેશમાત્ર પણ પ્રવૃત્તિ ન થાય, એ ઘણું જ ખેદકર લેખાય. દેશોદય સાધવા માટે જ્ઞાતિસુધારણાની સૌથી મોટી અગત્ય છે, એ સમાજના હિતચિંતકોએ કદાપિ ભૂલી જવું જોઇતું નથી જ.

એક વસ્ત્રમાં જેમ સેંકડો સૂતરના તાંતણા દૃષ્ટિગોચર થાય છે, તે જ પ્રમાણે સમાજરૂપી વસ્ત્ર સેંકડો હજારો જ્ઞાતિઓરૂપી તાંતણાનું જ બનેલું છે. તાંતણાની સહાય વિના વસ્ત્રનું સ્વરૂપ જ ક્યાંથી ઘડાવાનું ?

'જૂનું તે સોનું' એ સુત્રની અંધશ્રદ્ધાથી હિમાયત નહિ કરતાં જૂના ચીલામાંનો કાદવ-કીચડ બુદ્ધિ પૂર્વક કેવી રીતે કાઢી લેવાય, તેનું દિગ્દર્શન કરાવનારી આ સુંદર નવલકથા ગુજરાતને ચરણે ધરવામાં આવે છે. ગુજરાત તેનો સત્કાર કેવો અને કેટલા પ્રમાણમાં કરે છે તે હવે જોવાનું છે.

નવલકથાના આ યુગમાં સેંકડો નવલકથા બહાર પડતી જાય છે; પરંતુ ખાસ અમુક હેતુપૂર્વક લખાતી નવલકથાઓનું પ્રમાણ અદ્યપિ અતિ અલ્પ જોવામાં આવે છે. મ્હારા પરમસ્નેહી રા. રા. **અંબાશંકર તુલસીદાસ દવે B. A.** એમનો વર્ત્તમાન 'જ્ઞાતિતન્ત્ર'ની મીમાંસા કરનારી આ હેતુપૂર્વકની નવલકથા લખવાનો પ્રયાસ સફળ નિવડો એ જ અંતરેચ્છા ! ૐ ॥

કાસમપુરા, વિરમગામ.
સંવત્ ૧૯૭૫ ભાદ્રપદ
પ્રતિપત્તિથી. તા. ૨૬-૮-૧૯

**દલપતરામ ભાઇશંકર રાવળ.**

# પ્રસ્તાવના.

નવલકથા ઐતિહાસિક, સ્થિતિસૂચક કે દાર્શનિક હોય, પરંતુ તે દરેક પ્રકારમાં બોધક હેતુ—કોઈ વિશિષ્ટ ઉદ્દેશ સિદ્ધ કરવાનો હોવો જોઇએ. સામાજિક અને ધાર્મિક પરિવર્તન સાધવામાં, સાહિત્યબળ ઘણું કરી શકે એ વાતમાં કંઇ પણ સત્યાંશ હોય તો, કોઇ પણ પ્રાધાન્ય ઉદ્દેશ વિના કેવળ સામાન્ય વાચકવર્ગની રસવૃત્તિ જ પોષવા ખાતર લખાયેલી નવલકથાને સાહિત્યમાં બહુ ઉતરતું સ્થાન મળવું જોઇએ; કેમકે આવી નવલકથા સાહિત્યપ્રભાવની વૃદ્ધિ કરવામાં કશો હિસ્સો આપી શકતી નથી.

ઉપર્યુક્ત સત્ય લક્ષમાં રાખી, જમાનાની જરૂરીયાત પ્રમાણે અને સામાજિક ઉદયને અનુકૂળ જ્ઞાતિતંત્ર રચાવું જોઇએ, એ ઉદ્દેશ સિદ્ધ કરવા આ નવલકથાની વસ્તુસંકલના વર્તમાન જ્ઞાતિસંધારણની સ્થિતિના અવલોકન સાથે કલ્પનાનું મિશ્રણ કરીને ઉપજાવી કાઢવામાં આવી છે.

હિન્દુસમાજ વિવિધ જ્ઞાતિઓમાં વિભક્ત થએલો છે. જ્ઞાતિ એ સમાજનું એક અંગ છે. આ અંગોમાં વ્યવસ્થા ન હોય, પ્રગતિ ન હોય, ઐક્ય ન હોય, કોઇ ઉચ્ચ આદર્શ ન હોય, તો આટલું તો નિર્વિવાદ છે કે આવા વિવિધ અંગોના અસ્તિત્વને લઈ સામાજિક ઉદયસિદ્ધિ દુર્લભ બને છે.

આ નવલકથામાં આધુનિક જ્ઞાતિતંત્રની સ્થિતિનું અમે દિગ્દ-

ર્શન કરાવ્યું છે અને એ તંત્રમાં કેવા પ્રકારની સુધારણા થવી જોઇએ એ અમે સ્થળે સ્થળે બતાવ્યું છે. જ્ઞાતિતંત્ર નામ વાંચીને એ વિષય હરકોઇ વાચકને શુષ્ક જણાય, છતાં એ શુષ્ક વિષયને જરા પણ રસક્ષતિ થવા દીધા વિના આખી વાર્તામાં કેવી ખુબીથી વણી લીધો છે, એની પ્રતીતિ તો આ નવલકથાનું આદ્યન્ત વાચન જ કરાવે.

જ્ઞાતિતંત્ર એ વિષય આ નવલકથામાં મુખ્ય છે. જાતિભેદ તોડી ન્યાતોના અસ્તિત્વને નિર્મૂળ કરવાના વિવાદગ્રસ્ત વિષયમાં અમે ઉતરવા માગતા નથી. છતાં અમે આટલું તો દ્રઢતાપૂર્વક માનીએ છીએ કે, હાલમાં જેવી સ્થિતિમાં જ્ઞાતિઓ છે તેથી કાંઇ ફાયદો નથી; માટે જ્ઞાતિતંત્ર જમાનાને અનુસરતું, જનસમૂહના કલ્યાણનું સાધક અને પ્રગતિશીલ બનાવવું જોઇએ.

ધારો કે, આવતી કાલે આખો હિન્દુસમાજ જ્ઞાતિબંધનને છિન્ન-ભિન્ન કરી એક જ જાતિમાં ફેરવાઇ જાય, તોપણ શું ? કાળાન્તરે એ હિન્દુસમાજ જૂદા જૂદા વર્ગોમાં વહેંચાઈ તો જવાનો જ. રાજાઓ અને જાગીરદારોના જૂદા વર્ગ બને, એવી જ રીતે શ્રીમંત અને ગરીબ, સાક્ષર અને નિરક્ષર, આસ્તિક અને નાસ્તિક, વેપારી અને કારીગર વગેરે, અનુકૂળતા પ્રમાણે અનેક જૂદા જૂદા વર્ગોમાં હિન્દુસમાજ સ્વાભાવિક રીતે જ ક્રમે ક્રમે વિભક્ત થઇ જાય. હિન્દુઓની સંરક્ષક ( conservative ) પ્રકૃતિને લઇ આ વર્ગો પોતાના વાડા બાંધી લે અને પરિણામે આ વર્ગો પણ હાલની જ્ઞાતિઓ જેવા અભેદ્ય કિલ્લા રૂપ જ બને. તો પછી ઉચિત માર્ગ તો એ જ છે કે હાલ

તુરત રૂઢ થઇ ગયેલાં પ્રગતિ વિરોધક જ્ઞાતિબંધનો કમી કરી, ' જ્ઞાતિ એ એક સંકુચિત લગ્નક્ષેત્ર ' છે, એ લગ્નક્ષેત્રને વિસ્તૃત બનાવી, જ્ઞાતિમાં શ્રીમંત, ગરીબ, કેળવાએલા અને અભણ, સર્વેને પરસ્પર સાહાય્ય કરી સહકાર્યબળવડે સર્વેનો અભ્યુદય એક સાથે સાધી શકાય એવો પ્રબંધ રચી સમાજના આ પ્રત્યેક જ્ઞાતિ–અંગને સુદૃઢ અને સુશોભિત બનાવવું.

જૂદી જૂદી હિન્દુ જ્ઞાતિઓનાં બંધારણ અને રીતરિવાજનો અલ્પ-સ્વલ્પ અનુભવ મેળવ્યા પછી તેમાં સમયોચિત સુધારણા કરવા માટે કેવા કેવા ઉપાયો યોજાવા જોઇએ તે વિષયનો શાન્તિથી વિચાર કર્યા પછી જ પ્રસ્તુત નવલકથા તટસ્થપણે લખવાની પ્રવૃત્તિ આદરી છે. અમારો આ પવિત્ર ઉદ્દેશ જૂદી જૂદી જ્ઞાતિઓના હિતચિંતકોના લક્ષમાં આવશે એવી આશા છે. આ નવલકથાના ઊંડા અભ્યાસથી તેમને ખાત્રી થશે કે, જ્યાં જ્ઞાતિનું તંત્ર સંકુચિત દૃષ્ટિવાળા અગ્રેસરોના હાથમાં હોય છે, ત્યાં સર્વત્ર એક સરખી પ્રણાલી દૃષ્ટિગોચર થાય છે.

મુંબઈ નિવાસી **શ્રીમાન્ દયાશંકર દેવશંકરભાઇએ** પોતાની જ્ઞાતિમાં વિદ્યાપ્રચારના હેતુથી પોતાના સ્વર્ગસ્થ માતુશ્રીના પુણ્યાર્થે " દુર્ગાબાઇ ફંડ " ખોલીને જ્ઞાતિના સમસ્ત વિદ્યાર્થીઓને દ્રવ્ય સહાય આપતા રહે છે અને આ લેખક પણ તેમને રૂણી હોવાથી અત્રે તેમનો આભાર માનવાની ફરજ સમજે છે. તેનજ અમારા **ધ્રાંગધ્રાના સાધુચરિત શેઠ મોતીલાલ મુળચંદ ઠક્કર.** જેઓ શ્રીમંત છતાં કેવળ નિરભિમાની અને સાદાઇને ચાહનારા છે, તેમણે પણ આપેલ પ્રોત્સાહન માટે લેખક આભાર માને છે.

સને ૧૯૧૮ માં ધ્રાંગધ્રામાં પ્લેગનું જોર વધી પડયું ત્યારે હું રાજકોટ ગયો અને ત્યાં પૂર્ણ નિવૃત્તિના પરિણામે આ નવલકથા લખાણી છે. એ જેમ લખાતી તેમ હું એ મારાં પત્નીને વંચાવતો, સમજાવતો; પણ એ દેવી–નિર્મળહૃદયા દેવી તો ક્રુર ઇન્ફલ્યુએન્ઝાની આહૂતિ થઇ પડી; અને હાલ આ નવલકથા પ્રસિદ્ધ થએલી જોવાને એ દેવી આયુષ્યમતી નથી, એ જોઈ મારૂં અંતર સહસ્ત્રધા વિંધાઇ જાય છે. સ્વર્ગમાં એના આત્માને અખંડ શાન્તિ મળો એ જ પ્રભુ પ્રતિ પ્રાર્થના. ૐ શાન્તિ !

[ આ નવલકથાનું નામ “વસંતવિજય” રાખેલું, પરંતુ તે નામની નવલકથા આ પહેલાં પ્રસિદ્ધ થયાનું પાછળથી જાણવામાં આવતાં કોઇને વાંધા જેવું ન રહે માટે તે નામ બદલીને હાલનું નામ કાયમ કર્યું છે.

ધ્રાંગધ્રા
તા. ૨૩ ઑગસ્ટ ૧૯૧૯. } અંબાશંકર તુલસીદાસ દવે.

## અનુક્રમણિકા.

| પ્રકરણ. | | પૃષ્ઠ. |
|---|---|---|
| ,, | ૧ લું. આકર્ષણ. ... ... ... | ૧ |
| ,, | ૨ જું. સૌન્દર્ય પ્રદીપનું પતંગીયું. ... ... | ૯ |
| ,, | ૩ જું. આશાના તરંગપર.... ... ... | ૧૯ |
| ,, | ૪ થું. પુત્રવિવાહનો અભિલાષી પિતા. ... | ૨૪ |
| ,, | ૫ મું. યોગ્યં યોગ્યેન યોજયેત્. ... ... | ૩૨ |
| ,, | ૬ ઠું. નવલનો બોધ અને ન્યાતનો વિરોધ.... | ૩૮ |
| ,, | ૭ મું. પુત્રીના પ્રણયપર પાદપ્રહાર. ... ... | ૪૯ |
| ,, | ૮ મું. જ્ઞાતિસભાનું સ્વરૂપ.... ... ... | ૫૮ |
| ,, | ૯ મું. સત્ય ખાતર સ્નેહની અવગણના. ... | ૬૯ |
| ,, | ૧૦ મું. માની મુંઝવણ અને કાકાનું કારસ્થાન... | ૭૫ |
| ,, | ૧૧ મું. સુતાનું સૌભાગ્ય અને સ્ત્રીહૃદયમાં રુઢિનું સામ્રાજ્ય. | ૮૪ |
| ,, | ૧૨ મું. અખંડ કૌમાર્યવ્રત કે વિશુદ્ધ વૈધવ્ય ? | ૯૨ |
| ,, | ૧૩ મું. કામાર્ત અનંગની અધિકાધિક અધમતા. | ૧૦૦ |
| ,, | ૧૪ મું. પાશવવૃત્તિમાં રહેલી ભયંકરતા. ... | ૧૧૧ |
| ,, | ૧૫ મું. સ્વર્ગગમનનું સ્વપ્ન. ... ... | ૧૨૦ |
| ,, | ૧૬ મું. પાપીઓની પ્રપંચજાળ. ... ... | ૧૩૧ |
| ,, | ૧૭ મું. સુર અને અસુરનો રણસંગ્રામ અને વિમળનો વિજય. | ૧૪૦ |

,, ૧૮ મું. "વ્યવહાર"યજ્ઞના કુંડમાં હોમાતી આહુતિને ઉદ્ધાર. ૧૪૮
,, ૧૯ મું. બિન્દુમૈયાની આત્મકથા. ... ... ૧૬૧
,, ૨૦ મું. પૌર્વાપત્ય અથવા બિન્દુમૈયાના ભેદ. ૧૬૮
,, ૨૧ મું. પ્રેમવેલડીની અચલતા. ... ... ૧૭૩
,, ૨૨ મું. પશ્ચાત્તાપના પાવકમાં અનાચારનો અંત. ૧૮૪
,, ૨૩ મું. વૈરિણી કે મોહિની ! ... ... ૧૯૪
,, ૨૪ મું. બિન્દુમૈયાના નેત્રકટાક્ષથી વિંધાએલું હૃદય. ૨૦૨
,, ૨૫ મું. બિન્દુમહિમા. ... ... ... ૨૧૪
,, ૨૬ મું. ભોગવિલાસ કે આત્મવિનાશ ? ... ૨૨૩
,, ૨૭ મું. ન્યાયમંદિરમાં સપડાયલો સાક્ષી. ... ૨૩૩
,, ૨૮ મું. અક્ષદમનની અક્ષવિહ્વલતા. ... ૨૪૫
,, ૨૯ મું. લીલાનો પ્રણયવિજય. ... ... ૨૫૪
,, ૩૦ મું. સ્વર્ગ ક્યાં છે ? ... ... ૨૬૧




# અરવિંદનો અભ્યુદય અથવા મઢૂલીનો મહેલ.

( લેખકઃ—અંબાશંકર તુલસીદાસ દવે, B. A. )

છેકજ નિરાધાર સ્થિતિના એક કૃષિકારને ત્યાં જન્મેલો પરંતુ સુજ્ઞ અને સંસ્કારી માતાના પ્રેમળ સહવાસમાં ઉછરવાથી ગરીબ અરવિંદ માતૃશિક્ષણના પ્રતાપે જે અડગ મનોબળ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય છે તેનું આબેહૂબ ચિત્ર આ નવલકથામાં એવું તો સચોટ રીતે આલેખવામાં આવ્યું છે કે પ્રત્યેક મનુષ્ય આ નવલકથા વાંચવી શરૂ કર્યા પછી તે પૂરી કરવાની જીજ્ઞાસા રોકી શકતો નથી. દીન અવસ્થાવાળો નવલકથાનો નાયક—અરવિંદ બાલ્યકાળથી જ જિજ્ઞાસુ સ્વભાવવાળો હોવાથી સર્વદર્શી બને છે. તે શરૂઆતમાં તેને વિવિધ પ્રકારની નિરાશાઓ અનુભવવી પડે છે. પરંતુ "ઉલટ-ભેર ફરીથી કરો" એ સૂત્રને દઢતાથી વળગી રહીને નિરંતર ઉત્સાહી રહી ગમે તેવાં દુર્ઘટ કાર્યો સફળ કરવા માટે અહર્નિશ પ્રયત્નશીલ રહે છે. સામાન્ય સ્થિતિમાંથી મહાન પ્રોફેસર, એક સમર્થ-વકતા—અને દેશભક્ત તરીકેની સુકીર્તિ પ્રાપ્ત કરે છે. નવલકથાની નાયિકા ગર્વિષ્ટ કૌમુદિને અરવિંદની પત્ની બનવાનો . પ્રસંગ આવે છે. અને અંતે એ વિદ્વાન્ પતિ સાથે દેશોદય સીધવામાં જે ભાગ તે ભજવે છે, તે ઉપરથી આર્યભગિનીઓને આ નવલકથામાંથી ઘણું ઘણું જાણવાનું મળશે. ઉંચા ગ્લેઝ કાગળ પર છપાશે. પાકું પૂઠું સોનેરી.

લખોઃ—

દલપતરામ ભાઈશંકર રાવળ.

કાસમપુરા, વિરમગામ. (ગુજરાત)

વાંચો અને મિત્રમંડળમાં વંચાવો.

# સાહિત્ય પુષ્પમાલા.

## થોડા ખર્ચે સારૂં અને ઉત્તમ વાંચન મેળવવું હોય તો

આજેજ ગ્રાહક થાઓ.

**આ 'માળા'ના નીચેના નિયમો અવશ્ય વાંચો.**

(૧) આઠ આના 'પ્રવેશ ફી' ભરવાથી **"સાહિત્ય પુષ્પમાલા"** ના કાયમના ગ્રાહક થઇ શકાય છે. એ પ્રવેશ ફી **પાછી અપાશે નહિ.**

(૨) કાયમના ગ્રાહકોને **"સાહિત્ય પુષ્પમાલા"** નાં પ્રસિદ્ધ થઇ ગએલાં તેમજ પ્રસિદ્ધ થનારાં તમામ પુસ્તકો પોણી કિંમતે મળશે. પ્રસિદ્ધ થઇ ગએલાં પુસ્તકો ખરીદવાં કે કેમ, તે ગ્રાહકની ઇચ્છાની વાત છે. પરંતુ ગ્રાહક થયા પછી **પ્રસિદ્ધ થનારાં તમામ પુસ્તકો તો લેવાં જ પડે.**

(૩) નવું વર્ષ જાન્યુઆરીની શરૂઆતથી ગણવામાં આવશે. એક વર્ષમાં માલાનાં ત્રણથી પાંચ પુસ્તકો આશરે રૂપિઆ પાંચ સુધીની કિંમતના પ્રસિદ્ધ થશે. જે ગ્રાહકોને પોણી કિંમતમાં જ મળશે.

(૪) કોઈ પણ ખાસ કારણ સિવાય વી. પી. પાછું વાળવામાં આવશે તો તેનું પોસ્ટેજ ખર્ચ માલાના બીજાં પુસ્તક સાથે વસુલ લેવામાં આવશે; અને આ બીજું વી. પી. પણ કંઈપણ જાતનો ખુલાસો કર્યા વિના પાછું વાળવામાં આવશે તો ગ્રાહકનું નામ લીસ્ટમાંથી કમી થશે.

(૫) 'પ્રવેશ ફી'ના આઠ આના મ. ઓ. થી કે પોસ્ટલ સ્ટેમ્પ દ્વારા અગાઉથી જ મોકલવા. માલાના પુસ્તકના વી. પી. સાથે વસુલ કરવાનો રીવાજ નથી.

(૬) કાયમના ગ્રાહકોને માલાનાં બીજાં પુસ્તકો જોતા

હોય ને તેની કિંમત રૂપિઆ દશ કરતાં વધારે હોય તો અમુક અમુક રકમ અગાઉથી મોકલવી પડશે જે વી. પી. માં મજરે આપવામાં આવશે.

(૭) કાયમના ગ્રાહકોને આ પુષ્પમાળાનાં ગમે તેટલાં પુસ્તકો ગમે તેટલીવાર પોણી કિંમતે મળી શકશે.

લખોઃ—

દલપતરામ ભાઈશંકર રાવળ,
કાસમપુરા, વિરમગામ. (ગુજરાત)

---

## ચાલુ વર્ષમાં

### સાહિત્ય પુષ્પમાલાનાં પ્રસિદ્ધ થનારાં પુસ્તકો.

(૧) શાહજહાંના સુપુત્રો ! અને રણવીરનો રણપ્રભાવ. (સ્વતન્ત્ર ઐતિહાસિક નવલકથા.) લેખકઃ—દલપતરામ ભાઇશંકર રાવળ. પ્રથમ પુષ્પ તરીકે. વધુ માટે જુવો પાનું ૨૬૮.

(૨) અરવિંદનો અભ્યુદય અથવા મહુલીનો મહેલ. (લેખકઃ—અંબાશંકર તુલસીદાસ દવે. B. A.)

(૩) શિક્ષા— લેખક—બંગસાહિત્ય સમ્રાટ ડૉકટર રવીન્દ્રનાથ ટાગોરની પરવાનગીથી ભાષાન્તર કર્તા, રા. રા. દલપતરામ ભાઇશંકર રાવળ.

ઉપરનાં ત્રણે પુસ્તકો હાલ તૈયાર થાય છે અને તેમાંથી જે પહેલું તૈયાર થશે તે ગ્રાહકોને મોકલાશે. બીજાં પુસ્તકોની પસંદગી કર્યા પછી નામ જાહેર થશે. ગ્રાહક થવા માટે લખોઃ—

દલપતરામ ભાઇશંકર રાવળ,
કાસમપુરા, વિરમગામ. (ગુજરાત)

# શિક્ષા.

( મૂળ લેખકઃ—બંગ સાહિત્ય સમ્રાટ કવિવર ડોકટર રવીન્દ્રનાથ ટાગોર, તેમની ખાસ આજ્ઞાથી ભાષાંતર કર્તાઃ—દલપતરામ ભાઇશંકર રાવળ. )

વર્તમાન શિક્ષણ પદ્ધતિ માટે આપણા દેશના વિદ્વાનો તરફથી સામ્પ્રત સમયમાં જે ઉહાપોહ થઇ રહ્યો છે તેનો સચોટ રદીઓ આપીને કયા પ્રકારનું શિક્ષણ ભારત પ્રજાને વર્તમાન સમયમાં બંધ બેસતું અને કલ્યાણકારી નિવડી શકે તેનું યથાર્થ જ્ઞાન આપનાર આ ઉત્તમ લઘુ ગ્રન્થ અવશ્ય વાંચો. દેશની વર્તમાન શિક્ષણ પ્રણાલી સંબંધમાં માત્ર અસંતોષ પ્રકટ કરીને રોદડાં રોવાથી કાંઇ જ વળવાનું નથી; પરંતુ એ અર્વાચીન શિક્ષણ પદ્ધતિમાં જે પ્રકારની સુધારણા ત્વરિતપણે થવાની આવશ્યકતા છે તે માટે કેવા કેવા ઉપાયો યોજવા જોઇએ તે વિષે ડૉ. રવીન્દ્રનાથ ટાગોરે પોતાના આ નિબંધોમાં વિદ્વત્તાપૂર્ણ નાનાવિધ સૂચનાઓ કરી છે. કેળવણી ખાતાના અધિકારીઓ, શિક્ષકો અને દેશ-હિંતચિંતકોને ઘણું જ શીખવાનું, જાણવાનું અને મનન કરવાનું આમાંથી મળશે. રવીન્દ્ર બાબુની લેખીનિ હવે ગુજરાતને સુપરિચિત છે એટલે પુસ્તકની ઉપયોગીતા સંબંધમાં વિશેષ કહેવા જેવું છે જ નહિ. સાઇઝ ડેમી સોળ પેજી ગ્લેઝ કાગળ અને પાકું પૂઠું.

દલપતરામ ભાઇશંકર રાવળ.
કાસમપુરા, વિરમગામ, (ગુજરાત)

# વસંતવિજય
## અને
# જ્ઞાતિતંત્ર.

## પ્રકરણ ૧ લું.

### આકર્ષણ

"અને આ જમણી બાજુએ બેઠું છે એ કોણ?" વસંતે છબી જોઇને ઉત્કંઠિત મનથી પૂછ્યું. નવલે સરલતાથી પ્રત્યુત્તર આપ્યોઃ—"એ તો મારાં વીણા બે'ન છે."

નવલ અને વસંત ઉદયપુરની કૉલેજના વિદ્યાર્થીઓ છે. બન્ને સહાધ્યાયી અને વળી એક જ જ્ઞાતિના હોવાથી, તેઓ ઉભયની વચ્ચેના નૈસર્ગિક પ્રેમભાવે વિશુદ્ધ મિત્રભાવનું સ્વરૂપ ધારણ કર્યું હતું. કૉલેજના વિદ્યાર્થીભુવન (હૉસ્ટેલ)માં બન્ને મિત્રો એક જ ખંડમાં સાથે રહેતા હતા. આવા નિત્યના સહવાસને લઇ પરસ્પરનો હૃદયપરિચય વૃદ્ધિ પામ્યો હતો. દીર્ઘ હૃદયપરિચયમાંથી હૃદયની દૃઢ એકતાનો જન્મ થયો હતો. જૂદા જૂદા પ્રસંગે બન્ને મિત્રોના અંતરમાં જે જે

વિવિધ ભાવો ઉદ્દભવતા, તે તેઓ વિણુ સંકોચે પરસ્પર જણાવતા; છતાં આજે વીણાની છબી જોઇ વસંતના હૃદયમાં જે ભાવ ઉત્પન્ન થયો તે નવલ આગળ તે પ્રકટ કરી શકયો નહિ. કેમ પ્રકટ કરી શકે? વીણા નવલની બ્હેન હતી. છબીમાં પણ ઝળકી રહેલું વીણાનું અપૂર્વ વદન સૌન્દર્ય જોઇને વસંતના હૃદયમાં કંઈક મનોભાવ ઉદ્દભવ્યા પણ તેણે એ સર્વ હૃદયમાં જ દબાવી દીધા. વસંતનું હૃદય વિહ્વલ બન્યું. નવલ આગળ આ આંતરવિહ્વલતા વસંત વ્યક્ત કરી શકત તો તેને શાન્તિ મળત અને હૃદયભાર કમી થાત. પણ તેમ કરવું અનુચિત હતું.

જે બાળા ચિત્રમાં આવી મનોહારિણી દીસે છે, તેની જીવન્ત મૂર્તિ કેવી પ્રફુલ્લ, સુકોમળ અને લલિત હશે, તે વિચાર તેના મનમાં રમી રહ્યો. આ બાળાને એક વાર તો જોવી જ એ ઇચ્છા તેના હૃદયમાં પ્રાધાન્યપદ ભોગવી રહી.

ગ્રીષ્મઋતુનો પ્રારંભ થઇ ચૂકયો હતો. કૉલેજ આઠ દિવસ પછી બંધ થવાની હતી. ગઈ કાલે વિદ્યાર્થીઓએ કૉલેજની જયન્તી ઉજવી હતી; અને તેના અંગે એક સોશીયલ મેલાવડો ભર્યો હતો. રાત્રે કેટલાક કુશળ વિદ્યાર્થીઓએ અધિકારી વર્ગ, પ્રતિષ્ઠિત નાગરિકો, પ્રોફેસરો, અને અન્ય વિદ્યાર્થીઓ સમક્ષ, કેટલાક ગુજરાતી, અંગ્રેજી, અને ઉર્દુ સંવાદો, તેમજ બે ત્રણ સંસ્કૃત નાટકના અમુક વિભાગ ભજવી બતાવ્યા હતા.

આવા પ્રસંગે વસંત ઉમંગથી સ્ત્રીપાઠ લેતો. તેના કંઠને, તેની નૈસર્ગિક ચેષ્ટાને, તેની મનોહર મુખાકૃતિને, સ્ત્રીપાઠ અતિ અનુકૂળ હતો. ગઇ રાત્રે તેણે પ્રશંસનીય કૌશલ્યથી શકુન્તલાનો પાઠ

ભજવ્યો હતો. આ કાર્ય માટે તેને ધન્યવાદ આપતાં નવલે કહ્યું:-
"વસંત! તારા અભિનયયુક્ત મધુર ભાષણથી પ્રેક્ષકો આશ્ચર્ય-મુગ્ધ બની ગયા હતા. સર્વને એવી અસર થઇ હતી કે, રંગભૂમિપર સાક્ષાત્ કોઇ નવયૌવના સ્ત્રી જ કાર્ય કરી રહી ન હોય. વસંત! સત્ય કહું છું, શકુન્તલાના વેશમાં હું પણ તને કળી ન શક્યો. તારાં સૌન્દર્ય, લાલિત્ય અને વિલાસયુક્ત અંગચેષ્ટા જોઇને મી. કામધન તો વિહ્વલજ બની ગયો. તે સૌન્દર્યમોહમાં એટલો લપસી પડ્યો કે તું પુરૂષ જાતિ છે એ વાત પણ તે ભૂલી ગયો."

વીણાની મનહર છબી જોતાં સ્ત્રી સૌન્દર્યમાં કેવું અનિવાર્ય આકર્ષણ છે, એ વાતનો વસંતના અંતરને સારો અનુભવ થયો હતો. છતાં પોતાનો મનોભાવ છૂપાવવા વસંતે સ્ત્રીઓમાં રહેલી અનિષ્ટતાનું વિવેચન કર્યું:-"સ્ત્રીવેશમાં રહેલી પુરૂષ વ્યક્તિ આવી મોહજનક છે તો પછી સાક્ષાત્ સુંદરીઓનું તો પૂછવું જ શું? સ્ત્રીસૌન્દર્યમાં રહેલું આકર્ષણ પુરૂષને અનિષ્ટ માર્ગે દોરી જાય છે, તેથી જ હું કહું છું કે આ અવનિપર અંગના એ એક પ્રકારનું અનિષ્ટ છે. મારી આવી માન્યતાથી પ્રેરાઇ તે દિવસે કૉલેજમાં "સંસારમાં સ્ત્રીની ઉપયોગીતા" એ વિષયપર વિવાદ થયો ત્યારે મેં કહ્યું હતું કે, "સ્ત્રીઓ જગતની પ્રગતિમાં અંતરાયરૂપ છે, કામિની સંસારમાં કલેશ અને કષ્ટની ઉત્પાદક છે. પ્રેમદાઓ પુરૂષનું સત્ત્વ ચૂસી પોતે પુષ્ટ બને છે. પુરૂષપર જીવનારી છતાં પુરૂષને પરતંત્રતાની શૃંખલા પહેરાવે છે. પોતે અંગપર સુવર્ણ ધારણ કરી પુરૂષને સાધુ બનાવે છે."

આ નિંદ્ય વચનોનો ઉત્તર આપતાં નવલ કટાક્ષ કરતાં બોલ્યો:-
"વસંત! યાદ રાખ, લલનાને તું એક પ્રકારનું અનિષ્ટ ગણે પણ તારે જ એ અનિષ્ટને એક વખત અર્ધાંગના કરવી પડશે. જીવનભર તું કંઇ

અવિવાહિત તો થોડા જ રહેવાનો!"

"મારા પિતાશ્રીનો એ વિષયમાં દુરાગ્રહ નહિ હોય તો મારો તો પ્રથમથી જ એવો નિશ્ચય છે." વસંતે ગોળમટોળ ઉત્તર આપતાં જવાબદારી પિતાના શિરપર ઢોળી દીધી.

સાંજના નવલ બહાર ફરવા ગયો. વસંત સાથે ન ગયો. તેણે પુનઃ એ છબી હાથમાં લીધી. વીણામાં તેનું મન વધારે મુગ્ધ બન્યું. રજામાં નવલને ત્યાં જઇને એ મનોહર બાળાને સાક્ષાત્ નિહાળવાની તેની મનોવૃત્તિ વિશેષ અને વિશેષ દુર્જેય બની. મનમાં અનેક ઘટના તેણે ઘડી. નવલ અને વસંત બન્ને જુનીયર બી. એ. ના વર્ગમાં હતા. આ વર્ષે પરીક્ષાની ઉપાધિ નહોતી. રાત્રિએ બન્ને મિત્રો જ્યારે વિનોદ કરવા બેઠા ત્યારે વસંતે આતુર મનથી દરખાસ્ત મૂકી:—

"આ વર્ષે આપણે પરીક્ષા આપવાની નથી, માટે આ 'સમર વેકેશન' આનંદમાં પસાર કરવું જોઇએ."

"તો કહે ત્યારે આનંદ અર્થે શું કરવું? સમુદ્રપ્રવાસ કે ઉત્તર હિન્દની મુસાફરી?"

"એકે નહિ. ગ્રીષ્મ ઋતુમાં જલ પરિક્રમણમાં ઘણું જોખમ રહ્યું છે; અને ઉત્તર હિન્દમાં સ્થળ સ્થળ ભમવું એમાં શાન્તિ થોડી અને વિટંબના વિશેષ."

"ત્યારે કોઇ આથેરાન કે મસુરી જેવી એકાંત શીતલ ટેકરી પર જઇને રહીશું?" નવલે સૂચના કરી.

કોઇ પણ પ્રકારે વીણાની મનોહર મૂર્તિ દૃગ્ગોચર કરવી એજ વસંતની પ્રબળ ઉત્કંઠા હતી. તેને પોતાનો મનોભાવ છૂપો રાખી આંતર હેતુ સિદ્ધ કરવાનો હતો. આથી તે આ યોજનાને કેમ અનુ-

મતિ આપે ? વસંત કંઇક કૃત્રિમ જોમ લાવી તીવ્રસ્વરે બોલ્યોઃ– "નવલ ! તું કેવી વાત કરે છે? શીતળ ટેકરી પરનો નિવાસ કેટલો ખર્ચાળ છે એનો તને કંઇ ખ્યાલ છે ? આપણું વિદ્યાર્થીજીવન સાદું અને અલ્પવ્યયી હોવું જોઇએ."

"અને કહો કે એ જીવનમાં આનંદ કરવાની વાત જ ન હોવી જોઇએ." નવલે સહજ ટકોર કરી.

"જે આનંદ નિર્દોષ છે, અને વળી અલ્પવ્યયી છે તે વિદ્યાર્થી માટે નિષેધ નથી." વસંતે પોતાના મતનું સમર્થન કર્યું.

"એવા અલ્પવ્યયી આનંદની યોજના કઇ તે તમે જ કહોને ?" નવલે પ્રશ્ન પૂછ્યો.

વસંત શો ઉત્તર આપે ? તે મનમાં મુંઝાયો. પણ એક પળ વિચાર કરી તેણે કહ્યું: – " મારા પિતાશ્રી વારંવાર કહે છે કે નવલને એક વાર આપણે ત્યાં તેડી લાવ. મારી સાથે શાન્તિપુર ચાલો. ત્યાં આપણા દિન અતિ આનંદમાં નિર્ગમન થશે."

"શાન્તિપુર અન્ય પ્રસંગે આવીશ. હાલ તો મારૂં હૃદય મારી જન્મભૂમિ પ્રતિ આકર્ષાઇ રહ્યું છે." નવલે અંતરની વાત વ્યક્ત કરતા કહ્યું.

વસંતે છળમાંજ વાત કરીઃ–"**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी.** જન્મભૂમિનું ગૌરવ સ્વર્ગથી પણ અધિક અંકાયું છે. નવલ ! જન્મભૂમિપ્રતિ મનુષ્ય માત્રનું અંતર આકર્ષાય એ સ્વાભાવિક છે. હું ધારૂં છું કે આ પ્રેમના અંતરાયરૂપ બની શાન્તિપુર તેડી જવા તમને આગ્રહ કરવો એ પણ એક પાપ છે."

નવલ આનંદમાં આવી જઇને બોલ્યોઃ– " નિઃશંક. જો !

સાંભળ, મારી જન્મભૂમિમાં એક સ્વર્ગ આવેલું છે. એ સ્વર્ગમાં એક દિવ્ય મંદિર છે. એ મંદિરને હાસ્ય વડે ઉજાળતી, શ્વાસ વડે સુવાસિત કરતી, મુખ વડે માધુર્ય સિંચતી એક લલિતાંગી બાળા એ જ મંદિરમાં નિવાસ કરે છે. એ પુષ્પ નિર્મિત ઇન્દીવરાક્ષી કિશોર બાળાની સ્નેહભરી દૃષ્ટિએ મારા હૃદયમાં પ્રેમજ્યોતિ જગાવી છે. હું એ હૃદયદેવીનો ઉપાસક બન્યો છું. ”

“ આ તમારી પ્રેમોપાસના મને અદ્યપિ કેમ ન જણાવી ? ” વસંતે વિસ્મિત બની પૂછ્યું.

“ સ્ત્રીસંસર્ગથી ડરનાર તારા જેવા જગજાહેર નારીનિંદક આગળ પ્રેમકથા કરવી એ વૃથા છે. ” નવલે યોગ્ય ઉત્તર આપ્યો.

“ મારા જેવા નારીનિંદકને પ્રેમકથા સંભળાવી સ્ત્રી પ્રશંસક બનાવવો એ શું મિત્ર તરીકે તમારૂં કર્તવ્ય નથી ? વળી આ કર્તવ્યપાલનમાં સ્ત્રીસેવા પણ રહેલી છે. ” વસંતે નવલને કર્તવ્યભાન કરાવ્યું.

“ કર્તવ્ય બજાવતાં સ્ત્રીસેવા થતી હોય તો હું તે અવશ્ય કરીશ. સ્ત્રી તો સત્કર્મની પ્રેરણા છે. એ સત્યનું રહસ્ય સમજાવી હું તને પ્રમદાપ્રશંસક બનાવીશ. અવિવાહિત જીવનનો તારો નિશ્ચય તોડાવી તને કોઈ મનોહર બાળાનો સુયોગ કરાવી આપીશ. તને સ્ત્રીમહિમા શીખવીશ, પ્રેમપાઠ ભણાવીશ, અને એ પ્રમાણે હું તારો ગુરૂ બનીશ. પણ વસંત ! કહે જોઇએ, આપણી પાઠશાળા ક્યાં રાખશું ? ” નવલે પ્રશ્ન મૂક્યો.

“ શિષ્યને ત્યાં ગુરૂએ ભણાવવા જવું એવો આજકાલ ખાનગી શિક્ષણનો ક્રમ થઇ પડ્યો છે. પણ એથી તો ગુરૂનું ગૌરવ કમી થાય છે. અધ્યયનાર્થે ગુરૂને ત્યાં શિષ્યે જવું એ પ્રાચીન પદ્ધતિ મને

તો બહુ ગમે છે." વસંતે અંતરેચ્છાને અનુસરી ગુરૂગૌરવ વધારવા યત્ન કર્યો.

વીણાની મનોહર પ્રતિમા દૃષ્ટિએ પડવાથી વસંતના હૃદયમાં જે પ્રેમભાવના ઉદ્ભવી હતી, તે સંબંધી નવલ કશુંયે જાણતો ન હતો. તેથી આ સાંભળી તે એકાએક સરલ ભાવે બોલી ઉઠયો: "વસંત! તારે મારી સાથે પ્રગતિપુર આવવું એ જ ઉચિત માર્ગ છે. પ્રગતિપુરમાં પ્રેમની પ્રયોગશાળા છે. ત્યાં હું તને મારી પ્રણયિની બતાવીશ, ત્યાં તને પ્રેમીઓનાં પ્રેમનો પરિચય થશે. ત્યાં તને પ્રેમનો અનુભવ પાઠ મળશે. પણ કહે જોઇએ, ગુરૂદક્ષિણામાં મને શું આપીશ?"

"ગુરૂદક્ષિણા! એનો તો અધ્યયનના અંતે જ નિર્ણય થશે." એટલું કહી વસંત સ્વગત બોલ્યો:—"જે વીણાના ચિત્રમાં આ ચિત્ત ચોંટી રહ્યું છે તે બાળાનું પાણિગ્રહણ કરાવીશ તો ગુરૂદક્ષિણામાં, નવલ! મારો પ્રાણ પણ તારે જોઇતો હશે તો હું તે તારા ચરણે અર્પણ કરીશ."

અંતે નિર્ણય થયો કે બન્ને મિત્રોએ રજામાં નવલને ત્યાં પ્રગતિપુર જવું. રજા પડવાને હજુ થોડા દિન બાકી હતા. આ અરસામાં નવલ પણ કોઇ કોઇ વાર એ છબી જોતો, અને મનમાં ઇચ્છતો: "આ છબીમાં એ મારી પ્રેમીબાળા બેઠી હોત, તો એ મારી હૃદય દેવીની મનહર મૂર્તિ અહોરાત્ર નિહાળી હું કેવો આનંદ અનુભવત!" નવલ બહાર જતો ત્યારે છૂપી રીતે વસંત એ છબી મેળવતો અને વીણાની લલિત મૂર્તિ સામે એકીટશે જોઇ રહેતો. વીણાની મૂર્તિમાં વસંત આજ આવો મુગ્ધ કેમ બની ગયો! આ

પ્રશ્નનો ઉત્તર અમે પ્રથમથીજ આપીએ છીએ. સૌન્દર્યમાં કોણ મુગ્ધ ન બને? વસંતમાં નૈસર્ગિક સૌંદર્યપ્રેમ વિશેષ હતો. વીણાની મૂર્તિમાં અનેક મોહક સૌંદર્ય તત્ત્વો હતાં. વસંતને નારી. નિન્દા પ્રિય હતી એ વાત ખરી; પણ વાયુના વીરપુત્ર હનુમાને પગતળે પનોતીને દબાવી રાખી છે, તેમ અંતરમાં પ્રગટેલા પ્રબળ સૌન્દર્ય પ્રેમનાં ચરણ તળે એ બિચારી નિન્દા ક્યાંય દબાઇ ગઇ.

વીણા કંઇ નવલની સહોદરી ન હતી. એ નવલની ફોઇની પુત્રી હતી. નવલનો ફુવો ગુજરી ગયો અને બે વર્ષ પછી તેની ફોઇએ પણ પતિ પાછળ સ્વર્ગમાં અનુગમન કર્યું. આવી સ્થિતિમાં આ નિરાધાર બાળાને નવલના પિતા વિનોદરાયે પોતાને ત્યાં લાવી ઉછેરી. જેવી તે સ્વરૂપવાન હતી તેવી જ બુદ્ધિમાં સતેજ હતી. નવલની ખંત અને કાળજીને લઈ અભ્યાસમાં પણ વીણા સારી રીતે આગળ વધી હતી.

નવલની હૃદય દેવીનું નામ લીલા હતું. આ પ્રેમાળ અને ચતુર લીલાનો આપણને આગળ જતાં ઘણો પરિચય થશે. તે ગંગા નામની વિધવાની પુત્રી હતી; કાર્ય કુશળ અને ચાલાક હતી. તેની કેળવણી ઉપર તેના સદ્ગત પિતાના મિત્ર એક પરોપકારી સજ્જન દીનાનાથની દેખરેખ હતી. વીણા અને લીલા વચ્ચે સખીભાવ ઉત્પન્ન થયો હતો. બન્ને બેનપણીઓ એક જ વર્ગમાં ભણતી હતી. લીલા વારંવાર અભ્યાસ અર્થે વીણા પાસે આવતી જતી. અહિં નવલ આ બન્ને સખીઓનો કોઇ કોઇ વાર શિક્ષક બનતો. નવલ અને લીલા વચ્ચેના પ્રણયનું બીજ આ પ્રસંગમાંથી રોપાયું. હાલ તો એ બીજમાંથી પ્રણયાંકુર પણ ફુટ્યો હતો.



# પ્રકરણ ૨ જું.



## સૌન્દર્યપ્રદીપનું પતંગીયું.



ઉર્મિલા નવલને ત્યાં આવી અને ગઇ. વસંતે આનંદાશ્ચર્યથી પૂછ્યું:–"નવલ! તારી હૃદયદેવી ઘણી ચપળ અને વાચાળ છે." નવલે કંઇક વિચારગ્રસ્ત મનથી ઉત્તર આપ્યો:–"હા. તેની ચપળતાએ મારૂં ચિત્ત ચોરી લીધું છે. વસંત! આજ હું જૂદા વિચારમાં છું. મારે તારી સાહાય્યની જરૂર છે." એમ કહી તેણે વસંતના કાનમાં કંઇક ધીમેથી કહ્યું.

નવલનો પિતા કંઇક કામ પ્રસંગે થોડા રોજ બહાર ગામ ગયો. નવલે પોતાની મા પાસે જઇને કહ્યું:–"મા! વસંતભાઈની એવી ઇચ્છા છે કે આપણે બધાંએ સાથે બેસીને એક છબી પડાવવી." માએ ગુસ્સાથી ઉત્તર આપ્યો:–"હમણાં જ બધાંએ સાથે બેસીને છબી પડાવી છે ને! વારંવાર તું આવું તોફાન લઇ બેસે છે એ શું કહેવાય?"

નવલે માને સમજાવવા પ્રયાસ કર્યો:–"મા! વસંતભાઇ મારા પરમસ્નેહી છે. વળી હાલ તે આપણા અતિથિ છે. હવે જો ના પાડીએ તો તેમને માઠું લાગશે."

"તમને ફાવે તેમ કરો. હું તો એ છબીમાં નહિ બેસું." મા બેપરવાઇથી બોલી.

નવલ આનંદ પામતો બોલ્યો: "તમારી ઇચ્છા ન હોય તો તમને આગ્રહ નહિ કરીએ."

તરત જ નવલ વસંત પાસે ગયો અને બન્ને મિત્રોએ મળીને એક યુક્તિ રચી. વસંત વીણા પાસે ગયો અને કહ્યું: "વીણા! જુઓ, 'ભગિની સમાજ વાંચનમાળા'માં એક ઉત્તમ લેખ આવ્યો છે. લીલા બ્હેનને બોલાવી લાવો તો હું તમને બન્ને સખીઓને એ લેખ વાંચી સંભળાવું."

વીણા લીલાને તેડવા ગઇ. બીજી તરફ નવલ છબી પાડનારને બોલાવવા ગયો. લીલા આવી અને બન્ને બાળાઓ આગળ વસંતે વાચનનો આરંભ કર્યો.

લેખવાચન ચાલતું હતું ત્યાં નવલે આવી કહ્યું: "છબી પાડનાર આવી ગયો છે." વાચન અધૂરૂં મૂક્યું. વસંતે લીલાને પૂછ્યું: "અમે બધાં છબી પડાવીએ છીએ, તમે અમારી સાથે બેસશોને?" લીલાએ કંઇક ગુંચવાઇને ઉત્તર આપ્યો: "ના. હું એ છબીમાં નહિ બેસું. મારાં વસ્ત્ર મલીન છે."

લીલાની અનાકાની કેવળ ઉપલક હતી. નવલ સાથે છબીમાં બેસવા તેનું મન અતિ આતુર થઇ રહ્યું હતું. માત્ર વિશેષ આગ્રહની જ તે રાહ જોતી હતી. એવામાં તેની સખી વીણાએ તેનો કર પકડી કહ્યું:–"લીલા બ્હેન! તમને છટકી જવા નહિ દઉં હો? ચાલો, તમને મ્હારૂં નવું પોલકું અને નવી ઓઢણી હું આપું. આપણે બન્ને સખીઓ સાથે બેસી છબી પડાવશું. આવી તક ફરીને નહિ મળે. આજ હું તમને નહિ જ છોડું." વીણાના આગ્રહને વશ થઇ લીલાએ છબી પડાવવા બેસવાનું કબૂલ કર્યું. સર્વ તૈયારી થઈ.

વસંતે પૂછ્યું:–"લીલા બ્હેન! તમે ક્યાં બેસશો? લીલાએ

તરત જ ઉત્તર આપ્યો:-"અમે બન્ને સખીઓ સાથે જ બેસશું."

હવે નવલ અને વસંતે ક્યાં અને કેવી રીતે બેસવું, એ પ્રશ્નનો ઉકેલ બાકી રહ્યો. નવલે કહ્યું:-"વસંત! જો પહેલી બેઠક વીણા બ્હેનની, પછી લીલા, પછી હું, અને પછી તું. એમ બેસીએ."

ગમે તેમ કરી લીલાની જોડે પોતાને બેસવું એ નવલનો આશય હતો. પણ વસંતને આ દરખાસ્ત ન રૂચી. કેમ રૂચે? હૃદયમાં વસેલી વીણાથી તે જૂદો પડી જતો હતો. તેણે યુક્તિ પૂર્વક કહ્યું:-"મારા ડ્રોઈંગના અનુભવ ઉપરથી હું કહું છું કે એક બાજુ બે નાની બાળા અને બીજી બાજુ બે ઉંચા યુવકો એમ બેસીએ, તો ચિત્રમાં સિમેટ્રી બરાબર નહિ સચવાય, અને છબી સૌંદર્યહીન જણાશે. માટે એક બાજુ હું બેસું અને બીજી બાજુ તમે; અને વચમાં બન્ને સમવયસ્કા સખીઓ." તેણે છબી પાડનાર તરફ જોઇ પૂછ્યું: "કેમ રંગીલદાસ! તમારો શું મત છે?"

છબી પાડનાર રંગીલદાસે એ બેઠકને વધુ પસંદ કરી. વસંતે મજાક કરવા નવલના કાનમાં કહ્યું:-"તમારાં વીણા બ્હેનની બાજુએ તમે બેસજો, અને હું......" વાક્ય પૂરૂં ન થયું ત્યાં તો નવલ ક્રોધ યુક્ત બનીને બોલ્યો:-"વસંત! આ છબી પડાવવાનો હેતુ શો છે તે તું હજુ યે ન સમજ્યો?"

વસંત આનંદમગ્ન થતો સ્વગત બોલ્યો:-"હું તો સમજ્યો. પણ અત્યાર સુધી હું શી રમત રમું છું, તે તું ક્યાં જાણે છે?"

સર્વેનો મનોરથ સફળ થયો. લીલા પોતાના પ્રિયતમ જોડે બેઠી. પણ બિચારી વીણા જાણતી ન હતી કે પાસે બેઠેલા વસંતનું જીગર પોતાના માટે આટલું બધું તલસી રહ્યું છે. વસંતની આંતર

વ્યાધિ વિષે અન્ય કોઈ કશું એ જાણતું ન હતું. કેવળ તેનું વિહ્વલ મન જ સાક્ષીભૂત હતું.

× × × ×

એક દિવસ વીણા ઉતાવળી ઉતાવળી વસંત પાસે ગઈ, અને તેને કલમ અને ચપ્પુ આપતાં બોલી:–" વસંતભાઇ, આ કલમ ઘડી આપોને?" એમ કહી વીણા બેઠી.

વસંતે કલમ ઘડવાનું કાર્ય શરૂ કર્યું; પણ તેનું ચિત્ત તે કાર્યમાં ન પરોવાયું. તે તો વીણાનું વદનસૌન્દર્ય નિરખવામાં લીન બની ગયું. મનની આ વ્યગ્ર દશામાં તેની તર્જની અંગુલિમાં ચપ્પુ સહજ લાગી ગયું. થયેલ વ્રણમાંથી રક્ત વહેવા લાગ્યું. આ જોઇ વીણા ગભરાઇ. પીડિત હૃદયે તે ઉઠી અને વિદ્યુત્ વેગે પાછી આવી. વસંતનો ક્ષત અંગુલિવાળો હસ્ત પોતાના એક કરથી પકડી બીજા કર વડે વીણા વ્રણપર જલ રેડવા લાગી. વીણાના કરકમલના કોમલ સ્પર્શથી વસંતના હૃદયમાં એક આનંદ લહરી પસાર થઇ. તેને મનમાં શોચ થયો:–" આ રૂધિરપ્રવાહ ક્ષીણ થઇ પણ બે પળમાં બંધ થશે; એટલે વીણાનો મૃદુ સુખકર કરસ્પર્શ બંધ થશે. હાય મંદભાગ્ય! અંગુલિમાં આ અસ્ત્ર કયમ અતિ ઉંડું ન પેસી ગયું! રક્તપ્રવાહ દીર્ઘકાલ ચાલત તો હૃદયમાં સ્પર્શજન્ય આનંદ કેવો વધુ અને વધુ અનુભવાત!"

રૂધિરપ્રવાહ બંધ થતાં વીણા ક્ષત અંગુલિપર શ્વેત પાટો બાંધવા લાગી, ત્યારે જાણે વીણા પોતાનું શ્વેત હૃદય એ અંગુલિની આસપાસ વિંટાળતી હોય તેમ વસંતને લાગ્યું. ઉઠતી વેળા વીણાએ કહ્યું:–" તમને મારી ખાતર વ્યર્થ પીડા ભોગવવી પડી. હવે તમને

કદીયે કલમ ધડવાનું ન કહું." વસંતે પ્રસન્ન વદને કહ્યું;—" એમ ન કહો, તમારી સ્નેહભરી કાળજી વડે મારી વેદના દૂર થઈ છે; તમે ચિન્તા ન કરો." પછી તે મનમાં બોલ્યો:—" તમારાં કરપલ્લવ વડે પાટો બાંધવાનું વચન આપો તો મારી અંગુલિ પ્રતિદિન કપાય એવું મારૂં અંતર ઇચ્છે છે."

વીણા ચાલી ગઇ. હવે વસંતના હૃદયમાં કોણજાણે કેવું યે દુ:ખ થવા લાગ્યું. તેની મનોવ્યથા વધી પડી. તેણે મનમાં વિચાર્યું: " વીણા પાસે હતી ત્યારે આ વ્રણની પીડા જરાયે ન જણાઇ, હવે અંગુલિમાં અને અંતરમાં બન્ને સ્થળે વેદના થાય છે. હૃદયને કંઇ અસ્ત્ર વાગ્યું નથી, છતાં અંગુલિમાં થયેલ્ન શસ્ત્રવ્રણ કરતાં સહસ્રગણી વેદના હું અંતરમાં અનુભવું છું."

આ હૃદયવ્યથા કયાંથી ઉદ્દ્ભવી? વીણાના સૌન્દર્યપ્રદીપથી અંજાઇ જઇ પતંગીયું તે પ્રદીપ પ્રતિ ધસ્યું. પ્રદીપજ્વાળા હૃદયને લાગતાં હૃદય દગ્ધ થયું. પ્રદીપની શિખાનો સ્પર્શ થતાં, પતંગીઆની બન્ને પાંખો પ્રજળી નષ્ટ થઇ. પતંગીયું પ્રદીપ પાસેથી ઉડી જવા અશક્ત બન્યું. સૌન્દર્યપ્રદીપ આગળ તરફડતાં પડી રહેવામાં એક પળ અપૂર્વ આનંદ તો બીજી પળ તીવ્ર વેદનાનો તેને અનુભવ થવા લાગ્યો. વસંતની હૃદય વ્યવસ્થાનું આ ગુપ્ત કારણ કોઇ જાણતું નહોતું.

× × × × ×

આજે પૂર્ણિમાનો દિવસ છે. સવારે બધાં જમવા બેઠાં હતાં. નવલે એકાએક કહ્યું:—" બા! આજ રાત્રિએ અગાસીમાં જમવાનું રાખીએ તો કેમ? શાન્ત અને નિર્મળ ચંદ્રપ્રકાશમાં વસંતભાઇને

બહુ જ આનંદ પડશે."

"સર્વ સામગ્રી ઉપર લઈ જવા લાવવામાં બહુ પરિશ્રમ પડશે." માએ અડચણ દર્શાવી. વસંતે તરત જ એ અડચણનું નિવારણ કર્યું: "તમને એ શ્રમથી મુક્ત કરશું; હું અને નવલભાઇ એ કાર્ય માથે લઇશું."

"અને" વીણા તરત જ બોલી:—"રસોઇનું કાર્ય હું માથે લઉં છું."

હૃદયના ઊંડાણમાંથી જાણે કંઇક કહેવા ઇચ્છતો હોય તેમ શબ્દે શબ્દે અચકાતો નવલ બોલ્યો:–"પણ વીણા બ્હેન ! તમે એકલાં નહિ પહોંચી વળો. આજે કંઇ કેવળ દાળિભાત કરી બેસી રહેવાનું નથી !"

"તો મદદમાં મારી બ્હેનપણી લીલાને બોલાવીશ" વીણાએ તરત જ માર્ગ કાઢ્યો.

નવલની અંતરેચ્છાને અનુકૂલ થઇ વસંતે તેમાં પાદપૂર્તિ કરી:—"વાહ ! એજ યોજના ઉત્તમ છે. બાને આજ જરાયે તકલીફ ન દેવી." હવે વીણા તરફ જોઈ તે બોલ્યો: "જોઇએ તો ખરા કે અભ્યાસમાં જેવા તમે બન્ને કુશળ છો તેવા રસોઇમાં છો કે નહિ ?"

મંદમંદ શીતળ સમીર વાતો હતો. અગાસીમાં ચંદ્રિકા પથરાઇ રહી હતી. શીતળ ચંદ્રરશ્મિએ સમીરની શીતળતામાં વૃદ્ધિ કરી હતી, છતાં આ સ્નેહમુગ્ધ અને સૌન્દર્યમુગ્ધ યુવકોએ અગાસીમાં શીતળ જલ છાંટયું. આશ્ચર્યની વાત છે કે આ બહાર વ્યાપી રહેલા શૈત્યથી વસંતના અંતરનો સૌન્દર્યદાહ અલ્પાંશે પણ ઠંડો ન થયો.

જમતાં જમતાં નવલની મા શિવગૌરી બોલી:–"આજનું કાર્ય તમે બધાંએ ઉપાડી લીધું, તો મને કેવી નિવૃત્તિ મળી! નવલ!

મારાથી હવે તો ચડઉતર થતી નથી."

વસંતઃ—"બા! હવે તો તમારે નિવૃત્તિ જ લેવી જોઇએ. નવલભાઇને પરણાવો એટલે અમારાં ભાભીશ્રી સર્વ ગૃહકાર્યભાર ઉપાડી લેશે."

નવલઃ—"બા! જોયું, એ તારી કેટલી બધી દયા ખાય છે! મારા લગ્નની એ ઉમંગભેર વાતો કરે છે અને પોતે તો લગ્ન કરવાની ચોકખી ના કહે છે."

વસંતઃ—"તું મારી પૂંઠે પડયો છું એથી મને ખાત્રી છે કે અવિવાહિત રહેવાનો મારો નિશ્ચય નિષ્ફળ જશે."

વિવાહની વાત ચાલે છે ત્યાં તો વચમાં વીણા બોલીઃ—"વસંતભાઇ! મને તમારી જાનમાં લઇ જશોને?" આ સાંભળી વસંતના હૃદયમાં કંઇ લાગણી થઇ હશે? તેણે મનમાં પ્રતિજ્ઞા લીધીઃ—"વીણા! વીણા! હું જાન જોડીશ તો તે તારૂં પાણિગ્રહણ કરવાજ; અન્ય માટે તો નહિ જ." વસંતે વ્યક્તપણે કંઇ ઉત્તર ન આપ્યો. પણ શિવગૌરી વીણાને ઉદ્દેશી બોલીઃ—"વીણા! વસંતની જાનમાં તારાથી નહિ જવાય. તું તો પરણીને સાસરે જઇશ."

આ સાંભળી વસંતનું હૃદય ક્ષણભર વિચારશૂન્ય બની ગયું. પરંતુ એ શૂન્ય ભાવને વધુ સમય વશ નહિ થતાં ચાલતા વિનોદમાં રસ લેવા પ્રયાસ કરતો હોય તેમ તે બોલ્યોઃ—"વીણા તો પરણી સાસરે જશે, પછી અમને આવી સ્વાદિષ્ટ રસોઇ કોણ જમાડશે?"

આતુર મનથી પણ નિર્દોષભાવે લીલા બોલી ઉઠીઃ—"હું જમાડીશ–પૂછો વીણા બ્હેનને આજે મેં કેવી મદદ કરી છે?"

"હું જમાડીશ" એ શબ્દોએ નવલ અને શિવગૌરીના કર્ણમાં ઉતરી તેમના હૃદયમાં કંઇક ભાવ જાગૃત કર્યા. શિવગૌરીએ મનમાં ઇચ્છા કરીઃ "દૈવેચ્છા તો અમે હમેશ તારા જ હાથની રસોઇ જમશું. તુંજ મારી પુત્રવધૂ થવાને યોગ્ય છું." અને નવલનો એકાએક આનંદોત્સાહમાં આવી બોલી ઉઠયો! "Vasant! Lookhore! she is quite wlling to marry me. Thus she gives her promise and thus she shows her will."

આ શબ્દો સ્ત્રી વર્ગમાં કોઇ ન સમજ્યું. બન્ને બાળાએ ધાર્યું કે પોતાને ઉદ્દેશી આ વાત થઈ. વીણા અધીર થઇ બોલીઃ–"લીલા! આપણે અંગ્રેજી ભણીએ તો પુરૂષો વાતચિતમાં આ પ્રમાણે સ્ત્રીઓનું અપમાન ન કરી શકે. "

આના ઉત્તરમાં લીલા શિવગૌરી તરફ જોઇ બોલીઃ–" કાકી! જુઓ, વીણા બ્હેનને અંગ્રેજી ભણવાનો કેવો ઉમંગ છે! એમને સારા અંગ્રેજી ભણેલા વર સાથે પરણાવવાં જોઇએ. "

" લીલા! તારા કાકાએ ઘણીયે તપાસ કરી, પણ આ બાજુ અંગ્રેજી ભણેલો વીણાને યોગ્ય કોઇ વર મળતો નથી. " શિવગૌરી નિરાશાનો ભાવ દર્શાવતાં બોલી.

વસંત જાણે આ નિરાશા દૂર કરવા ઇચ્છતો હોય એવા ભાવથી બોલ્યોઃ–" અમારી બાજુ તો સારા અંગ્રેજી ભણેલા ઘણાયે વર મળી શકે. " એટલું બોલી મિષ્ટાન્નનો ગ્રાસ હાથમાંજ પકડીને રાખી શિવગૌરી તરફ એક દૃષ્ટિ કરી ઉત્તર સાંભળવામાં આતુર થઇ બેઠો. પણ આ સમાચારથી શિવગૌરી જરાયે ખુશ ન જણાઇ. પ્રથમના જેવાજ નિરાશા ભર્યા શબ્દોમાં બોલીઃ–"એ વર શા કામના!

અમારે કંઇ તમારી બાજુ કન્યા ન દેવાય. ”

વસંતે વિસ્મિત બની પૂછ્યું: “ કેમ ! ”

શિવગૌરીએ સ્ફોટન કર્યું:–“ જ્ઞાતિનો પ્રતિબંધ છે. થોડા જ માસ ઉપર નાતિલાએ એકત્ર થઇ આ બાજુના થોડા એક શહેર અને ગામડાનો એક ગોળ બાંધ્યો છે. એ ગોળની બહાર કોઇથી કન્યા આપી શકાય નહિ. આ ગોળમાંથી કોઇ વર શોધી કાઢશું, જેવું વીણાનું-ભાગ્ય ! ”

આ સાંભળી જાણે હિમજળમાં પડ્યો હોય તેમ વસંતના સર્વ અંગમાં શૈત્ય વ્યાપી ગયું. નિરાશાના ઊંડા કૂપમાં કોઇએ હડસેલી દીધો હોય તેવી મનોવ્યથા તેણે અનુભવી. હિંડોળે હિંચતો કોઇ આનંદ લહરી ભોગવી રહ્યો હોય એવામાં એકાએક હિંડોળો તૂટી પડે અને એ મનુષ્યની જે દશા થાય તે દશા આજ વસંતની થઇ પડી. શું કહેવું અને શું કરવું, એ તેને કંઇ ન સૂઝ્યું. હાથમાં ગ્રાસ રહી ગયો છે, એ ગ્રાસને નથી મુખમાં મૂકતો, કે નથી પાત્રમાં પાછો મૂકતો. કેવળ મૂઢની પેઠે મૂક બની તે વિચારગ્રસ્ત બેસી રહ્યો. તેની આ સ્થિતિ જોઇ લીલાએ પ્રશ્ન કર્યો:–“વસંતભાઇ ! કેમ જમતા નથી ? શું વિચાર કરો છો ? કેમ રસોઇ પસંદ ન પડી ?”

વસંતે થોડી પળ જવા દઇ ઉત્તર આપ્યો:–“ ના, તેમ નથી. વૈદ્યે મને તિખાશ ખાવાની ના પાડી છે. આજ મારૂં ધ્યાન ન રહ્યું અને સ્વાદ લાગવાથી શાક ખૂબ ખવાઇ ગયું. હવે શું થશે, તેનો વિચાર કરૂં છું. ”

વીણાએ વસંતને આશ્વાસન આપ્યું:–“ વસંતભાઇ ! વૈદ્યે ભલે ના કહી. તમે ચિન્તા ન કરો. તમને જરાયે વિકૃતિ નહિ થાય.”

ભોજન લઈ સર્વ ઉઠયાં. નવલે નીચે જઈ હારમોનીયમની પેટી ખોલી વસંતને કહ્યું:-"કેમ! આજે કંઈ સંગીત ચલાવશું ને?"

વસંતે ખોટું મિષ કાઢી કહ્યું:-"ના, મને જરા ઠીક નથી. આજ હું વહેલો સુઈ જઈશ."

એટલામાં શિવગૌરી ત્યાં આવી અને નવલને કહ્યું:-"નવલ! લીલાને ઘેર મૂકી આવ! રાતની એ છોકરી એકલી ક્યાં જશે?"

"બહુ સારૂં, બા!" નવલ આનંદભર્યો ઉત્તર આપીને માતૃઆજ્ઞા ઉઠાવવા તૈયાર થયો.

નવલ પોતાની પ્રિયતમાને મૂકવા ચાલ્યો. કેવું અંતરને અનુકૂળ કાર્ય!



# પ્રકરણ ૩ જાુ.

## આશાના તરંગપર.

રાત્રિનો પ્રથમ પ્રહર પૂર્ણ થવા આવ્યો છે. નવલ અને લીલા માર્ગમાં ચાલ્યાં જાય છે. થોડી વાર કોઇ કંઇ ન બોલ્યું. આખરે નવલે આ નિઃશબ્દતા તોડી.

" કેમ ! તે દિવસે તમને કેવાં ફસાવ્યાં ? "

" ક્યારે ? છબી પડાવી તે દિવસે ? "

" હા. "

" હું તમારી યુક્તિ પ્રથમથી જ જાણી ગઈ હતી. "

" ત્યારે ઠગાયાં કેમ ? "

" મારાં હૃદયે મને ઠગી. "

" વાહ ! ત્યારે અભિલાષસિદ્ધિમાં તમારૂં હૃદય પણ મને મિત્ર રૂપે સહાય કરે છે ને શું ? "

" કેવલ મિત્ર રૂપે રહી એ હૃદય હવે સંતુષ્ટ નહિ થાય. વિશાળ સરોવરનાં નિર્મળ નિર સાથે કોઇ સરિતાનું જળ મળી જાય તેમ તમારાં હૃદયસરનાં શુદ્ધ સલીલ સાથે એ હૃદય મળી જઈ એકરૂપ થવા આતુર થઇ રહ્યુ છે. "

" ત્યારે એ દિશામાં કેમ કંઈ પ્રયાસ કરતાં નથી ? "

" શું ! એ દોષ મારા શિર ! તમે જ કહો, એક હિન્દુબાળા પોતાના પ્રેમની વાત માતા પાસે કેમ ઉચ્ચારી શકે ? "

" સત્ય છે. હું પણ એવી જ મુસ્કેલી અનુભવું છું; આપણાં સામાજિક બંધનો ખરેખર કઠીન છે. "

"એ કઠિનતાને ભેદવાનું કાર્ય તમારા જેવા નવીન વિદ્યાના ઉપાસકને દુષ્કર નહિ લાગે."

"હા. હું કંઇક પ્રયાસ કરીશ."

"એ પ્રયાસમાં શિથિલતા સેવશો તો અનેક અતર્ક્ય વિઘ્નો માર્ગમાં આવી નડશે."

પ્રણયગૌષ્ટિ હજુતો ચાલતી હતી, એટલામાં લીલા રહેતી હતી તે ગલ્લી આવી. ગોષ્ટિ બંધ કરી બન્ને ચુપચાપ થઇ ચાલ્યાં. પોતાની જન્મભૂમિ પ્રગતિપુરમાં નવલ આ ગલ્લીને સ્વર્ગ ગણાતો હતો. લીલાનું નિવાસગૃહ તેને મન દિવ્ય મંદિર હતું. આ દિવ્ય મંદિરમાં લીલા દાખલ થઇ મા પાસે જઇ બેઠી. નવલ પળ બેપળ ચોકમાં ઉભો રહ્યો. તરત જ તેણે જવાની રજા માગી એટલે લીલાની મા ગંગાએ કહ્યું:-"નવલ! જરા બેસતો ખરો! કેમ ભાઇ! આ વેળાતો તું અંહિ મળવા યે આવતો નથી!" લીલાએ આ પ્રશ્નનો ઉત્તર આપ્યો:-"એમને ત્યાં એમના એક મિત્ર આવ્યા છે, તેથી હાલ તેમને ફુરસદ નથી. જોને કેવા મોંઘા થયા છે!

"ગઇ રજામાં લીલાવતી જીવનકળામાંથી કેટલોક ભાગ મને સમજાવ્યો હતો, પણ આ વખત તો હજુ સુધી કંઇ પણ શીખવ્યું નથી."

નવલે આક્ષેપનો સ્વીકાર કરતાં કહ્યું:-" ગંગા ભાભુ! જોયું, લીલા કેવી ચતુર છે! તમે મારો દોષ કાઢયો તે સામે એણે મારો બચાવ કર્યો; પણ પોતાના સ્વાર્થ માટે એણે મને કેવી ટકોર મારી!"

"એને તો વાંચવાની લત લાગી છે. જો વાંચવાનું મળે તો

ખાવું પીવું ભૂલી આખો દિવસ વાંચ્યા જ કરે. નવલ ! એ છોકરીને તું તારી પાસે રાખ, એને આખો દિવસ વંચાવ્યા કરજે. " લીલાની વાચનાસક્તિ પ્રતિ અણગમો દર્શાવતાં ગંગાએ કહ્યું.

પણ નવલ તો આ સાંભળી હર્ષમગ્ન બની ગયો. નક્કી, ગંગા લીલાનું લગ્ન મારી સાથે જ કરશે, આ આશા અંતરમાં ઉદ્ભવી. એક પળ ટકી રહી. બીજી પળે તેને સંદેહ થયો:- "ગંગાનુ આ વચન અર્થહીન તો નહિ હોય ! " ગંગાની પ્રસન્ન મુખમુદ્રા સામું જોતાં આ સંદેહ ઉડી ગયો. તેણે મનમાં ધાર્યું-" ખરેખર ! લીલાનું ભાવિ જીવન ઘડવાનું કાર્ય મને જ સોંપવાનું છે. પોતાની એ અંતરેચ્છા ગંગા આ પ્રમાણે પ્રકટ કરે છે. ગંગા ! ગંગા ! તારી લીલા મને એક વાર સોંપ અને જો ! હું તેને કેવી ઉત્તમ આર્ય મહિલા બનાવું છું ! લીલા મારી પાસે રહે તો એની વાચનવૃત્તિ હું અવશ્ય પોષીશ-પુરૂષ કે સ્ત્રીમાં વાચનનો અભિલાષ કોઇ રીતે અનીષ્ટ તો નથી જ. "

તરત જ નવલે પોતાના પાસે રાખેલી છબી કાઢી, અને ગંગા આગળ મૂકી. ગંગા એ છબી જોવામાં ગુંથાઇ. લીલા બીની કે, " નવલની સાથે બેસી છબી પડાવવા માટે મા તેને ઠપકો દેશે. તે નવલપર મનમાં ગુસ્સે થઇ:-"આ છબી માને દેખાડવાની શી જરૂર હતી ? એ કાર્ય માથી છુપું રાખવાનું હતું. નવલ બહુ સાહસિક છે." પણ માના અંતરમાં જૂદી જ અસર થઇ. છબી જોઇ તેની મુખમુદ્રા પર પ્રસન્નતા પ્રસરી રહી. તેના અંતરમાં કંઇક અભિલાષા ઉદ્ભવી.

" આ વીણાની જોડે બેઠો છે એ જ તમારો મિત્રને ? " ગંગાએ છબી હાથમાં લઇ પ્રશ્ન કર્યો. ' હા. ' નવલ ટુંકો ઉત્તર આપી ગંગા પ્રતિ જોઇ રહ્યો.

માને પ્રસન્ન નિહાળી લીલાએ પૂછવાની હિંમત કરી: "-- બા ! કહે જોઇએ, આમાં સૌથી સરસ છબી કોની છે ?"

માએ હર્ષથી છલકાતા હૃદયે ઉત્તર આપ્યો: " તારી અને નવલની છબી સારી પડી છે. તમે બન્ને સાથે કેવાં સુંદર દીસો છો !"

માની પ્રશંસા સાંભળી લીલાનું હૃદય આનંદથી અત્યંત ફુલાઇ ગયું. તે વિચાર તરંગ પર ચડી:-" નવલની સાથે બેસી છબી પડાવી તે કાર્ય અઘટિત તો નથી થયું. માની ભીતિ હતી. પણ ઊલટું તેના ઉરમાં તો આનંદ પ્રગટયો હોત તેમ જણાય છે. અમે બન્ને સાથે અતિ સુંદર દીસીએ છીએ એમ તે કહે છે. અમારી અભિલાષાની સિદ્ધિ અર્થે તેના મનની આ લાગણી કેટલી અનુકૂળ ગણાય ! ખોટું મિષ કાઢી હું તે દિવસે નવલના ઘેરથી છટકી ગઇ હોત તો અમે બન્ને સાથે કેવાં શોભીએ છીએ તે મા ક્યાંથી જાણત ! ખરેખર અમારા સ્નેહમાં ઇશ્વરની સાહાય્ય છે. તેણે નાસી જવાની પ્રેરણા મારામાં ન મૂકી. હૃદયે લલચાવી અને હું લલચાઇ. નવલને હું બહુ ચાહું છું એ શું મા હજુએ નહિ સમજે ? ચાલ, નવલ પાસે એ છબી માગી લઉં. એ છબી વારંવાર દેખાડી હું નવલને બહુ ચાહું છું એનું માને પ્રતિ દિન સ્મરણ કરાવીશ. "

" મને એક નકલ અવશ્ય આપજો. " લીલાએ માગણી કરી. નવલે લીલાના હાથમાં છબી મૂકતાં કહ્યું: "ત્યારે આ જ રાખોને!"

થોડી વાર પછી નવલ રજા લઇ વિદાય થયો. માર્ગમાં તેનું મન આશાના તરંગપર વિહાર કરવા લાગ્યું:-" નવલ અને લીલા ચિત્રમાં સુંદર દીસે છે. પણ સંસારની વિવિધ પ્રવૃત્તિમાં તેઓનું

સાહચર્ય એથી યે સહસ્ત્રગણું સુંદર દીસશે. ગંગા તારી લીલાનું મને પ્રદાન કર અને પછી જો કે તેનું ભાવિજીવન હું કેવું ઘડું છું! તેની વાચનતૃષ્ણા તૃપ્ત કરી તેને હું સાહિત્યમાં રસ લેતી કરીશ. લીલા પોતાની જ્ઞાનવૃદ્ધિ વડે મારૂં જીવન રસમય બનાવશે. જીવન યાત્રાના હરેક પ્રસગે એ મારી જીવનસખી બની રહેશે. તેની નૈસર્ગિક કાર્યકુશળતાને કેળવી હું તેને ઉત્તમ અને આદર્શ ગૃહિણી બનાવીશ. મારૂં ગૃહ મારૂં શાન્તિનિકેતન બનશે. તેની ઉદ્યમશીલતાને સન્માર્ગે વાળી, વિવિધ સામાજિક સેવામાં સહાયભૂત થાય એવું ઉપયોગી જીવન વ્યતીત કરતી કરીશ. ગંગા! તારી લીલા પોતાના જ્ઞાનનો લાભ આપી તારી જ્ઞાતિની અજ્ઞાન બાળાઓનું જીવન સુખી કરશે; વિધવાઓને સાધુ જીવન ગાળવાનો સરળ માર્ગ દર્શાવશે. જ્ઞાતિનાં રૂઢ, નિંદ્ય, સંકુચિત, અને પ્રગતિવિરોધક બંધન, રિવાજ અને વિચારનું છેદન ભેદન કરવા શસ્ત્ર લઇને મારી પડખે અહર્નિશ ખડી રહેશે. લીલા મારી મધુરી લીલા! તું મારી મધુરી બંસી બનજે. તારામાં હું અવનવા સૂર પૂરીશ; તું તે સૂર જગતનાં હ્રદયમાંની કર્કશતા હરી લઇ મધુરતા ભરજે. અમારૂં પૌરૂષ્ય જ્યાં અસમર્થ નિવડે ત્યાં તમારૂં લાલિત્ય, તમારી કોમળતા વિજય મેળવશે. લીલા! જો! હું અનાથ છું. ત્હારૂં સાહચર્ય મને બળવત્તર બનાવશે.”

---

# પ્રકરણ ૪ થું

## પુત્રવિવાહનો અભિલાષી પિતા.

વસંત ભગ્નોત્સાહ બનીને પોતાના વતન શાન્તિપુર આવ્યો. અહિં તેના ચિત્તને શાન્તિ ન વળી. આવી ઉદ્વિગ્ન દશામાં તેણે પોતાના એક સગા અને વળી સ્નેહી હૃષિકેશને પત્ર લખ્યો:

" કહે જોઇએ બળવત્તર કોણ ? સ્ત્રી કે પુરૂષ ? તું કહીશ કે પુરૂષ. કારણ તારી સ્ત્રી નમ્ર અને આજ્ઞાવશ છે. તું બડો ભાગ્યશાળી કે તારા પિતાએ તને વહેલો પરણાવી દીધો. સંવનનના સર્વ કષ્ટોથી તું બચી ગયો છે. પ્રણયની સર્વ પીડાઓથી તું અલગ રહેવા પામ્યો છે. અવિવાહિત બાળાઓની અણચૂંટી સૌંદર્યકળિ કુમળી છતાં પ્રણયી યુવકોનાં જીગર વિંધી નાંખે છે. તેમનાં વિકસિત અંગોનું લાલિત્ય પ્રણયીના અંતરમાં અંગાર વર્ષાવે છે. તું તો નાનપણમાં પરણી બેઠો. તને આ સર્વ અનુભવ ક્યાંથી હોય ? હૃદયને સૌંદર્ય વડે વિમુગ્ધ કરનાર બાળાનું સંવનન કરતાં નિષ્ફળતા મળે તો એ સમયે પ્રણયી જનના મનની સ્થિતિ શી થાય તેની તને જરા યે કલ્પના ક્યાંથી હોય ? હું તો એમ જ કહું છું કે પ્રમદાઓ જોઇ પુરૂષો ઘેલા બને છે, ઝૂરી મરે છે. પણ પુરૂષોને જોઈ પ્રમદાઓનાં હૃદયકમળની પાંખડી રંચ માત્ર પણ ફરકતી નથી. તો કહે બળવત્તર કોણ ? સ્ત્રી કે પુરૂષ ? ધારો કે એક બાળાને મેં મારા હૃદયપિંજરમાં પૂરી રાખી છે. હવે કહે જોઇએ કેદી કોણ ? બંધનનું દુઃખ કોને વિશેષ ? તું કહીશ કે પિંજરમાં પૂરાયેલી બાળાને. કારણ એ પૂરાયેલી છે. નહિ,

નહિ, એ બાળા કેદી નથી, એતો નિરંકુશ ફર્યાં કરે છે અને એ પિંજરના માલિકને અસહ્ય બંધનનાં દુ:ખમાં લાવી મૂકે છે. હૃદય-પિંજરમાં બેઠી બેઠી એ બાળા પિંજરને છિન્નભિન્ન કરી સળગાવી મૂકે છે. હૃદયમાં પૂરાયેલી બાળા હૃદયબંધન ન સ્વીકારે, છતાં જો પ્રેમાર્દ્ર એ બાળાને હૃદયમાં સ્થાપી રાખે, તો એ પ્રેમાતુર પુરૂષ વ્યગ્રચિત્તે અને વિહ્વલ દશામાં ઝુરી ઝુરી મરે. આવા પ્રેમાર્ત્તજન માટે શાન્ત અને સુખી જીવન ગાળવાનો એક જ માર્ગ છે, તે એકે એ બાળાને વિસ્મરી જઇ એને હૃદયના બંધનમાંથી છટકી જવા દેવી. હવે કહે જોઇએ બળવત્તર કોણ? સ્ત્રી કે પુરૂષ?"

આ પત્રના ઉત્તરમાં એ મિત્રે લખ્યું:—"સ્ત્રીઓમાં કેવી દિવ્ય, આકર્ષક શક્તિ રહેલી છે, તેનો તમને તાદૃશ અનુભવ થયો હોય તેમ લાગે છે. તમારા પત્રમાં જણાવ્યા પ્રમાણે તમારા હૃદયપિંજરની સ્થિતિ થઇ હોય તો નારીનિન્દા માટે તમને યોગ્ય શિક્ષા થઇ છે, તેમ કહેવું જોઇએ. ભાઇ સાહેબ, હવે દુરાગ્રહ તજી દઇ એક બાળાને પરણીને બેસો; નહિંતર અનેક બાળાનાં સૌંદર્યશર તમારૂં હૃદય વિંધી વિંધી જાળી જેવું કરી મૂકશે. પછી એ જાળી જેવા હૃદયમાં કોઇ પણ ઉદાત્ત ભાવ ઝીલી શકાશે નહિ. હૃદયમાં પોષેલા સર્વે ઉમદા આશય એ છિદ્રો દ્વારા સરી પડશે."

વિવાહ સંબંધી વસંતના મનમાં હવે કાંઇ દુરાગ્રહ રહ્યો નહોતો. તેનું મન વીણામાં લાગી રહ્યું હતું. પણ એ દિશામાં મનોરથ સિદ્ધિનો પ્રતિબંધક એક દુસ્તર મહોદધિ આવી રહ્યો હતો. પિતા પુત્રની આ નવીન હૃદયસ્થિતિથી કેવળ અજ્ઞ હતો. તે તો અદ્યાપિ એમ જ માનતો હતો કે ન જ પરણવું, એવો નિશ્ચય વસંત કરી

બેઠો છે. રજાઓ પૂરી થઇ અને વસંત કૉલેજમાં અભ્યાસાર્થે ઉપડી ગયો.

બે માસ પછી વસંત ઉપર તેના પિતાનો પત્ર આવ્યો:-" પરણવું જ નથી એમ કહેવું એ તો તારી આડાઇ છે. દુનિયાના વ્યવહારથી તું હજુ અનભિજ્ઞ છે. અભ્યાસના આવેશમાં સ્ત્રીની આવશ્યકતા ન જણાય એ સ્વભાવિક છે. સ્ત્રી વિના સંસારાર્ણવ દુસ્તિક્રમણીય જણાય છે. અભ્યાસ પુર્ણ કરી સંસારના ઉંબરમાં પ્રવેશ કરતા દરેક યુવકને કર્ત્તવ્યધુરા વહન કરવામાં સ્ત્રીનાં સાહચર્યની અનિવાર્ય અપેક્ષા જણાયા વિના રહેતી નથી. તે સમયે તારી ખાત્રી થશે કે સ્ત્રી જ સત્કર્મની પ્રેરણા છે: ઉત્સાહની સાક્ષત્ પ્રતિમા છે. તું હજુ બાળક છે; માટે સ્વમતાવલંબી નહિ થા. ત્રણ ચાર ગૃહસ્થો એ પોતાની કન્યા આપવા મને કહ્યું છે. મેં કોઇને ઉત્તર આપ્યો નથી. તેં કોઇ કન્યા જોઇ હોય, અગર કોઇ વિષે સાંભળ્યું હોય અને તારૂં મન માનતું હોય તો પણ મને જણાવ, એટલે હું તજવીજ કરૂં. તને પૂછ્યા વિના અને તારી ઇચ્છા વિના હું તારૂં સગપણ કરી બેસવાનો નથી.

જુવાનીના આવેશમાં, અને અંગ્રેજી વિદ્યાની ખુમારીમાં તું કાંઇ અનર્થ ન કરી બેસ, માટે તને એક સૂચના કરૂં છું. કન્યા જોવા ઘર ઘર ન ફરાય. કન્યા તો આપી લેવાય. જાતે જોઇ, વાતચિત કરી, અભ્યાસ સંબંધી પ્રશ્ન પુછી વરની પરીક્ષા ખુલ્લી રીતે કરી શકાય છે. કન્યાની તપાસ શાન્તિથી અને બહુ જ છૂપી રીતે કરાય. અંગ્રેજી સમાજના લવર ( આશક ) ની માફક કોઇ કુમારીની પાછળ અહોરાત્ર ભ્રમણ કરી શકાય નહિ. આ રીત આપણી સમાજમાં તિરસ્કારપાત્ર લેખાય છે. કન્યાની પરીક્ષા

કરવામાં જો તું કાંઇ ધાંધલ કરી મૂકીશ તો પછી તને કોઇ પોતાની કન્યા નહિ આપે, અને તારે જીંદગીભર કુંવારા રહેવું પડશે ”

વસંત પિતાનો પત્ર વાંચી તેનો ઉત્તર લખવા બેઠોઃ—“ પિતાની આજ્ઞાને વશ થવું એ પુત્રનું પરમ કર્ત્તવ્ય છે, તેથી હું હવે મારો દુરાગ્રહ તજી દઇ તમારી ઇચ્છાને આધીન થાઉં છું. સ્ત્રી વિના સંસારાર્ણવ અતિ દુસ્તર છે, એ વાત ખરી. પરંતુ પુરૂષે જાતે જ પસંદ કરેલી સહચરીના સંગતિ જીવનયાત્રા અતિ મનોહર અને સુખકર બને છે. એક કન્યાને મેં જોઇ છે. આ કન્યા મારા મિત્ર નવલરાયના ફૂઇની પુત્રી; જે એમને ત્યાં રહી ઉછરી છે. આ કન્યા સાથે વિવાહ થાય તો જ મારા નિશ્ચયથી ચલિત થઇશ; નહિ તો નહિ જ. આ કાર્યમાં સિદ્ધિ ન મળે તો મારા વિવાહની વાત પડતી મૂકજો. છતાં તમારો આગ્રહ જારી રાખશો, તો હું કન્યાની પરીક્ષામાં વ્યર્થ ધાંધલ કરી મૂકી હંમેશને માટે અવિવાહિત રહેવાનો સરળ માર્ગ ગ્રહણ કરીશ.

“ વસંતનો પિતા વિદ્યાશંકર શાન્તિપુરમાં એક નામાંકિત વકીલ હતો. અંગ્રેજી વિદ્યાના તેને સંસ્કાર હતા. સામાજિક સુધારાની ચળવળમાં તે સહાનુભૂતિ દર્શાવતો; પણ તે ઉચ્છૃંખલ નહોતો. તેનું મન ઠરેલ હતું; તેના વિચાર પ્રૌઢ હતા. વસંતની મા ત્રણ વર્ષ થયાં આ કષ્ટમય સંસારથી મુક્ત થઇ સ્વર્ગની પરમ શાન્તિ ભોગવવા ચાલી ગઇ હતી. પુત્રને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરાવી, તેના જીવનપથને નિષ્કંટક અને સુખમય બનાવવાનું કર્ત્તવ્ય હવે એકલા પિતાને શિર આવી પડ્યું હતું. માતા આ કર્ત્તવ્ય ઉમંગ અને રસથી ઉપાડી લે છે. પત્ની હીન પિતાને મન એ કાર્ય વિષમ થઇ પડે છે.

નવલનો પત્ર વાંચી વિદ્યાશંકરનું હૃદય અતિ ખિન્ન થયું. પુત્રનો દુરાગ્રહ લગ્ન વિષયમાં શિથિલ થયો, તો પસંદગીના વિષયમાં અભેદ્ય બન્યો. આવા મમતીલા પુત્રને કઇ રીતે પિતૃભક્ત બનાવી આજ્ઞાવશ કરવો એ વિદ્યાશંકર સખેદ વિચારવા લાગ્યો. રાત્રિએ આસપાસ નિરવતા ફેલાઇ, ત્યારે પુત્રને એક દીર્ઘ પત્ર લખવા બેઠો. મધ્ય રાત્રિએ પત્ર પૂર્ણ થયો. અમે તેનો મુખ્ય સાર આપીએ છીએ:—

" નવલને ત્યાં જવા મેં અનુમતિ આપી, ત્યારે મને જરા યે ભીતિ ન હતી કે ત્યાં કોઇ કન્યામાં તારી ચિત્તવૃત્તિ આટલી બધી લાગી જશે. આ બાજુ શું કોઇ કુશળ અને સુંદર કન્યા મળતી નથી ? હૃદયધૈર્ય ગુમાવી આમ છેક વિવશ બની ગયો ! આપણા સામાજિક નિયમથી તું હજુ અજ્ઞ છે. નવલ આપણી જ જ્ઞાતીનો છે, અને એ કન્યા તને વરી શકે, એમાં જરાએ શાસ્ત્રનિષેધ નથી એ વાત ખરી. પણ વ્યવહાર, નિષેધ અતિપ્રબળ અને અનુલંઘ્ય છે. મોટું આશ્ચર્ય તો એ છે કે શાસ્ત્રથી પ્રતિકૂળ આચારવિચારનું સેવન કરવામાં લોકો પાપ ગણતા નથી, જના યે ડરતા નથી, પણ ગમે તેવો ઇષ્ટ માર્ગ હોય, પુણ્ય માર્ગ હોય, પણ જો વ્યવહાર યા રૂઢિને પ્રતિકૂળ હોય તો તે માર્ગને અનુસરવામાં સર્વ કોઇ ડરે છે. એ બાજુના કેટલાક સંકુચિત દૃષ્ટિવાળા અને સ્વાર્થપંથી નાતીલાએ આજુબાજુના કેટલાક ગામને પક્ષમાં લઇ ' કન્યા વ્યવહારનું ક્ષેત્ર ' મર્યાદિત કર્યું છે. ' લગ્નક્ષેત્ર ' આ પ્રમાણે મર્યાદિત કરવાથી જે અનિષ્ટ પરિણામો ઉદ્દભવે તે સર્વનું વર્ણન કરીએ તોયે જ્ઞાતિના કાર્યવાહકોને ગળે તે વાત ઉતરે નહિ. રાજ્યતંત્ર

ચલાવનાર અમલદાર વર્ગ કરતાં યે અધિક અભિમાન આ જ્ઞાતિના અગ્રેસરોનાં અંતરમાં હોય છે. અમલદારવર્ગ આપખુદી સત્તા ચલાવતાં ડરે છે. જ્ઞાતિના અગ્રેસરો તેમ કરતાં જરા યે ડરતા નથી. તેઓ સમજે છે કે પોતાના માથે કોઇ પૂછનાર નથી. નીચેની કોર્ટના ન્યાય વિરૂદ્ધ વરિષ્ઠ અદાલતમાં અપીલ થઈ શકે છે. નાતના નાયકોના નિર્ણય વિરૂદ્ધ અપીલ સાંભળનાર નાતથી શ્રેષ્ઠ કોઇ સંસ્થા નથી. તો પછી નાતીલા શા માટે ડરે? પ્રત્યેક જ્ઞાતિના પટેલીયાઓ બસ પોતાનો જ કક્કો ખરો એવું માની બેસે છે."

"ફ્રાંન્સમાં પ્રજાકીય રાજ્યતંત્ર ચાલે છે એ ધોરણે જ્ઞાતિએ રાજ્યદ્વારી વિષયમા નહિ, પણ સામાજિક **વિષયમાં આત્મશાસન** ભોગવતી એક સંસ્થા Social Democracy છે. જ્ઞાતિમાં નાનાં મોટી પ્રત્યેક વ્યક્તિના હક્ક એક સરખા હોવા જોઇએ. જ્ઞાતિશાસન એ દરેક વ્યક્તિની ઇચ્છા અને સંમતિ ઉપર રચાવું જોઇએ. છતાં અઢારમાં સૈકામાં લોકશાસનના નામે ઉમરાવોનો અમલ ઇંગ્લાંડમાં જામી ગયો હતો. તેમ જ્ઞાતિનું તંત્ર પણ, કેટલાક વાચાળ શ્રીમંત અને અન્ય સ્વાર્થશીલ, રાડીયા, ધર્માધર્મવિવેકહીન, ધાંધલીયા જ્ઞાતિજનોની સ્વેચ્છાનુસાર ચાલે છે. આ જ્ઞાતિના ઉમરાવો જે નિયમ ઘડી કાઢે તે પાળવામાં કોઇ સભ્ય સ્ખલન કરે, તો તરત જ તેને જ્ઞાતિબહિષ્કારની શિક્ષા કરવામાં આવે છે. આ જ્ઞાતિબહિષ્કારની શિક્ષાને દરેક હિન્દુ કાળાપાણીની શિક્ષા કરતાં વધુ કલંકવાળી, સમગ્રસુખવિનાશક અને અસહ્ય માને છે. હવે કહે જોઇએ, જ્ઞાતિબહિષ્કારનું જોખમ ખેડવા કોણ તૈયાર થાય?આપણામાં એવી હૃદયનિડરતા ક્યાં છે? શું નવલનો પિતા તારી ખાતર જ્ઞાતિનિયમનું ઉલ્લંઘન

કરશે ? એ આશા વ્યર્થ છે. વસંત તારી ઇચ્છા અસ્થાને છે. એ કન્યામાંથી તારી મનોવૃત્તિ ખેંચી લઇ કોઇ સુંદર અને કુશળ કન્યા માટે આ તરફ પ્રયાસ કર. તારા પિતાની ખાતર તારો દુરાગ્રહ તજી દે. ”

“ વસંત તું જીવનભર અવિવાહિત રહે એ તારો પિતા કેમ જોઈ શકે ? માતાના સ્ત્રીહૃદયમાં પુત્રવધૂ જોવાની આતુરતા વહેલી પ્રગટ થાયછે અને પુત્રની યોગ્ય વય થતાં પિતાના હૃદયમાં આ અભિલાષાનો ઉદય મોડો પણ થાય છે ખરો. માતાપિતા બન્નેમાં આ અભિલાષાની તિવ્રતા એક સરખી જ હોય છે. તારી મા આયુ-ષ્યમતી થઈ હોત તો અદ્યપિ તું અવિવાહિત રહી શકયો ન હોત. વસંત ! તારી માના સ્નેહઝરતા હૃદયમાંથી જે આજ્ઞા થાત તેની અવજ્ઞા કરવાનું સામર્થ્ય તું બતાવી ન શકત. ‘ હું જીંદગીભર અવિ-વાહિત રહીશ ’ વસંત !તારા આ શબ્દો વાંચી મારૂં હૃદય ચિરાઈ જાય છે. હાય ! હું જ અભાગીયો તારાં આ વચનો સાંભળવા જીવતો રહ્યો ! તારી મા ગઇ અને હું હજુ કેમ રહ્યો ! વસંત ! તારી પ્રેમાળ માનું સ્મરણ કર. તારી મા ! હા ! એ કેવી ભાગ્યશાળી કે પુત્રનો દુરાગ્રહ જોવા જીવતી ન રહી ! ”

પત્રનો આ અંતિમ ભાગ આ પ્રમાણે મર્મભેદક હતો. પત્ર વાંચી વસંતનો ચિત્તવિક્ષેપ વધી પડયો. વીણામાં તેની આસક્તિ અતિ પ્રબળ થઇ હતી. એ સૌંદર્યલક્ષ્મીએ તેના હૃદયને પરવશ બના-વ્યું હતું. ત્યાંથી પોતાની મનોવૃત્તિ ખેંચી લેવાનું સામર્થ્ય હવે વસંતમાં રહ્યું ન હતું. બિચારી નિર્દોષ વીણા એને શું ખબર કે પોતાના વદનકમળનું માધુર્યરસનું પાન કરવા એક ભ્રમર તરવરી રહ્યો છે. ! એને શું ખબર કે પોતાના લાલિત્યમાં

લુબ્ધ બની એક પુત્ર પોતાના હૃદયપર લાતમારવા ઉભો થયો છે ! એ નિર્દોષ બાળા તો ગૃહ કાર્યમાં ગુંથાઈ રહી છે; અભ્યાસમાં લીન બની છે; વસંતનું સ્મરણ પણ નથી કરતી. છતાં વસંત એના લાવણ્ય પાછળ ઘેલ્યો બન્યો છે.

વસંતે હવે શું કરવું ? તે વિચાર ગ્રસ્ત બન્યો; પિતાનો પત્ર જોયો. તેમાં અનેક જલ બિન્દુ પડયાં હોય તેવા ચિહ્ન હતાં. ધાર્યું કે એ પિતાનાં અશ્રુ હશે. અશ્રુપરથી પિતાનો હૃદયાઘાત કેટલો કષ્ટમય હશે, તેની કલ્પના થઇ. એ કલ્પનામાંથી મંદ મંદ હાસ્ય વડે વાત્સલ્ય પ્રેમ વર્ષાવતી માતાની સ્નેહાળ મૂર્તિ ઉદ્‌ભવી. એ મૂર્ત્તિ ધીમે પગલે પાસે આવી પોતાનાં મૃદુ કર વડે વસંતના શિર પર સ્પર્શ કરતી ‘ વસંત તારા પિતાની ઇચ્છા એ જ મારી ઇચ્છા છે, એમનું વચન લોપીશ નહિં. ” એમ કહેતી હોય, એવું તેને ભાન થયું, એ શબ્દોથી પિતૃભક્તિને વશ થઇને વસંતે પ્રત્યુત્તર લખ્યોઃ—“ તમારૂં હૃદયદુઃખ હું કલ્પી શક્યો છું. તમારી ઇચ્છાને વશ થઇશ. મારી યાચના એટલી જ છે કે નવલના પિતા વિનોદરાય પાસે એક વખત માગણી કરી જુઓ. ન ફાવીએ તો અન્ય માર્ગ લઇશું. મારી યાચના ઉપરથી મારી હૃદયસ્થિતિનું અનુમાન કરી શકશો.”

પત્ર વાંચી વિદ્યાશંકરના હૃદયને શાંન્તિ. વળી પુત્રનું મન સંતુષ્ટ કરવા વિનોદરાય પાસે પ્રગતિપુર જવાનું નક્કી કર્યું. મનમાં વિચાર્યું: “ આ પ્રયાસ કરવો નિષ્ફળ છે. વિનોદરાય કબુલ કરે ? વસંત સુવિદ્યાસંપન્ન થશે અને એને પરણી હરકોઈ બાળા સુખી થશે. પણ પુત્રીના સુખ ખાતર કયો પિતા પંડપર જોખમ વ્હોરી લે ! વસંતની ખાતર વિનોદરાયના જ્ઞાતિ સામે માથું ઉચકે એમ

ધારવું વૃથા છે. મારે તો કેવળ ઉપહાસાસ્પદ બનવા જ ત્યાં જવાનું છે. ત્યારે શા માટે મારે આ ઉપહાસના ભોગ થવા ત્યાં જવું? પુત્રના સુખ અર્થે ! ના, ના; અંતરની ઉંડી વૃત્તિ એ નથી. પુત્રને વિવાહિત જોવો એ વૃત્તિ હૃદયમાં પબળ થઇ જાય છે. આ વૃત્તિનો નિગ્રહ કરવો એ કાર્ય ખરેખર મારા માટે દુઃસાધ્ય છે. અને તેથી જ હું વસંતને તેની ઇચ્છા વિરૂદ્ધ વિવાહ કરવા વારંવાર આગ્રહ કર્યાં કરૂં છું. આ વૃત્તિનો પ્રેર્યો, વસંત ! હું તારા માટે ગમે તે કષ્ટ સહન કરીશ પ્રગતિપુર જઇશ. ત્યાંથી નિષ્ફળતા મળ્યે પાછો ફરીશ. તારી ઇચ્છા વિરૂદ્ધ તને અન્ય સ્થળે અવશ્ય પરણાવીશ, ત્યારે જ મને શાન્તિ વળશે. વસંત! તું દુરાગ્રહી છ, તો જો ! મારો યે દુરાગ્રહ નહિ તો બીજું શું? પિતૃભક્તિએ અને આજ્ઞાશીલતાએ તારો દુરાગ્રહ ગાળી નાંખ્યો. વડીલપણાના અભિમાને મારો દુરાગ્રહ ટકી રહ્યો.”

---

# પ્રકરણ ૫ મું

---

### યોગ્યં યોગ્યેન યોજયેત્

મનુષ્યશરીર વ્યાધિનું મંદિર છે. વિશુદ્ધ આરોગ્ય એ કોઇ અમૂલ્ય દિવ્ય વસ્તુ છે. સુદૃઢ દેખાતા શરીરમાં પણ અનેક વ્યાધિનાં બીજ ગુપ્તપણે રહેલાં હોય છે. અનુકૂળ સંજોગો મળતાં વ્યાધિ વિકાસ પામી બળવાન બને છે. આરોગ્ય શાસ્ત્રના નિયમની અવગણના થતાં હરિદાસના શારિક દેહમાં એક વ્યાધિ ફૂટી નિકળ્યો. આ વ્યાધિને નિર્મૂળ કરવા આરંભમાં પ્રસાદ સેવ્યો. પ્રસાદના પરિણામે વ્યાધિ અસાધ્ય બન્યો. હરિદાસ

મૃત્યુના બિછાને જઇ પડયો. જીવન ટકી રહેવાની આશા અંશ માત્ર ન રહી, ત્યારે તેણે અવસાન સમયે પોતાના પરમ મિત્ર દીનાનાથને પાસે બોલાવ્યો. હરિદાસનાં નેત્રમાંથી સલિલપ્રવાહ વહેવા લાગ્યો. દીનાનાથે દુ:ખાર્ત્ત મનથી પૂછયું:–" આજે કંઇ વિશેષ વેદના જણાય છે ? ડૉકટરને બોલાવું ? " હરિદાસે ઉત્તર આપ્યો:–" ના. વૈદ્ય કે ડૉકટરની જરૂર નથી. તમે મારી નજીક બેસો. આજ હું મારા જીવનની અંતિમ વાસના તમને જણાવવા માગુંછું. " દીનાનાથ પથારી પાસે બેઠો એટલે ઉદ્વેગભર્યા ઉરથી અને નીરભર્યા નયનથી મહા પરિશ્રમે હરિદાસે આરંભ કર્યો:–" દીનાનાથ ! હું હવે જઉંછું. મારી જીવનયાત્રા પૂર્ણ થઇ. મારી લીલા હું હવે તને સોંપુંછું. મારી લીલા...મારી લાડિલી લીલા...મારૂં કોમળ પ્રફુલ્લિત પુષ્પ.........એને વિમળ જળ પાઈ ઉછેરવાનું માળીકૃત્ય હવે તારે કરવાનું છે. તારૂં કર્તવ્ય પૂર્ણ થતાં, કોઇ ગરીબ પણ કુલવાન અને સુશીલ યુવક સાથે લીલાનું લગ્ન કરજે. એ યુવકને વિદ્યોપાર્જનમાં જેટલી આર્થિક સહાય જોઇએ તે મારા દ્રવ્યસંચયમાંથી આપજે. મારી લીલાના સુખાર્થે મારા દ્રવ્યનો વ્યય કરવા હું તને અધિકાર આપુંછું. લીલાનો સંસાર સુખી થશે તો તે પુત્રી તારૂં મંગલ ઇચ્છિશે; દુ:ખી થશે તો અભિશાપ દેશે. એ પાપદોષ તારા શિર રહેશે. માટે આ અધિકાર સવિવેક વાપરી, તને પ્રાપ્ત થનો મિત્રધર્મ યથાર્થ બજાવજે. "

આ વાતને ત્રણ વર્ષ વીતી ગયાં. મિત્રની અંતિમ ઇચ્છા સફળ કરવા દીનાનાથ લીલા માટે કોઇ સુશીલ યુવકની શોધમાં હતો. એવામાં " થોડા દિનમાં હું પ્રગતિપુર આવવા ધારૂંછું ' એવો વિદ્યાશંકરનો પત્ર તેને મલ્યો. તેઓ બન્ને વચ્ચે ગાઢ પરિચય હતો.

વિદ્યાશંકરની પેઠે દીનાનાથ પણ વકીલ હતો. પત્ર વાંચી દીનાનાથને વિચાર થયો:–"વિદ્યાશંકરનો પુત્ર વસંત આર્ટ્સ કૉલેજમાં ભણે છે. લીલા માટે તે સર્વાંશે યોગ્ય પતિ છે."

દીનાનાથ કંઇ લીલાની જ્ઞાતિનો નહોતો. વળી એ જ્ઞાતિનાં તંત્રથી તદ્દન અનભિજ્ઞ હતો. પણ એની હિંમત અડગ હતી, અપૂર્વ હતી. અસત્ય અને અનીતિના પાયાપર રચાએલાં સામાજિક બંધનની તે જરાયે પરવા કરે તેવો નહોતો. વિદ્યાશંકર આવતાં વસંત સાથે લીલાના સંબધ વિષે પોતાની ઇચ્છા નિવેદન કરી. વિદ્યાશંકર શો ઉત્તર આપે? તે કંઇ લીલા માટે નહોતો આવ્યો. તેને ચિન્તા થઈ:–"દીનાનાથે વળી આ વિટંબના ક્યાં ઉભી કરી?" તેણે છળથી એટલો જ ઉત્તર આપ્યો:–"બહુ અનુકૂલ વાત છે. પણ અમારી બાજુ કન્યા ન આપવી એવો અહિંનો જ્ઞાતિપ્રતિબંધ છે તેનું કેમ?"

દીનાનાથ:—"એવા પ્રતિબંધને હું જરાયે ગણુતો નથી. મારે તો લીલા કેમ સુખી થાય એ જ જોવાનું છે.?"

વિદ્યાશંકર:—"વિચાર કરો, તેની મા સ્ત્રી જાતિ છે, એ કબુલ કરશે?"

દીનાનાથ:—"સ્ત્રીમતને વજન આપી હું મારો મિત્રધર્મ-નહિ ચૂકું."

વિદ્યાશંકર:—"ત્યારે હવે તો વસંતને જ પૂછવાનું બાકી રહ્યું."

પ્રગતિપુર આવી જવા વસંતને લખવામાં આવ્યું. દરમિયાન દીનાનાથને ત્યાં કાર્યવશાત્ આવેલી લીલા વિદ્યાશંકરને નયનગોચર થઇ. તે ઉલ્લાસમાં આવી મનમાં બોલ્યો:—"ખરેખર વસંતે આ કન્યા જોઇ નથી, ત્યાં સુધી જ એની લગની પેલી કન્યામાં લાગી

છે. આને જોયા પછી અવશ્ય એ પેલી કન્યાને ભૂલી જશે. એમ થાય તો કેવું સારૂં! દીનાનાથ અનુકૂળ છે. અનાયાસે આ સુયોગ કેવો મળ્યો છે!"

નવલને સાથે લઇ વસંત ઉદયપુરથી આવી પહોંચ્યો.

નવલ પોતાના ઘેર ગયો. વસંત પિતાને મળ્યો. પિતાએ લીલા સંબંધી વાત કરીને કહ્યું:-"તારી સાથે લીલાનું લગ્ન કરવા દીનાનાથ તૈયાર છે." વસંતને એ ઇચ્છા થઇ; તેનું મન લલચાયું પણ એ ભાવને દાબી અંતે કહ્યું:—"હું એને પરણીશ નહિ." વિદ્યાશંકરે કહ્યું:-"તું એ કન્યા જોઈશ તો જરૂર તારા વિચાર તું ફેરવીશ."

વસંતે મનમાં ઇચ્છયું:-"નવલ મારો મિત્ર ન હોત તો કેવું સારૂં! તો હું લીલાને પરણી શકત." તેણે પિતાને કહ્યું:—'એ કાર્યમાં મિત્રદ્રોહનું પાપ ન હોત, તો હું આ સંબંધ ખુશીથી સ્વીકારત. હું નિરૂપાય છું. એ બાલા તો નવલની પ્રણયિની છે."

"લીલામાં મન તો ઘણું એ લોભાણું, પણ શું કરે? વસંત! તું પ્રેમાર્થી નથી; તું તો સૌંદર્યનો તરસ્યો છું. ક્યાંય આથી યે અધિકરૂપ જુએ તો તું વીણાને પણ ભૂલી જાય ખરો." મનમાં એ શબ્દો બોલતો વિદ્યાશંકર પુત્રથી જૂદો પડયો અને અન્ય વિચારમાં ગુંથાયો.

વસંત મળતાં દીનાનાથે પણ લીલાની વાત કરી. વસંતે નમ્રપણે ઉત્તર આપ્યો:-"લીલાને મારો મિત્ર નવલ ચાહે છે." દીનાનાથે આશ્ચર્યમગ્ન થઇ પૂછયું; "નવલ ભલે ચાહે પણ લીલા એને ચાહે છે?"

વસંતઃ-"એમનો સંવનનકાલ પૂર્ણ થયો છે; તેઓ પરસ્પર હૃદયા-

ર્પણ કરી ચૂક્યાં છે. ”

દીનાનાથઃ–“ શું ગંગા એ સંબંધી કંઇ જાણે છે ? ”

વસંતઃ—“ના. એ કંઇ જાણતી નથી. પણ નવલને જોઈ ગંગાનું અંતર પ્રમોદથી પ્રફુલ્લીત બની જાય છે. એ માતાની જ ઇચ્છા અને સંમતિથી લીલાની વાચનવૃત્તિ પોષવા નવલ ઉદ્યમ કરી રહ્યો છે. ”

દીનાનાથ આનંદના આવેશમાં આવી વિદ્યાશંકર પ્રતિ જોઇને કહેવા લાગ્યોઃ—“ વિદ્યાશંકર, નવલ અને લીલાનો વિવાહ થઈ ચૂક્યો. મારા મિત્રની અંતિમ અભિલાષા આજે કૃતાર્થ થતી જોઇ મને પરમ સંતોષ થાય છે. લીલા સંબંધી કંઇ વચન મેં તમને આપ્યું હોત તો, એ વચનનો ભંગ કરીને પણ હું મિત્રધર્મ સાચવી રહેત. જેનામાં લીલાનું દિલ ઠર્યું એની જ સાથે હું એનું લગ્ન કરીશ. જુઓ, એ છોકરીની પસંદગી કેવી સુંદર છે ? નવલ વિનયી, ઉદ્યમશીલ અને ચારિત્ર્યવાન યુવક છે. નિઃશંક, એના સંસર્ગમાં લીલાનું જીવન સુખી અને પ્રગતિશીલ બનશે. ”

દીનાનાથને આનંદ મગ્ન જોઇ વિદ્યાશંકરે વીણામાં લાગેલી વસંતની લગનીનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો, અને કહ્યુંઃ–“એ જ મારા અત્ર આગમનનો હેતુ છે. ”

દીનાનાથે શંકાશીલ મનથી ઉત્તર આપ્યોઃ—“ એમ બનવું અશક્ય છે. વિનોદરાય પાસે આ વાત મૂકશું. પણ એ કદી સંમત નહિ થાય. જ્ઞાતિના પ્રગતિવિનાશક નિયમની સામે થવા નિડરતા જોઇએ. વિનોદરાય જેવા દુર્બળાત્મા એ નિડરતા ક્યાંથી લાવે ? ”

આ સંબંધી વિષે વાતચિત ચાલી. વિનોદરાયને બોલાવી એની આગળ આ વાત મૂકવી એવું ઠર્યું. છેવટ દીનાનાથે કહ્યુંઃ—“વસંત

માત્ર ગગનવિહારી છે. નવલના જેવી તેનામાં કાર્યદક્ષતા નથી. શું એ વીણાને ચાહતો હશે? હું ધારું છું કે આ તેનો કેવળ સૌંદર્યવિમોહ છે; ગુણાનુરાગ નથી."

વિદ્યાશંકરઃ—" હા, હું પણ એમ જ ધારૂંછું. પણ તેને વિવાહિત જોવાની મારી લાલસા દિન પ્રતિ દિન વધારે જ્વલંત બનતી જાય છે; અને એથી એની મનોવૃત્તિને આધીન થઇ, અત્રે કેવળ મસ્કરી કરાવવા આવ્યો છું."

દીનાનાથઃ—" વિદ્યાશંકર! આ નવીન યુગમાં પિતૃધર્મ ઘણી વેળા વિષમ દશામાં આવી પડે છે. નવીન વિદ્યાનો ઉપાસક યુવક વર્ગ પરિશીલન વડે પ્રેમવશ કરેલી બાળાને પોતાની સહધર્મચારિણી બનાવવા ઉત્સુક રહે છે. આ તેમની ઉત્કંઠા અધર્મ્ય છે એમ હું નથી કહેતો; પણ તેમા કેટલાક અનર્થ રહેલા છે. યૌવન તો એક પ્રકારનું ગાંડપણ છે. યૌવનમાં બુદ્ધિની પરિપક્વતા, વિચારની પ્રૌઢતા અને અનુભવની પૂર્ણતાનો અભાવ હોય છે. મનની આવી અપક્વ દશામાં યૌવનના ક્ષણિક આવેશને વશ થઇ આવા યુવકો જ્યાં ત્યાં પ્રણયયાચના કરી બેસે છે. આવા પ્રણયની સફળતા કોઇ વેળા વિજાતીવતાને લઇ, કોઇ વેળા જ્ઞાતિ પ્રતિબંધને લઇ, અને કોઇ વેળા કન્યાપક્ષના વડીલોની અનિચ્છાને લઇ અશક્ય બને છે. આવા પ્રસંગે પિતૃધર્મ મોટી વિટંબનામાં આવી પડે છે."

વિદ્યાશંકરઃ—" પાશ્ચાત્ય દેશમાં કંઈ પણ વિઘ્નોનો સંભવ જણાતાં પ્રણયી અને પ્રણયિની નાસી જઇ છૂપી રીતે લગ્ન કરી દે છે. પુત્રપુત્રીના લગ્નવિષયમાં ત્યાં વડીલો જરા યે માથું મારતા નથી. પણ આપણા લોકોની વાત જૂદી જ છે. જાતે જ પુત્રવિવાહનો લ્હાવો લેવો એવી વૃત્તિ પ્રત્યેક હિન્દુમાં હોય છે. હાલ મારા હૃદયને એ

જ વૃત્તિ પીડી રહી છે. ”

દીનાનાથઃ—“તમે નવીન વિદ્યાના સંસ્કારી છો, પણ તમારૂં હૃદય હિન્દુ છે; એટલે તમારામાં પણ એવી જ મનોવૃત્તિ પૂર્ણ જોસમાં જાગ્રત થાય એમાં આશ્ચર્ય નથી. પુનર્લગ્નની મુખથી હિમાયત કરનારા પોતાની વિધવાપુત્રીનું લગ્ન કરતાં અચકાય છે તેનું કારણ આ હિન્દુ હૃદય સિવાય અન્ય કંઇ નથી.”

# પ્રકરણ ૬ ઠું.

## નવલનો બોધ અને ન્યાતનો વિરોધ.

“નવલ! કાલે લીલા સાથે તારૂં સગપણ થવાનું છે.”

દીનાનાથે વિદ્યાશંકરને મળ્યા પછી ઘરમાં પેસતાં જ વિનોદરાયે પુત્રને કહ્યું.

નવલે વિસ્મિત ભાવથી પૂછ્યું:–“દીનાનાથને એકાએક આ વિચાર ક્યાંથી સૂઝ્યો ?”

વિનોદરાયે ઉત્તર આપ્યો:–“વસંત ધન્યવાદને પાત્ર છે. તારા મિત્રના અત્યંત આગ્રહને લઇને જ દીનાનાથ આ નિર્ણયપર આવેલછે.”

નવલ મનમાં આનંદોદ્દગાર કાઢવા લાગ્યો:–“વસંત ! વાહ ! તેં કેવું સ્નેહકૃત્ય કર્યું ! લીલા ! વડીલોને આપણી ઇચ્છાથી પરિચિત કરવાનો કોઇ માર્ગ આપણને અદ્યપિ ન મળ્યો. જો ! વસંતે કેવી મિત્ર સેવા બજાવી ! વસંત ! હું પ્રતિજ્ઞા લઉં છું કે હું પણ તારા પ્રણયમાર્ગમાં તને સહાય કરીશ.” પછી તેણે પિતાને કહ્યું:–“ત્યારે મારા માટે જ એ અહિં આવ્યો છે ને શું ! અને આ ઉદ્દેશથી જ

એ મને અહિં સાથે તેડી લાવ્યો હશે !"

વિનોદરાયઃ-" નવલ ! તેમ નથી. એની ઇચ્છા વીણા સાથે લગ્ન કરવાની છે. આ લગ્ન કરવા દીનાનાથે મને સાગ્રહ કહ્યું છે."

નવલઃ-" તમે શો ઉત્તર આપ્યો ?"

વિનોદરાયઃ-" કોઇ કાળે તે બની શકે તેમ નથી."

નવલઃ—" શા માટે ? વસંતમાં શી ખામી છે ?"

વિનોદરાયઃ—" નવલ ! આપણે એ બાજુ કન્યાવ્યવહાર બંધ કર્યો છે."

નવલઃ—" આપણે બંધ કર્યો છે તો આપણે જ ચાલુ કરી શકીશું, એમાં રાજ્યની પરવાનગી નથી જોઇતી."

વિનોદરાયઃ—" પણ અન્ય જ્ઞાતિજનો એમ કરવા તત્પર ન થાય તેનું શું ?"

નવલઃ—" તત્પર ન થાય તો જાય જહન્નમમાં ! એ આપણો શો ઉદ્ધાર કરવાના હતા ? જે માર્ગ અધર્મ્ય નથી, એને અનુસરવામાં શો ડર ?"

વિનોદઃ—" જ્ઞાતિનો પ્રતિબંધ તોડતાં જ્ઞાતિ આપણી સાથે સર્વ વ્યવહાર બંધ કરે તો શું કરવું ? વીણાનો વિવાહ આ તરફ જ કોઇની સાથે કરશું."

નવલઃ—" જ્ઞાતિથી ડરી જઇ શું વીણા જેવી સુશીલ અને સુશિક્ષિત બાળાને કોઈ ગામડીયાને સોંપવા તૈયાર થશો ? એ નિર્દોષ બાળકીના જીવનશત્રુ બનશો ? એનો ભવ બગાડશો ? જુઓ ! વસંતને વિદ્યા છે, લક્ષ્મી છે, કુળ છે. બીજું શું જોઇએ ?"

વિનોદઃ—" નવલ ! તું બીનઅનુભવી—અવિચારી છે. જ્ઞાતિ વિરૂદ્ધ વર્તન રાખવું એ સર્વાંશે હાનિકારક છે."

નવલ:—" જ્ઞાતિના અનિષ્ટ બંધનની શૃંખલા પહેરી સુખ માનવું એને તમો અનુભવ કહો છો ! જ્ઞાતિના નિંદ્ય નિયમને અનુસરી તમારી પુત્રીઓને જ્યાં ત્યાં કૂવામાં ધકેલી દેવી એને તમે વિચારશીલતાનો ગુણ ગણાવો છો ! ન્યાતના નિયમનો ભંગ કરતાં ડરવું અને પુત્રી પ્રતિના ધર્મનું સ્ખલન કરતાં જરાયે ન ડરવું એ તમારી ધર્મપ્રજ્ઞતા ! એ તમારો શિષ્ટાચાર ! વાહ ! ધન્ય છે આવા જ્ઞાતિના ઉપાસકોને !"

વિનોદ:—" તું ગમે તેમ કહે; મારાથી આ વાત કોટિ ઉપાયે કબૂલ નહિ થાય."

નવલ:—" હું એ વાત છોડનાર નથી. વીણા બેન વસંતને પરણી જેટલાં સુખી થશે, એટલાં ક્યાંય બીજે નહિ થાય. પિતાશ્રી ! વિચાર કરો. વીણા તમારી પુત્રી નથી. એ છોકરી માબાપ વિનાની-નિરાધાર છે. તમારી પોતાની પુત્રી કરતાં એને વધારે સુખી કરવી એ તમારો ધર્મ છે. એને આ અનાયાસે પ્રાપ્ત થતાં સુખથી વંચિત નહિ કરો. એ નિર્દોષ બાળાના દુ:ખનો એક નિ:શ્વાસ તમારા સપ્ત જન્મના પુણ્યસંચયને બાળીને ભસ્મ કરશે; કંઇક વિચાર કરો."

પુત્રનાં વચન સાંભળી વિનોદરાય વિચારમાં પડી ગયો. થોડી-વાર મૌન સેવ્યા પછી તેણે કહ્યું:–" નવલ, તેં મને ધર્મસંકટમાં લાવી મૂક્યો. એક બાજુ જ્ઞાતિનો ડર અને બીજી બાજુ ધર્મસ્ખલન, એ બે વચ્ચે મારું હૃદય ઝોલાં ખાય છે."

નવલે શાન્ત્વન આપ્યું:–" ધર્મસ્ખલન ન કરવું. જ્ઞાતિનો ડર મિથ્યા છે. જ્ઞાતિજનો કોઇ દુર્બલને દંડે. આપણી સામે થવા તેઓ હિમ્મત નહિ કરે. દીનાનાથ અને વિદ્યાશંકર જેવા અનુભવી અને પ્રતિષ્ઠાવાન વકીલો આપણી સાહાય્યમાં છે. આ કાર્યમાં નીતિનો

ભંગ નથી; ધર્મનો ભંગ નથી; રાજ્ય શાસનનો ભંગ નથી: તો ડરવું શા માટે? પિતાશ્રી, હૃદયભિરૂતા ત્યજી નિશ્ચયપર આવી જાઓ."

"મને એકાંતમાં પૂર્ણ વિચાર કરવા દે; ત્યાર પછી હું નિશ્ચયપર આવીશ." એમ કહી વિનોદરાય પોતાના ખંડમાં ચાલ્યો ગયો.

નવલ વિચારવા લાગ્યો:-"વસંત સાથે વીણાનો વિવાહ કરવા પિતા અવશ્ય અનુમતિ આપશે. પણ વસંતનું હૃદય કેવું છે? વસંત વીણાને ચાહે છે? કે વીણાના સૌન્દર્યને? મારે આની ખાત્રી કરવી જોઇએ." આ ઉદ્દેશથી તે વસંત પાસે ગયો.

"શું લલનારિપુ લગ્નલોલુપ થશે કે?" વસંતને જોતાં જ નવલે કટાક્ષ કર્યો.

"નવલ! તારા શબ્દોનું હાર્દ હું સમજી શકતો નથી." વસંતે ગુંચવાતા મનથી ઉત્તર આપ્યો.

"તું નારી નિંદક છે, તને પરણી કોઇ બાળા સુખી ન થાય." નવલે શંકા કરી.

"એમ ન કહે. ચાહવું શું એ હું સમજું છું." વસંતે શંકાનું નિવારણ કર્યું.

"આપનું ચાહવું એ કંઇ ખરેખરૂં ચાહવું ન કહેવાય. બીજાના સુખ માટે, પોતાના સુખનો ત્યાગ કરવા પોતાની મેળે તત્પર થવું, એ જ ખરેખરૂં ચાહવું; એ જ વિશુદ્ધ પ્રેમ. કોઇ સૌન્દર્યવતી, લાવણ્યવતી કુમારિકા દૃષ્ટિએ પડતાં જ, એની લાવણ્ય-પ્રભાનો, એના સૌન્દર્ય-રસનો ઉપભોગ કરવા લાલચ કરવી, એ કાંઈ પ્રેમ નથી, એ કંઈ ચાહવું નથી." નવલે શુદ્ધા-શુદ્ધ પ્રેમનો ભેદ વર્ણવ્યો.

"અલબત્ત, એ તો સૌન્દર્યમોહ કહેવાય. એવા સૌંદર્ય-પ્રેમનું મૂળ પુણ્યની આકાંક્ષા નથી; ધર્મનું જ્ઞાન નથી; પણ મોહવશતા છે."

વસંતે સૌંદર્યાસક્તિનું મૂળ બતાવ્યું.

" ભૂખ્યા મનુષ્યને અન્નપર પ્રેમ થાય, તે માત્ર તેની ભૂખને લીધે. તેથી ભૂખ એટલે અન્નપર પ્રેમ એમ ન કહેવું કામાતુર મનુષ્ય કોઇ રૂપવતીને વશ બની જાય, તેથી એની ચિત્તપરવશતા એ પેલી રૂપવતી સ્ત્રી પર પ્રેમ છે,–એમ ન ધારવું. મોહ એટલે રૂપદર્શન જનિત–ચિત્તવિકૃતિજન્ય મોહ અનિષ્ટ છે." નવલે મોહને નિંદ્ય ગણ્યો.

" એમ ન કહો ! રૂપ એ સર્વ જીવને મુગ્ધ કરનાર છે. એ કંઇ અનિષ્ટ નથી. રૂપથી ઉત્પન્ન થતી પ્રેમવૃત્તિ, કહો કે મોહવૃત્તિ સર્વ પ્રાણીઓમાં સામાન્ય છે. આ વૃત્તિ પણ જગદીશ્વરપ્રેરિત છે, એનાથી પણ સંસારનું ભલું થાય છે. એ વૃત્તિથી જ સ્ત્રી પ્રતિ પુરૂષ આકર્ષાય છે. હાથી હાથણીને પદ્મમૃણાલ તોડીને આપે છે, મૃગો મૃગીઓનાં શરીર ખંજવાળે છે, તે પણ આ વૃત્તિની પ્રેરણાથી જ." વસંતે મોહવૃત્તિનો મહિમા વધાર્યો,

" એમ પ્રથમ દૃષ્ટિએ થતો સ્નેહ, અર્થાત્ મોહવૃત્તિમૂલક સ્નેહ સ્થાયી થતો નથી. બુદ્ધિવૃત્તિમૂલક સ્નેહ જ ચિરકાળ ટકી રહે છે. પ્રણયી જનના ગુણો બુદ્ધિ ગ્રહણ કરે, તો હૃદય તે બધા ગુણુથી મુગ્ધ બની પ્રણયી જન પ્રતિ એક સરખી રીતે ખેંચાય છે. ગુણ ગ્રહણ થતાં સંસર્ગલિપ્સાનો અંતરમાં આવિર્ભાવ થાય છે. સંસર્ગલિપ્સા સિદ્ધ થતાં પ્રણયીજન પ્રતિ ભક્તિભાવ ઉત્પન્ન થાય છે. આ ભક્તિભાવ એ જ પ્રેમ. એ જ મોહબત. આ મોહબતનું ફળ સહૃદયતા અને એ સહૃદયતા અને એ સહૃદયતામાંથી આત્મવિસ્મૃતિ તથા આત્મવિસર્જન ઉદ્ભવે છે. જ્યાં આત્મવિસર્જન નથી ત્યાં પ્રેમ પણ નથી." નવલે મોહવૃત્તિની અવગણના કરી, ગુણમૂલક સ્નેહની

વિમળતા અને અચળતા ગાઇ.

" જ્યાં આત્મવિસ્મૃતિ નથી, ત્યાં વિમળ પ્રેમ નથી, એ સિદ્ધાંત હું સ્વીકારૂં છું. પણ જુઓ ! મોહજન્ય આસક્તિ પણ આવા વિમળ પ્રેમમાં પરિણત થાય છે. તમે સૌન્દર્યમોહનો તિરસ્કાર કરોછો, પણ જે બુદ્ધિવૃત્તિમૂલક સ્નેહનું તમે પ્રતિપાદન કરોછો, તેમાં પણ મોહવૃત્તિ સિવાય બીજું શું છે? જેમ આમાં સૌન્દર્યમાં મોહ થાય છે, તેમ એમાં પ્રણયી જનના ગુણમાં મોહ થાય છે. આ મોહ વિના આસક્તિ ઉત્પન્ન થતી નથી. વળી જુઓ, ગુણથી મોહબત કાયમ થાય છે ખરી પણ ગુણ ઓળખતાં દિવસ લાગે છે. તેથી મોહબત એકાએક બળવાન થતી નથી, પણ ધીરે ધીરે સંચારિત થાય છે. રૂપજન્ય મોહ એકી વખતે સંપૂર્ણ બળવાન થાય છે. તેનું પહેલું બળ એવું દુર્દમનીય હોય છે કે, બીજી બધી વૃત્તિનો તેનાથી ઉચ્છેદ થાય છે. પણ એ મોહમાંથી યે આ આસંગલિપ્સા, પછી ભક્તિભાવ કે પ્રેમ, પછી સહૃદયતા, અને અંતે આત્મવિસ્મૃતિ; એમ ક્રમે ક્રમે વિમળ પ્રેમના અંતિમ હેતુની પ્રાપ્તિ થાય છે. ફેર એટલો જ કે મોહવૃત્તિમાં આસંગલિપ્સા પ્રથમ ઉત્પન્ન થાય છે અને પશ્ચાત્ ગુણ પરિચય થાય છે. જ્યારે બુદ્ધિવૃત્તિમૂલક પ્રેમમાં પ્રથમ ગુણ પરિચય અને પછી આસંગલિપ્સા એવો ક્રમ હોય છે. જ્યાં સૌંદર્યમોહ અને ગુણપરિચય બન્ને સાથે એકઠા થાય ત્યાં પ્રેમ સત્વર ઉત્પન્ન થઇ સ્થાયી બને છે. પ્રેમ સ્થાયી થયો એટલે સૌન્દર્ય ટકે વા ન ટકે, તોયે રંચ પણ સ્નેહક્ષતિ થતી નથી. સ્થિર સ્નેહને સૌંદર્યની પરવાહ નથી. વિશુદ્ધ પ્રેમ માણસ માત્રનું એક નિર્મળ અને અનશ્વર સુખ છે. વિમળ પ્રેમનો પ્રચાર એ વિશ્વના અભ્યુદયનો ઉપાય છે."

વસંતે સ્વમતનું સમર્થન કરી પ્રેમનો મહિમા કહી સંભળાવ્યો.

નવલ હર્ષના આવેશમાં આવી એકાએક બોલી ઉઠયોઃ-"વાહ! વસંત, વાહ ! સ્નેહની ઉત્પત્તિ અને સ્થિતિ વિષે તું બહુ સારૂં સમજે છે. હું ધારૂં છું કે નારી વિષયક તારા પ્રથમના વિચારોમાં હવે તો મહાન પરિવર્તન થયું હશે."

આનંદલહરીમાં ઝુલતો હોય તેમ વસંતે ઉત્તર આપ્યોઃ-" હા, પ્રમદાઓને હું હવે જૂદાં જ હૃદય ચક્ષુથી નિહાળું છું. લલના એ તો અખંડ વહેતું દયાનું ઝરણું છે, અખૂટ અમૃતનો કુંડ છે; સ્નેહની અમરવેલી છે. નવલ ! સ્ત્રીનું દિવ્ય સ્વરૂપ જો ! સ્ત્રીજાતિ એ તો જગતજનની છે. ઉરનાં વ્હાલથી પાળી, ઉરનાં પયપાનથી પોષી જગતને ઉછેરનાર તો સ્ત્રીજાતિ છે. એ સ્ત્રીજાતિનો મહિમા કેવો અદ્‌ભુત છે ! આર્ય મહિલાઓ, તમો શિરસાવંદ્ય છો; દેવી છો. વીરજન ! તમારૂં ગૌરવ સ્વર્ગથી અધિક છે. ધર્મવીર, કર્મવીર, યુદ્ધવીર, રાજવીર, એવા અનેક વીરોએ તમારી કૂખ દીપાવી છે. આર્ય લલનાઓ ! તમો કેવા સદ્‌ભાગી છો ! દાદાજી, ગોખલેજી, ગાંધીજી જેવા અનેક દેશોદ્ધારક મહાત્માઓ તમારી કૂખ ઉજ્જવળ કરે છે અને કરશે."

ઉલ્લસિત હૃદયથી વસંતની પીઠ થાબડી નવલ કહેવા લાગ્યોઃ- " વસંત ! જો ! આપણા ભારતવર્ષમાં સ્થળ સ્થળ સ્ત્રીશિક્ષણની ચળવળ ચાલી રહી છે. હવે તો ઉદાત્ત બનેલી આર્ય મહિલાઓનાં ઉદરમાં અનેક વીર પુત્રો જન્મ લેશે."

" અને આ તારી સહચરી એક કર્મવીર મહાત્માની જન્મદાતા બનો." વસંતે અંતરથી આશીર્વાદ આપ્યો.

" વિવાહ સંબંધી તારો અભિલાષ સફળ થાઓ." નવલે વસંતને પ્રત્યાશીર્વાદ આપ્યો.

વિવાહ વિષયમાં નવલનું જ ધાર્યું થયું. નવલથી છૂટો પડી એકાન્તમાં આ તરફ વિનોદરાય વિચારમાળામાં ગુંથાયો. નવલની સર્વ દલીલો એક પછી એક પૂરતી ઝીણવટથી તપાસી. ક્યાંક તેનું મન ડગમગ્યું, તો ક્યાંક તેનું મન દૃઢ થયું. છેવટે તેણે નિશ્ચય કર્યોઃ—"વીણા જેવી સુશિક્ષિત બાળા, વસંત જેવા સુશિક્ષિત યુવકના સંસર્ગમાં સુખી થશે. આ જ્ઞાતિની ભીતિ છે; પણ તેથી શું? જ્ઞાતિ સાથે તકરારનો પ્રસંગ આવશે, તો ન્યાયનું શરણ લેશું; અને એ કાર્યમાં આ વકીલોની અણમૂલ્ય મદદ ખરેખર અમૂલ્ય થઇ પડશે. તો હવે શા માટે મારે વીણાના સુખમાં અંતરાય રૂપ બનવું?"

દીનાનાથને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે વિનોદરાય વસંતના વિવાહની વાત મંજૂર રાખશે. તે તો વિનોદરાયનો નિશ્ચય સાંભળી આશ્ચર્યમગ્ન બન્યો. તેણે ધાર્યું કેઃ–"નવલની પ્રેરણાથી જ આ વાત બની હશે. મિત્રે મિત્રનું કાર્ય કર્યું". શિરપરથી કોઇએ ચિન્તાનો ડુંગર ઉંચકી લીધો હોય તેમ વિધાશંકરને લાગ્યું. તેણે સહૃદય વિનોદરાયનો આભાર માન્યો.

વિનોદરાયે કહ્યુંઃ–"આ કાર્ય જ્ઞાતિના નિયમની વિરૂદ્ધ કરવાનું છે, એટલે જોખમ પૂરતું છે. તમારે મારી સહાયમાં ઉભા રહેવું પડશે. જો વસંત અને વીણાનું સગપણ પ્રથમ જાહિર થાય, તો જ્ઞાતિ અમારી સાથે તમારા વ્યવહાર બંધ કરી દે અને પછી લીલાનું સગપણ મારા નવલ સાથે કરતાં ગંગા અચકાય. અન્ય કોઇ જ્ઞાતિજન નવલને કન્યા ન દે અને નવલને જીવનભર અવિવાહિત રહેવું પડે. જ્ઞાતિને ભૂલાવામાં નાખી આ ભયમાંથી બચવાનો માર્ગ એકે નથી. નવલ અને લીલાનું વેવિશાળ આવતી કાલે કરવું. અને તરત જ તેમનાં લગ્ન કરી દેવા. તેમનાં લગ્ન થયા બાદ વસંત અને

વીણાનું સગપણ જાહિર કરવું. એ સમયે જ્ઞાતિનો વિરોધ ગમે તેવો સખ્ત થાય, તો પણ નવલ અને લીલાની જોડીને કશું વિઘ્ન ન નડે."

વિનોદરાયની આ માગણીથી અપ્રસન્ન થયો હોય એમ તીવ્ર સ્વરથી દીનાનાથ બોલ્યોઃ—" આવી કુમળી વયમાં હું લીલાને વિવાહના બંધનમાં કદી નહિ નાખું. પંદરમે વર્ષે લીલાને પરણાવવી એ મારો નિશ્ચય છે. તમને જ્ઞાતિની ભીતિ હોય, તો વીણાનો વિવાહ બે વર્ષ પછી કરો. ઉતાવળ શી છે? વીણાનું વય કંઇ વિવાહયોગ્ય ન ગણાય!"

વિનોદરાયે વિસ્મિત બની ઉત્તર આપ્યોઃ—"બે વર્ષ પછી! શી વાત કરો છો! વીણાના વિવાહની તૈયારી ચાલી રહી છે. તેનું સગપણ ઝટ કરી નાખવા તેની મામી મારી પાછળ રાત દિવસ લાગી છે. સગપણ વહેલું થયું હોત તો વીણા ક્યારયે પરણી હોત. બે વર્ષ રાહ જોવાની વાત ક્યાં કરોછો?"

"સ્ત્રીના વિચારને વશ થનાર પુરૂષ જ્ઞાતિભયથી ડરે એમાં આશ્ચર્ય નથી. વિનોદરાય! વીણાના વિવાહ સંબંધી તમને પાલવે તેમ કરો. હું તો જાહિર રીતે કાલે લીલાનું વાગ્દાન કરીશ. પણ હાલ તેનું લગ્ન નહિ કરૂં." દીનાનાથે સ્પષ્ટ જણાવ્યું.

બીજે દિવસે નવલ અને લીલાનું વાગ્દાન થયું. ઘણા જ્ઞાતિજનો આ સાંભળી હર્ષિત બન્યા. ઘણાએ પોતાની ખુશાલી ગંગા આગળ પ્રદર્શિત કરી. શિવગૌરીનો હર્ષ અનવધિ બન્યો. લીલાને પોતાની પુત્રવધૂ બનાવવાની તેની અભિલાષા સિદ્ધ થઇ. થોડાક જ્ઞાતિજનોને આ બનાવથી હૃદયાઘાત પણ થયો. ગંગાના દીયર હેમુએ લીલાને વેચી દ્રવ્યવાન થવા ઇચ્છા રાખી હતી, તે અત્યંત હતાશ થયો. પાંચ સાત જ્ઞાતિ જનો એ પોતાના પુત્ર માટે લીલાનું માગું કર્યું.

હતું. તેઓએ વિનોદરાય અને નવલની નિન્દા કરવાનો ઉદ્યમ આરંભ્યો. ધીમે ધીમે ગંગાને કાને વાત આવી કેઃ–" શિવગૌરી બહુ વઢકણી છે. દીકરાની વહુને જંપ વળવા નહિ દે. વિનોદરાય બહુ ઠગ છે. નવલ તો નાસ્તિક છે, ભ્રષ્ટ છે, એ તો વંઠી જવાનો."

આ ઇર્ષ્યાદગ્ધ અને હતાશ જીવડાઓએ ન્યાતમાં વળી એવી ગપ ચલાવી કેઃ–" વિનોદરાયે પોતાની મૈયત બેનનો બધો પૈસો પચાવી પાડયો છે. છતાં તેને દ્રવ્યનો ધરવ ન થયો, તે પોતાની ભાણેજ વીણાને કોઈ વયો વૃદ્ધ વર સાથે પરણાવી આડે હાથે દ્રવ્ય ઉસેડવા તૈયાર થયો છે. મોં માગ્યું મૂલ્ય મળે માટે જ એ વીણાને મોટી કર્યે જાય છે."

અન્યનું સુખ જોઈ અંતરને બાળનારા અધમ જ્ઞાતિ જનોના અવિરત ઉદ્યમથી વિનોદરાય પરનો મિથ્યા નિંદ્ય આક્ષેપ જ્ઞાતિમાં ઘરઘર પ્રસર્યો. આ આક્ષેપની વાત કર્ણપર આવતાં વિનોદરાય અત્યંત ક્રોધાવેશમાં આવી ગયો. તેણે નિશ્ચય કર્યોઃ—" જ્ઞાતિલાને કરવું હોય તે કરે, બોલવું હોય તે બોલે; હું તો કાલે જ વીણાનું સગપણ વસંત સાથે કરી નાખીશ."

વીણા અને વસંતનું વેવિશાળ જાહિર રીતે કરવામાં આવ્યું. જ્ઞાતિમાં કોલાહલ મચી રહ્યો. જ્ઞાતિજનો એક બીજાને ત્યાં જઈ કંઇ કંઇ વાતો કરવા લાગ્યા. ચોરે અને ચૌટે નાની ન્યાય સભાઓ ભરાણી. વગર ફીના વકીલો ભાર દઇ કહેવા લાગ્યાં:–"ન્યાતના ધારાનો ભંગ થાય જ કેમ ? "સ્વયં બનેલી ન્યાય અદાલત ન્યાય તે ન્યાય ચૂકવ્યો વગર વિલંબે વિનોદરાયને જ્ઞાતિએ ન્યાય બહાર મૂકી દીધો." શાન્ત અને સમજુ પટેલીઆ વિચારવા લાગ્યાઃ–" આપણે વળી આ એક નવી ઉપાધિ વધી."

નીચ હેમુ મનમાં ફુલાયો કે વિનોદરાયનો વિનાશ કરવાની હવે એક ઉમદા તક હાથ આવી છે. કેટલાક વિઘ્નસંતોષી જ્ઞાતિજનો આ અનિષ્ટ ઉદ્યમમાં અધમ હેમુ સાથે કટિ–બદ્ધ થયા.

જ્ઞાતિ વિરૂદ્ધ થયેલ વીણાના વિવાહની વાત કર્ણપર આવતાં જ નવલની મા શિવગૌરી અત્યંત ક્રોધાવિષ્ટ બની ગઈ. છેલ્લી ઘડી સુધી તેને સર્વ વાતથી અજ્ઞાત રાખવામાં આવી હતી. તે જૂના જમાનાની સ્ત્રી હતી. જ્ઞાતિની વાહવાહની લોલુપતા તેને વધારે હતી. આજ આખો દિવસ તે પતિપર ધુંવાપુંવા થઇ રહી. રાત્રિ પડતાં જ પોતાના પતિ અને પુત્ર નવલપર યથેચ્છ જિહ્વાસ્ત્ર ચલાવી સારી ઝપાઝપી કરી મૂકી. આ વાગ્યુદ્ધનું વર્ણન આપવા અમો અસમર્થ છીએ. વાચકોએ સ્વયં કલ્પના કરી લેવી.

શિવગૌરીના અંતરમાં ક્રોધાગ્નિનો ધૂમ વ્યાપી ગયો. ત્યારે વીણાના હૃદયાકાશમાં પ્રમોદચંદ્રનો સંપૂર્ણ પ્રકાશ ખીલી રહ્યો. તેની સહીયરો અંદર અંદર વાતો કરવા લાગી. "એક સહીયર હેમી બોલી:– "કુમુ! તું આ વસંતને ઓળખતી નથી ? ઉન્હાળામાં તે અહિં આવ્યો હતો. પટિયાં પાડતો; ટાપ–ટીપ કરીને ફરતો, મનરંજન થાય એવું ધીમે ધીમે મધુરૂં મધુરૂં બોલતો અને ગાતો ને વીણા પાસે તો તે આખો દિવસ બેસી રહેતો." બીજી સખી કુમુ બોલી:—"હેમી ! તને કંઇ ખબર છે! એક દિવસ મેં મારી જાળીમાંથી જોયું તો આ વસંતવીણા એક બીજાને ના હાથમા હાથ ઝાલી બેઠાં હતાં."

ત્રીજી સખી ચંદ્રાએ લટકો કરતાં કહ્યું:–"વોય મા! પરણ્યાં પહેલાં એમ એક બીજાના હાથ પકડી બેસે એ તો બા બહુ જ ખોટું ! કુમુએ ઉત્તર આપ્યો:–"જે છોડી ઝાઝું ભણે એ કાંઇ લાજ મર્યાદા રાખે નહિ તો!"

હેમીએ કમુને જૂઠી પાડવા પ્રયાસ કર્યો:–" કમુ! એ તો તું ખોટું કહે છે. આજ વસંત આવ્યો કે તરત જ વીણા આકું જોઇ લજ્જાની મારી ઘરમાં પેસી ગઈ. પણ ભલા! શિવગૌરીએ કેમ આકું જોયું હશે?"

કોઇ સખી ઉત્તર આપી શકી નહિ. પણ વાંચનાર, તને તો એ કારણ વિદિત છે ને?

# પ્રકરણ ૭ મું.

## પુત્રીના પ્રયણપર પાદપ્રહાર.

" પણ તમે ક્યારના શું વિચાર કર્યા કરો છો? " સ્ત્રીએ પૂછ્યું.

" સ્વાર્થ મંત્રનો જાપ જપું છું. " હરિભદ્રે ઉત્તર આપ્યો.

" મને કહો તો ખરા કે, એ સ્વાર્થ મંત્ર કયો? " સ્ત્રીએ આતુર મનથી પ્રશ્ન કર્યો.

" મેં જાતે પરિશ્રમ લઇને જ્ઞાતિ ભાઇઓને આકું અવળું સમજાવી કન્યાવ્યવહારનું ક્ષેત્ર સંકુચિત કરાવ્યું. આ ગોળનો નિયમ વિનોદરાયે આજ તોડી મારો સકળ પરિશ્રમ નિષ્ફળ કર્યો! " હરિભદ્રે ચિન્તાનું સત્ય કારણ સમજાવ્યું.

" તેમાં સ્વાર્થહાનિ? " સ્ત્રીએ સાશ્ચર્ય જણાવ્યું.

" આ ગોળના પ્રતિબંધને લઇ કન્યાની છત થઇ છે. આપણો જ્યેષ્ટ પુત્ર તો પરણીને બેઠો. અને એ જ ગોળના પ્રભાવે આ

અન્ય ચાર પુત્રો માટે કન્યા સંબંધી કશી ચિન્તા કરવી નહિ પડે." પતિએ ગોળમાં રહેલા સ્વાર્થનું સ્પષ્ટીકરણ કર્યું.

" ભણે ગણે તો કોઇએ વાંઢું ન રહે. " સ્ત્રીએ નિર્દોષ ભાવથી કહ્યું.

" તું તો મૂર્ખીજ રહી. સાંભળ, આ ગોળ થતાં, દ્રવ્ય નહોય, કુલ નહોય, ગુણ નહોય, વિદ્યા ન હોય અને વગ ન હોય તો પણ ગમે તે મૂરતીયાને અનાયાસે કન્યા મળી રહે. કહે, આ કેવું કલ્યાણનું કામ છે ? " હરિભદ્રે સગર્વ પત્નીને પ્રશ્ન કર્યો.

" વાહ ! ત્યારે આપ તો બહુ ઉત્તમ કલ્યાણ કાર્યના ચિન્તનમા છોને શું ? " પત્નીએ પતિની યોગ્ય પ્રસંશા કરી.

" પુત્રવાળા અનેક પિતાઓ આ કાર્યમાં મારી મદદે ખડે પગે ઉભા રહ્યા છે. વિનોદરાયે આ બંધ તોડયો. કાલે બીજો કોઇ તે તોડવા તત્પર થાય. આ પ્રમાણે ચાલતા દઇએ તો જ્ઞાતિબંધન શિથિલ થઇ જાય, અને અમારી પુત્રવિવાહની આશા ધૂળ મળી જાય. હવે હું કેવી ખટપટ માંડું છું એ જો ! કાં તો વિનોદરાયને જ્ઞાતિ બહાર મૂકાવું છું; અગર તેણે કરેલું સગપણ રદ કરાવું છું. " હરિભદ્રે પોતાની કલ્યાણમય પ્રવૃત્તિનો ઉલ્લેખ કર્યો !

× × × ×

સંતાનહીન છતાં કલહપ્રિય જાદુદેવેને તેની પત્ની ક્રોધથી ઠપકો આપવા લાગી:–" બબ્બે વાગે જમવા આવો છો, તે શું તમારી રાહ જોઇ મરી જઇએ ? એવા કયા જગનમાં ગયા હતા, તે આટલી વાર થઇ ? "

" જ્ઞાતિની પંચાતમાં મોડું થયું એમાં આટલો બધો ક્રોધ

શો ?" સ્ત્રીને શાન્ત પાડતાં જૂઠાએ કહ્યું.

"નાતની પંચાત જઇ પૂંછડામાં. તમારે ક્યાં દીકરી દીકરો પરણાવવાં છે ?" પત્ની પૂર્વવત્ ક્રોધપૂર્ણ સ્વરથી બોલી.

"સ્વાર્થ હોય ત્યાં તો સૈ દોડે. પણ અન્યના હિત કાર્યમાં સાહાય્ય દેવી એ જ મહાન પરોપકાર છે." જૂઠાએ જ્ઞાતિપંચાતને પરોપકારની પંક્તિમાં મૂકી.

"બળ્યો તમારો પરોપકાર! રોજને રોજ શે તમને આવી માથાકુટ ગમે છે ?" સ્ત્રીએ પતિના કાર્યને ઉતારી પાડ્યું.

"જ્ઞાતિની પંચાતમાં ભાગ લેવો એ કંઇ માથાકુટ નથી; એ તો જ્ઞાતિસેવા છે. અમે જ્ઞાતિસેવકો છીએ. જ્ઞાતિ સેવકોનું શું કર્તવ્ય છે તે સાંભળ. જ્ઞાતિમાં જ્યારે અશાન્તિ ચાલે ત્યારે જ જ્ઞાતિસેવાનો ઇષ્ટ પ્રસંગ હાથ આવે છે. માટે કોઈ વેળા કલહની ઉત્પત્તિ થાય તો તેનું શનન સત્વર ન થવા દેવું, એ જ જ્ઞાતિ સેવકોનું લક્ષ્ય હોવું જોઇએ. જ્ઞાતિમાં દિનપ્રતિદિન નવીન નવીન કલહ જગાડી જ્ઞાતિ સેવાની ઉમદા તક ટકાવી રાખવી એ જ જ્ઞાતિસેવકોનો અભિલાષ હોવો જોઇએ. શાન્તિના સમયમાં આવા જ્ઞાતિહિતેચ્છુઓનો કોણ ભાવ પૂછે ?" જૂઠાદવેએ જ્ઞાતિસેવકોના ધર્મનું વિવરણ કર્યું.

"સત્ય છે. ફાગ બોલવાની હોંસથી જ્યાં ત્યા હોળી જગાડવી. વાહ ! તમારી જ્ઞાતિસેવા !" પત્નીએ ટકોર મારી.

× × × ×

આવા ખંતીલા જ્ઞાતિસેવકોના સંયુક્ત પ્રયાસથી ન્યાતે ન્યાય આપ્યો કે:—"ગોળ બહાર કન્યા આપી વિનોદરાયે ન્યાતના નિયમનો ભંગ કર્યો છે, માટે એક માસની અંદર વિનોદરાય એ સગપણ રદ્દ ન કરે તો જ્ઞાતિએ તેની સાથેનો સર્વ વ્યવહાર બંધ કરવો. અને

વિનોદરાયનું જ્ઞાતિ વિરૂદ્ધ વર્તન ચાલુ રહેતો ગંગાએ નવલ સાથે પોતાની પુત્રી લીલાનું કરેલું સગપણ તોડી નાખવું. ગંગા આ ઠરાવનો અનાદર કરે તો તેને પણ જ્ઞાતિ બહિષ્કૃત ગણવી.”

જ્ઞાતિનો ઠરાવ કર્ણપર આવતાં જ ગંગાના હૃદયસાગરમાં તોફાનનો આરંભ થયો. એ તોફાનમાં સગપણનું નાવ ઝોલાં ખાવા લાગ્યું. આ તોફાન ચાલુ રહે તો, આ ડુબતું નાવ કોઇ ખડક સાથે અથડાઇ અવશ્ય ચૂરેચૂરા થવાનું. ગંગાના મનની આ સ્થિતિમાં તેનો દીયર હેમુ તેની પાસે આવ્યો. હેમુનો કદી યે વિશ્વાસ ન કરવો, એમ ગંગાને તેનો પતિ વારંવાર કહેતો. આદર ઓછો મળતો તેથી હેમુનું આવવું જવું કવચિત્ બનતું. આજ હેમુને અધિક આદરભાવથી ગંગાએ બોલાવ્યો. જાણે મોટો અપરાધ કરી બેઠી હોય અને હવે વિમાસણ કરતી હોય તેવી મુખમુદ્રા ધારણ કરી ગંગા હેમુ પાસે બેઠી. થોડી વાર મૌન વ્યાપી રહ્યું. આખરે ગંગા બોલી:- “મારે તમને મળવાની ઇચ્છા હતી. સારૂં થયું કે તમેજ આવી પહોંચ્યા.”

હેમુ:—“અમે તો જ્યારે કહો ત્યારે હાજર જ છીએ. પણ ભાભીની કૃપાદૃષ્ટિ જ ક્યાં છે? તમારા કાર્યની જ્ઞાતિએ કેવી કદર કરી તે જાણ્યું હશે!”

ગંગા:—“હા. એ કાર્યમાં દીનાનાથે મને દોરીને ભૂલ ખવરાવી. મ્હેં નહોતું ધાર્યું કે નવલ આવું ઉદ્ધત કાર્ય કરી બેસશે!”

હેમુ:—“અંગ્રેજી વિદ્યા અને ઉદ્ધતાઇ એ બેને સગી બ્હેનો હોય તેવું બને છે. અંગ્રેજી ભણતરને હું તો ઉન્માદ જ ગણું છું.”

ગંગા:—“સત્ય છે, મને તો અંગ્રેજી વિદ્યામાં અનેક દુષણ દૃષ્ટિએ પડે છે.”

હેમુ:—“પ્રથમ ભણી ભણી શરીરે રાંકા જેવા સુકલકડી

બની જાય છે. અભ્યાસમાંજ તેઓનું અર્ધું આયુષ્ય વ્યતીત થાય છે."

ગંગા:—"ત્યારે કમાય ક્યારે?"

હેમુ:—"કમાય શું ધૂળ! 'ઝાઝું ભણવું અને ભૂખે મરવું' અંગ્રેજી ભણતરની એવી ઘટના છે. વળી વિદ્યા વધે તેમ ગુમાન વધે; ને વિદ્યા વધે તેમ ભ્રષ્ટતા વધે."

ગંગા:—'બરોબર છે. 'સુધરેલ એટલે કુધળેલ' વિદ્યા વધે અને વિનય ઘટે. ભણેલામાં લાજ મર્યાદા અંશ માત્ર મળે નહિ. આપણી દીકરીઓને ખુલ્લે મોઢે જ્યાં ત્યાં સાથે ફેરવે એ કેમ જોયું જાય! બસ, પોતાની બાયડી સાથે જ લટપટ, અન્ય સગાંઓ સામુંએ ન જુએ."

હેમુ:—"ભાભીએ પૂર્ણ વિચાર કરી આવો જમાઈ કર્યો હશે. પણ યાદ કરો, કે આ સંબંધ ચાલુ રાખશો, તો જ્ઞાતિના તિરસ્કારને પાત્ર થશો."

ગંગા:—'હું એમ થવા નહિ દઉં. જ્ઞાતિનો તિરસ્કાર હું જરાએ સહન કરી ન શકું."

હેમુ:—"તો પછી લીલાનું સગપણ બીજે કરવાની તજવીજ કરો."

ગંગા:—"હેમુભાઈ! હવે તો મારે તમે જ પૂછવા ઠેકાણું છો. તમેજ તજવીજ કરી રાખો. વિનોદરાયને આપેલી મુદ્દત વીત્યે તમે કહેશો ત્યાં લીલાનું લગ્ન કરીશું."

આ સમયે લીલા ઘરમાં હતી. તેણે આ સર્વ વાત સાંભળી. તેનું ચિત્ત વ્યગ્ર બન્યું. તે ચિન્તાગ્નિમાં બળવા લાગી. અગાસી પર જઇ તે સુતી. સુતાં સુતાં સખેદ ઉદ્દગાર કાઢવા લાગી:—"મારા હૃદય

પ્રભુ નવલ! શું આપણો પ્રણયમંત્ર ખંડિત થશે ? શું સુખી જીવનની આપણી આશા અફળ જશે ? ”

આ સમયે સૂર્યાસ્ત થઇ ગયો હતો. ચોમેર પ્રસરાયેલ તિમિર ધીરે ધીરે ગાઢ થવા લાગ્યું. લીલા અગાસીપર હતી.

નીચેથી ગંગાએ બૂમ મારીઃ–" લીલા ! લીલા ! ચાલ જમી લઇએ. ”

લીલાએ બૂમ સાંભળી કશો ઉત્તર ન આપ્યો.

ગંગા મેડી ઉપર આવી. જોયું તો કોઇ ન હોતું. વળી એક બૂમ મારી. અગાસી પરથી ધીમો ઉત્તર મળ્યો.

ગંગાએ અગાસી ઉપર જઇ જોયું તો લીલા આડી સુતી હતી. “ જમવું નથી ? આંહિ કેમ સુતી છું ? ” માએ મોટા અવાજે પ્રશ્ન કર્યો.

“ તું જમી લે ! મારે જમવું નથી. મને પેટમાં શૂળ આવે છે. ” માને તરછોડી નાંખતી હોય તેવા ભાવથી લીલાએ ઉત્તર આપ્યો.

“ હું સમજું છું એ શેનું શૂળ છે ! ” એમ ગુસ્સાથી બોલતી ગંગા નીચે ઉતરી. દાદર ઉતરતાં તે બોલીઃ–“ દીકરી ! હું જાણું છું કે તને નવલમાં લગની લાગી છે. પણ યાદ રાખ, તારા નવલને હું આંગણામાં પેસાવા દેવાની નથી. જેને હું તારો હાથ સોંપું એ જ પુરુષને તારે તો પતિ ગણી પૂજવો જોઇએ. ‘ દીકરી ને ગાય દોરે ત્યાં દોરાય.’ નાદાન છોકરી ! હું તારૂં ધાર્યું નહિ થવા દઉં. વિવાહ વિષયમાં વળી છોકરાંની મરજી શી ! ”

લીલા અગાસીમાં હતી, પણ તેની કર્ણેંદ્રિય માની પાછળ ગઇ હતી. માના સર્વ શબ્દો સાંભળ્યા. એ શબ્દોમાં ક્રોધ હતો; અનિષ્ટ પ્રતિજ્ઞા પણ હતી. લીલા નીચે બેઠી અને કપોલ પર કર

ટેકવી વિચાર વમળમાં પડી. પછી સફાળી ઉભી થઇ, અગાસીમાં ફરવા લાગી. ફરતાં ફરતાં એક દીર્ઘ નિશ્વાસ નાખી બોલી:-"હાય! અન્ય સાથે આ જીવન કયમ ગાળી શકાશે!" વળી થોડી વાર શાન્ત રહી તે આર્ત્ત સ્વરે બોલી:-"અમારી સ્નેહ ગાંઠપર છૂરી મૂકવા તૈયાર થઇ છું! ઓ! મા! તારૂં હૃદય કેવું નિષ્ઠુર છે!" બે લટાર મારી તે નીચે બેઠી અને આર્ત્ત સ્વરથી અંતરનો ઉદ્ગાર કાઢવા લાગી:-"મા! તારી મુગ્ધ વયમાં તારા હૃદયમાં આવો પ્રેમતનખો જાગ્યો હોત તો કેવું સારૂં! તો આજ તું મારૂં હૃદય પારખી શકત. ઓ પ્રભુ! પ્રેમસાગર પ્રભુ! મને ક્ષમા કર! આજ હું મારી ઉમરની સર્વ કુમારિકાઓને શ્રાપ આપું છું કે તેઓનાં અંતરમાં મારા જેવી પ્રેમ આગ પ્રગટે, જેથી માતા બની પુત્રીના હૃદયમાં વિકસેલી પ્રેમ-કળી આવી નિષ્ઠુરતાથી એકાએક ચૂંટી ન નાખે."

હવે તે પોતાના હૃદયને દોષ દેવા લાગી:-"વિસરી જવું એ એક સદ્ગુણ છે. હૃદય! તારામાં આ સદ્ગુણ નથી. તું નવલને કેમ વિસરી જતું નથી?"

"હૃદય! તું જ મારી દુર્દશા કરે છે. જો! તું નવલને વિસરી શકે તો હું કેવી સહેલાઇથી માનું પ્રીતિપાત્ર બનું! મા નિષ્ઠુર બની નવલનું આગમન અટકાવશે. હૃદય! તું પણ નવલને તારા દ્વારમાં પેસવા ન દઇશ." વિચાર પ્રવાહ બંધ પડયો. લીલા શૂન્યવત્ બની પા ઘડી નિશ્ચલ સ્થિતિમાં પડી રહી.

લીલાનું હૃદય પ્રતિ ઉક્ત સંબોધન વ્યર્થ હતું. કારણ, અમે બરાબર આ ક્ષણે તપાસ કરી તો લીલાના અખિલ દેહમાં હૃદય ક્યાંય પણ ન હતું. તે તો નવલ પાસે ચાલી ગયું હતું. જ્યાં તે થોડી પળ ટક્યું. નવલના હૃદય સાથે કેટલીક મસલત કરી ત્યાં ધૈર્ય બળ અને

નિશ્ચયબળથી સજ્જિત થઇ લીલા પાસે પાછું આવ્યું. તરત જ લીલા સફાળી ઉઠી. તેનું હૃદય બોલી ઉઠયું:–" નવલ ! તારી મૂર્તિ મારા અંતરમાં અહર્નિશ રાખીશ. માની મગદુર નથી કે તને ત્યાંથી તે ખસેડી શકે."

જે સમય લીલા નવલનું ચિન્તન કરતી અગાસી પર પડી હતી, તેજ સમયે નવલનું હૃદય પણ લીલા પ્રતિ આકર્ષાઇ રહ્યું હતું. વાગ્દાન થયા પછી તેને લીલાનું દર્શન માત્ર થયું ન હોતું. આ સમયે તેની દર્શનાતુરતા વધી પડી. તેને ખબર ન હતી કે ગંગા પુત્રીના પ્રણય પર પાદપ્રહાર કરવાનો સંકલ્પ કરી બેઠી છે.

" પ્રથમ લીલાનું આગમન છુટથી થતું. તે હવે કેમ બંધ થયું?" એ પ્રશ્ન તેના મનમાં આશ્ચર્ય સાથે ઉદ્‌ભવ્યો.

વિરામાસનમાં પડયા પડયા નવલે આ પ્રશ્નોનો ફેંસલ કરવા યત્ન કર્યો: "પ્રથમ અમારા અંતરમાં પ્રણય ભાનુ ઉદય પામ્યો, ત્યારે અત્ર લીલાનું આગમન વારંવાર થતું નહોતું હું પણ સંકોચ રહિત તેને ત્યાં જતો. અમારી પ્રણયગોષ્ટિ નિરંકુશ રીતે ચાલતી. હવે અમારો પ્રણય દઢતર થયો છે. ત્યારે અમારી પ્રણયગોષ્ટિ આમ એકાએક અટકી કેમ પડી ? લીલા હવે કેમ આવતી નથી ! " પળ પછી મનમાથી ઉત્તર મળ્યો:-" કદાચ તે શરમાતી હશે. " વળી તેણે પ્રશ્ન કર્યો: " હવે શા માટે શરમાય? આ લજ્જા ઉદ્‌ભવી કયાંથી ! " થોડી વાર વિચાર કરી તે બોલ્યો:–" પ્રથમ અમારો પ્રણય જગતથી છૂપો હતો ત્યારે અમોને જગતની શરમ ન હતી. " હવે એ પ્રણયને વડીલોએ અનુમતિ આપી તેને શાસ્ત્રસંમત બનાવ્યો. જગતને અમારા સ્નેહનું જ્ઞાન થયું. આ વડિલની અનુમતિએ અને આ જગતના જ્ઞાને લીલાના હૃદયમાં લજ્જા ભાવને

જન્મ આપ્યો. આવો લજ્જાભાવ રાખવાનું કારણ લોકાચાર. તે કેટલો બધો ક્રુર છે ? કેટલો બધો નિંદ્ય છે ? પ્રણયી પ્રણયિનીના અંતરનો વિઘાતક છે ! કેવી વિચિત્રતા! સગપણ થયું ન હતું, ત્યારે છૂટથી અભિસાર થતો, સગપણ થતાં સંકોચ વધી પડયો ”

થોડા વાર વિરામાસનમાં આડો પડી નવલ વિચારલીન બન્યો. વળી કંઇ વિચાર સ્ફુરી આવવાથી ગાજી ઉઠયોઃ–“ લીલા! જો ધર્મગુરૂ બનું અને લોકાચારનું શાસ્ત્ર લખવા બેસું તો તે શાસ્ત્રમાં પ્રથમ જ એવું સૂત્ર લખું કેઃ–શાસ્ત્રવિધિથી સગપણ થયા પછી પ્રેમગોષ્ટિ અર્થે વર કન્યાએ સંપૂર્ણ છૂટથી એક બીજાને મળવું. જો તેઓ જરા પણ લજ્જાને વશ બની હૃદયસંકોચ રાખશે તો પ્રણયદેવ કુપિત થશે, અને તેઓ મહાપાપના ભાગી થશે. કુટુંબી જનો અને અન્ય લોકો જેઓ આ પ્રણયી અને પ્રણયિનીના મેળાપમાં વિઘ્ન રૂપ બને, અગર તેમની નિન્દા કરે, તેઓનાં શિર આ જન્મમાં અંધાપાનું મહા કષ્ટ પડશે, અગર મૃત્યુ પછી તેમને એક સહસ્ત્ર વર્ષ નર્ક કુંડમાં સડવું પડશે. ”

“ લીલા અને ગંગા બન્નેએ આ સૂત્ર મુખપાઠ કરવું જોઇએ. હું આ સૂત્ર લખીને તેના પર મોકલું ? પણ ના, હું જાતે જ જઇ લીલાને મળી આવું. જોઉં તો ખરો, કે લીલાનું હૃદય સ્નેહશૂન્ય તો નથી બન્યું ? ”

રાત્રિનો સમય હતો. સ્નેહવશ હૃદયે આ અનુચિત સમયની અવગણના કરી. દર્શનાતુર મનને શાન્ત્વન આપવા નવલ લીલાના ગૃહપ્રતિ ચાલ્યો. દ્વારામાં પેસતાં જ ગંગા મળી. કંઈ મિષ કાઢી પોતાની સાસુ પાસે બેઠો. ગંગા એક શબ્દ પણ ન બોલી. પણ નવલ મહાન અપરાધી હોય તેમ ગંગાએ તેના પ્રતિ તિરસ્કારની દષ્ટિએ

જોયું. પળ બે પળ સાસુ જમાઈ નીચી દૃષ્ટિ કરી બેસી રહ્યાં. તુરત જ ગંગા ઉઠી અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઇ. ગંગાની વૃત્તિમાં આવું રૂપાન્તર જોઇ નવલ આશ્ચર્ય પામ્યો. કંઇ સમજી ન શકયો. થોડી ક્ષણ મૌન્ય ધરી બેઠો. લીલા નીચી વળી. દાદરેથી ડોકીયું કરી નવલ ભણી ઘડી, ઘડી જોતી હતી, તેના પ્રતિ પણ નવલની દૃષ્ટિ ન ગઇ. અત્યારે તે લીલાના દર્શનાર્થ આવ્યો હતો પણ તેના અપમાનિત હૃદયમાં એ દર્શનાભિલાષ ક્યાંય દબાઈ ગયો. અનેક તર્કવિતર્ક કરતો ઉદ્વિગ્નમને ઉઠી ત્યાંથી ચાલતો થયો. ગંગાએ કહ્યું કે:—" આવજો. " ઉલટું તેની પાછળ એક પડોશણને એવું કહેવા મોકલી કે:—" તેડાવ્યા વિના હવે તમારે અમારા આંગણે કદીયે ન આવવું. "

નવલ સમજ્યો: " ગંગા ફરી બેઠી છે. " તેને સંદેહ થયો:— " શું લીલા પણ માની ઇચ્છાને અનુસરશે ? "

---

# પ્રકરણ ૮ મું.

## જ્ઞાતિસભાનું સ્વરૂપ.

લીલા પોતાને ખરા જીગરથી ચાહે છે કે નહિ તેની ખાત્રી કરવાનો અવકાશ નવલને ન રહ્યો. રજા પૂરી થતાં તે તો કૉલેજમાં ચાલ્યો ગયો.

એક માસની મુદત પૂરી થવા આવી. વિનોદરાયનું મન અ-સ્થિર બન્યું:—" જ્ઞાતિ મારો તિરસ્કાર કરશે. નાતીલા નિંદશે. આખા

શહેરમાં હું લોકબત્રીશીએ ચડીશ." આ ભયના વિચાર તેના મનમાં જડ ઘાલી બેઠા. ભવિષ્યનો વિચાર કરતાં તે કાળે તેને દુઃખ, ચિન્તા, ઉદ્વેગ અને અશાન્તિથી ભરપૂર ભાસવા લાગ્યો. તેની પત્ની શિવગૌરી સાથે પણ તેને અહોરાત્ર ઠીકાઠીક શબ્દવિનિમય થતો.

" ચતુર કદી ભૂલ ન કરે, અને ભૂલે ત્યારે ભીંત ભૂલે. તમને આ ઊંડા કુવામાં ઉતરવાનું ક્યાંથી સૂઝ્યું ? નાતથી મરવું અને નાતથી તરવું. જ્ઞાતિ સાથે વિરોધ કરવો તે ક્યમ પાલવે ? નાત સાથે ઝગડો કરી કોણ જીત્યું છે ? નાત બહાર રહ્યું તે શે જાય ? નહિ સગાનાં, નહિ વહાલાનાં, નહિ જમવાનું; નહિ રમવાનું; આવી વિપદ્ શા માટે વ્હોરવી પડે ?" આવું આવું કહી શિવગૌરી વિનોદરાયનું કાળજું કોરી ખાવા લાગી. તેણે તેનું મન અસ્થિર બનાવી મૂક્યું. આખરે વિનોદરાયને લાગ્યું કે, પોતે એક મોટી ભૂલ કરી બેઠા છે. તેણે પોતાના પુત્ર નવલને લખી જણાવ્યું:–" તારી મા રાતદિવસ કકળાટ કરી મારૂં માથું પકવી નાંખે છે. ઘરમાં આવો ચાલુ ક્લેશ મારાથી સહન થઇ શકતો નથી. હું અન્ય સ્થળે વીણાનો વિવાહ કરવા તજવીજ કરૂં છું."

પત્ર વાંચી નવલે અનુમાન કર્યું કે:–" સ્ત્રીના ક્લેશથી આ મરદ કંટાળ્યો નથી. પણ એ મરદના દેહમાં અબળાને યોગ્ય દુર્બળ હૃદય છુપાઇ રહ્યું છે. એ હૃદયદૌર્બલ્યે એના મનની અસ્થિરતા વધારી મૂકી છે." આમ વિચારી નવલે ઝટપટ એક પત્ર લખી નાખ્યો અને તેને ટપાલમાં નાખી દીધા પછી તે પોતાના અધ્યયનકાર્યમાં ગુંથાઇ ગયો.

× × × ×

આજે વિનોદરાય સૂર્યોદય પહેલાં ઘણો વહેલો ઉઠ્યો. સ્નાન

સંધ્યા આદિ કર્મમાંથી નિવૃત્ત થઇ તે ભોજન લેવા બેઠો. શિવગૌરીએ પીરસતાં પીરસતાં કહ્યું:—" જો જો કાર્ય કર્યા વિના પાછા આવતા નહિ. ખાનદાન કુળ છે. વળી ઘરમાં પૈસો પણ ઠીક છે. વર કંઇ વયમાં વીણાથી નાનો નથી. ભણવામાં સારૂં ચિત્ત છે. અંગ્રેજી પહેલી ચોપડી ભણે છે. આમ બધી રીતે સારૂં છે. માટે ચોક્કસ કરીને જ આવજો. " ભોજન લઇ કપડાં પહેરી નવ વાગ્યાની ગાડીમાં જવા વિનોદરાય તૈયાર થયો. પોટકું લઇ દ્વારમાંથી નીકળે છે, એટલામાં ટપાલવાળે એક પત્ર તેના હાથમાં મૂક્યો. કવર ખોલી પત્ર વાંચવા બેઠો.

" આ કેવું સ્વભાવવૈચિત્ર્ય ! એક વાર નિશ્ચય કર્યો, પછી એ નિશ્ચયથી ચલિત થવાનું પ્રયોજન શું ? પિતાશ્રી, વિચાર કરો, તમો વીણાનું વાગ્દાન જાહેર રીતે આપી ચૂકયા છો. શું હવે વચનભંગનું પાપ શિરપર લેવા તૈયાર થશો ? યાદ કરો, વિદ્યાશંકર વકીલ છે. એ પોતાનું નાક કપાવા નહિ દે. પિતાશ્રી ! તમારા ચિત્તની વ્યગ્રતાનું કારણ શું ? તમોને જ્ઞાતિનો ડર છે ? અહા ! કેવી હૃદયભિરૂતા ! ઓ ભારતમાતા ! તારા આવા હૃદયભિરૂ તનુજોના હાથે તારા ઉદ્ધારની આશા વ્યર્થ છે. પિતાશ્રી ! દેશના ઉદ્ધાર માટે અડગ ધૈર્ય અને નિડરતા જોઇએ. જ્ઞાતિના ઉદ્ધાર માટે. નિંદ્યરૂઢિબંધનના છેદન અર્થે આત્મભોગ અને વિશુદ્ધ મનોબળ જોઇએ. જ્ઞાતિજનોમાં ક્યાં છે એ આત્મભોગ ? ક્યાં છે એ મનોબળ ? જ્ઞાતિનો ત્યાંસુધી અભ્યુદય નથી. "

" પિતાશ્રી ! તમો જ્ઞાતિથી ડરો છો એટલું પાપથી ડરતા નથી. વીણા જેવી સુશિક્ષિત બાળાના માનસિક વિકાસનો અવરોધ કરનાર ઇશ્વરનો અને સમાજનો અપરાધી છે. કોઇ સંકુચિત મનના

પુરુષને વીણાનું જીવન સોંપવું, એ તેને દુઃખના ઉંડા નર્કમાં ફેંકી દેવા બરાબર છે. પિતાશ્રી! હું વીણાને મારા સહોદરી કરતાં અધિક ચાહું છું. હું તેને દુઃખી થવા નહિ દઉં. મારા જીવનનો ભોગ આપી હું તેને સુખી કરીશ. પિતાશ્રી! વસંતનો વિવાહ વીણા સાથે કરવો એ મારી ધર્મપ્રતિજ્ઞા છે. એ પ્રતિજ્ઞાનું પાલન ન કરી શકું તો પછી આ જીવન મારે મન વ્યર્થ છે. હું ઘર તજી ચાલ્યો જઇશ. એક તરફ જ્ઞાતિત્યાગ, બીજી તરફ પુત્રત્યાગ. ગમે તેને ત્યાજ્ય ગણો. એટલું ધ્યાનમાં રાખજો કે કાળે કરી જ્ઞાતિ સાથે સમાધાન થશે, પણ પુત્રે એક વખત ગૃહત્યાગ કર્યો. તો પુનઃ તેનું મુખ જોવા પામશો નહિ. એજ ”

આ પત્રમાં નવલે પોતાના અંતરની સકળ ઉર્મિ સ્પષ્ટ દર્શાવી હતી. આ પત્રમાં પોતાના મનનું યથાર્થ ચિત્ર આપવા તેણે પ્રયાસ કર્યો હતો. પત્ર લખતાં નવલ એટલો બધો આવેશમાં આવી ગયો હતો કે પત્રમાં સ્થળે સ્થળે પુત્રવિનયની ક્ષતિ થતી હતી, તેનું પણ એને ભાન ન રહ્યું.

પત્ર વાંચી વિનોદરાયે પોટકું નીચે મૂક્યું. ‘જ્ઞાતિ’ કે ‘પુત્ર’? એ શબ્દો તેના મનમાં રમી રહયા. શિવગૌરી આવીને કહેવા લાગી:– “કેમ ઉભા! ગાડી ચૂકશો, ટેમ થઇ ગયો છે.” કોઇ ઉંડા વિચારમાં ઉતરી ગયો હોય તેમ થોડીવાર મૌન રહ્યા પછી વિનોદરાયે ટુંકો ઉત્તર આપ્યો;–“આજે હું જઇ શકું તેમ નથી.” “કેમ! પત્રમાં શા સમાચાર છે?” શિવગૌરીએ આતુરતાથી પૂછ્યું. “મૃત્યુના.” ઉત્તર આપતાં વિનોદરાય દાદર ભણી વળ્યો. “કોનું મૃત્યુ?” દેહમાંથી પ્રાણ છૂટી જતો હોય તેવા આર્ત્તસ્વરથી શિવગૌરી બોલી.

"આપણા આજના સંકલ્પનું." દાદર ચઢતાં ચઢતાં વિનોદરાયે કહ્યું.

વિનોદરાયનો આખો દિવસ તર્કમાં ગયો. દરેક ટ્રેનના ટાઇમે શિવગૌરીએ ઘણી માથાઝીક કરી, પણ વિનોદરાયનું ગમન ન થયું. તે પોતાના પ્રથમના નિશ્ચયને વળગી રહ્યો. બે ત્રણ દિવસ પછી આ નિશ્ચય સાંભળી શિવગૌરીનું મન ઘણું જ દુઃખી અને નિરાશ થયું. વીણાના હૃદયસાગરમાં આનંદનો ઓટ થવા માંડયો હતો તે હવે આ સાંભળી ભરતી થવા લાગી.

એક માસની મુદત પૂરી થઇ. ગોળના સમસ્ત જ્ઞાતિજનોએ વિનોદરાય સાથેનો સર્વ વ્યવહાર બંધ કર્યો.

આજે વીણાના લગ્નનો દિવસ છે. વિદ્યાશંકર બે દિવસ અગાઉ પ્રગતિપુર આવ્યો. વસંતના સુખ અને સ્વાર્થ ખાતર વિનોદરાય અને તેનું કુટુંબ જ્ઞાતિત્યાગનાં સર્વ કષ્ટો સહન કરે એ વિદ્યાશંકરને ઉચિત ન લાગ્યું. જ્ઞાતિનો વિરોધ કોઇપણ પ્રકારે સમાવવા અને જ્ઞાતિનું મન સંપાદન કરવા ગમે તે આત્મભોગ આપવા તે તૈયાર થયો.

વિનોદરાય, નવલ અને દીનાનાથ સમક્ષ તેણે આ વાત મૂકી. તેણે કહ્યું:–" મારી ખાતર બીજા કોઇને દુઃખ સહન કરવું પડે એમ તો હું નહિ થવા દઉં. જ્ઞાતિજનો આ લગ્નમાં ઉત્સાહ પૂર્વક ભાગ લે તો હું જ્ઞાતિના હિતાર્થે અઢી હજાર રૂપિઆ આપવા તૈયાર છું."

વિનોદરાયને આ વાત રૂચી. જ્ઞાતિજનો ભોજન શાળાના મકાનમાં એકત્ર થયા. નવલ ત્યાં ગયો અને બે હાથ જોડી કહેવા લાગ્યો:– "મારા પ્રિય જ્ઞાતિ બંધુઓ ! મારાં બ્હેન વીણાનું ગોળ બહાર સગપણ અમોએ કર્યું છે, તેમાં શાસ્ત્ર વિરૂદ્ધ કાંઇ કાર્ય કર્યું નથી. કારણ રાજેશ્રી

વિદ્યાશંકરભાઇ આપણીજ જ્ઞાતિના પરમ હિતૈષી, ઉદાર, સભ્ય છે. આ બાજુના જ્ઞાતિભાઇઓએ બાંધેલા લગ્ન ક્ષેત્રની મર્યાદા , નિયમનો અમારા કાર્યથી ભંગ થયો છે, એ અમે કબૂલ કરીએ છીએ. પણ તેની ઉપેક્ષા કરી આપ સર્વ જ્ઞાતિભાઇઓ અમારી સાથેનો એ સર્વ વિરોધ ભાવ મૂકી દઇ આ લગ્નોત્સવમાં આનંદથી ભાગ લેવા કબૂલ થાઓ તો, રાજેશ્રી વિદ્યાશંકરભાઇ તરફથી રૂપિઆ અઢી હજાર અને અમારા તરફથી રૂપિયા પાંચશો મળી કુલ ત્રણ હજારની રકમ જ્ઞાતિના હિત અર્થે આપવા અમો ખુશી છીએ. શરત માત્ર એટલીજ કે આ રકમ જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થીના અભ્યાસના ઉત્તેજન અર્થે વાપરવી." આટલું બોલી નવલ બેસી ગયો. એક વૃદ્ધ જ્ઞાતિજને કહ્યું:–" નવલરાય ! તમે હવે જાઓ. અમે સર્વ વિચાર કરી, એકમત થઇ તમને અમારો ઠરાવ મોકલીશું. " નવલ સર્વને નમી ચાલ્યો ગયો.

નાતની સભામાં અંદર અંદર ચર્ચા થવા લાગી:–" જોયું ! કેવા નરમ પડી ગયા! નાતને તો મોટો ભુપ પણ નમતો આવે. " દુશ્મનનું દુર્ભાગ્ય જોઈ આનંદ થતો હોય તેવી વૃત્તિથી ગટુભટ્ટે શબ્દોચ્ચાર કર્યો.

દુશ્મનના હૃદયમાં શાન્ત થતી દુઃખાગ્નિને પ્રજ્વલિત કરવા ફૂંક મારતો હોય તેમ લીલાધરદવે બોલ્યો:-" હજુ કેટલો મમત છે! સીંદરી બળે પણ વળ ન મૂકે! કહે છે કે અમે કંઇ શાસ્ત્રનો અપરાધ નથી કર્યો."

જ્ઞાતિ એ તો કોઇ દેવથી ઉત્તમ દિવ્ય મનુષ્યોની સંસ્થા છે, એવું અભિમાન કરતો હોય તેમ જાડોદવે બોલ્યો:–" એ તો અંગ્રેજી ભણેલું ઢોર. એને શી ખબર કે શ્રુતિ, સ્મૃતિ, વેદપુરાણ, એ સકળ

શાસ્ત્રથી આ જ્ઞાતિશાસ્ત્ર શ્રેષ્ઠ અને સર્વ માન્ય છે. શ્રુતિ સ્મૃતિનો ભંગ કરો તો કોઇ ભાવ ન પૂછે, પણ આ જ્ઞાતિશાસ્ત્રની વિરૂદ્ધ વર્તો નો તરત દાન ને મહાપુણ્ય. બીજે દિવસે જ દંડ."

"આવી ખોટી ચર્ચા ચાલતી જોઈ પિતામ્બર પંડયો વચમાં બોલ્યોઃ–" ભાઇઓ! આવી નમાલી વાતો કરી વૃથા કાલક્ષેપ ન કરો. બોલો, હવે ભાઇઓનો શો મત છે ? "

તરત જ વેણીશંકર માસ્તર ઉભો થયો ને બોલ્યોઃ–" જ્ઞાતિ-શુભેચ્છક સર્વ ભાઇઓને મારી વિજ્ઞપ્તિ છે કે, આપણી જ્ઞાતિમાં " કેળવણીપ્રચાર " માટે અદ્યપિ કંઇ પ્રયાસ થયો નથી; માટે આ રકમ નવલરાયની શરત મુજબ એ ઉમદા કાર્યમાં વાપરવી અને વિનોદરાય સાથે જ્ઞાતિએ સર્વ વ્યવહાર ચાલુ રાખવો."

ઉત્સાહથી પ્રેરાઇ મુકુન્દરાય ઉભો થયો. ને બોલ્યોઃ–" આપણે એક " વિદ્યાફંડ " ઉઘાડવું, અને એ ફંડમાં ધીમેધીમે વૃદ્ધિ કરવી. આ ફંડમાંથી જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવી અને છેવટ એક બોર્ડીંગ સ્થાપવી. "

બોર્ડિંગ સાંભળી જૂઠોદવે પ્રચંડ સ્વરૂપ ધારણ કરી ગાજી ઉઠયોઃ–" બોર્ડું બોર્ડું જ્યારે હોય ત્યારે કર્યા કરો છો, એ બોર્ડુંગ કરીને કરવું છે શું ? "

મુકુન્દરાયે નમ્રપણે ઉત્તર આપ્યોઃ–" જ્ઞાતિના બાળકોને ભણાવી સારા સંસ્કારવાળા બનાવવા."

ઘુંટણભર ઉભો થઇ સાથળપર હાથ પછાડતો, વિકાળ ગર્જના કરતો જૂઠો બોલ્યોઃ–" ભણીને શું નાતને રળી દેશે ? ભણાવે ન ત અને કમાણી ખાય એનો બાપ! કેવો ન્યાય! ન્યાતને શીદ આવી પંચાતમાં ઉતરવું પડે ! "

બરાબર આ સમયે એક ખુણામાંથી અવાજ આવ્યોઃ-"એ તો વાંઝીઆ છે. એને બોર્ડીંગની શી ચિન્તા? જ્યાં હોય ત્યાં આવો પથરો મૂકે છે." જાૂઠાએ ક્રોધથી લાલ બનેલી દૃષ્ટિ ચોમેર ફેરવી. પણ કોણ બોલ્યું એ ખબર ન પડી; એટલે હસ્તપ્રહાર કરવા તલસી રહ્યો હોય તેમ હવામાં હાથ વિંઝતો વિશેષ ક્રોધ કરી તે બોલ્યોઃ-"કયો એ વાંઝીયાનો છોકરો છે? એ બોર્ડીંગવાળો કયો છે? મારી સામે આવને હાથ બતાવું! મારા સાળા નાતનું જ ખાઇ જવા ઉભા થયા છે!"

બે ચાર જ્ઞાતિજનોએ જાૂઠાને શાન્ત પાડી બેસાડી દીધો એટલે ડેમુ ઉભો થઇ બોલ્યોઃ-"ભાઇઓ! જાૂઠાદવેની પ્રકૃતિ જલદ છે, પણ એ ભોળા મનના છે. એમણે જે કહ્યું તે સત્ય છે. આપણા બાળકો અંગ્રેજી ભણી ધર્મભ્રષ્ટ થશે. જ્ઞાતિના કાયદા તોડશે. જ્ઞાતિની સામા થશે. બોર્ડિંગ સ્થાપી જ્ઞાતિના બાળકોને ભણાવવા એ તો દૂધપાઈ વિષધર ઉછેરવા જેવું છે."

આ પછી "વિદ્યાફંડ"ના હિમાયત કરવા કોઇ ઉભું ન થયું એટલે એ વાત બંધ રહી. કોઇએ કહ્યું:-"એ આખી રકમ જ્ઞાતિ ભોજનમાં વાપરી નાખવી." કોઇએ દરખાસ્ત મૂકી:-"એ રકમમાંથી ભોજનશાળા ઉપર મેડી કરવી." કોઈ એ વાત કરીઃ- "રૂપાના કે જર્મન સિલ્વરના વાસણનું લ્હાણું કરવું."

અંતે એવું ઠર્યું કે:-"પાંચ દિવસ જ્ઞાતિભોજન કરવું. બાકીની રકમમાથી નાના મોટા સર્વ જ્ઞાતિજનોને પૂરાં થાય એટલાં થાળી, વાટકા, લોટા અને પાટલા કરાવવાં; જેથી જ્ઞાતિભોજન પ્રસંગે સર્વેને પાત્ર અને આસન જ્ઞાતિ તરફથી આપી શકાય."

વિનોદરાય ઉપર આ ઠરાવ મોકલી આપ્યો. નવલ અને દી-

નાનાથે નિશ્ચય કર્યો:–" વિદ્યાના ઉત્તેજન સિવાય અન્ય કોઇ કાર્યમાં આ રકમનો વ્યય થવા ન દેવો. એ પાંચ દિવસના શિરામણુથી અને લોટા ફોટાથી જ્ઞાતિનો શો ઉદય થવાનો છે!"

નવલના કાર્યમાં રહેલી પરમાર્થવૃત્તિ નાતીલા સમજી ન શક્યા. અહા! કેવી અધમ સ્વાર્થવૃત્તિ! જ્યાં સુધી જ્ઞાતિના કાર્યવાહકો આવા સ્વાર્થાન્ધ રહેશે ત્યાં સુધી જ્ઞાતિનો અભ્યુદય કદી થવાનો નથી. સ્વાર્થની લાલચમાં આ બ્રહ્મરાક્ષસોએ પરમાર્થનો હાથ આવેલો ઉમદા અવસર એળે જવા દીધો. આ પરમાર્થમાં સ્વજ્ઞાતિનો ઉદય હતો, એ પરમાર્થ આ અંધ નાતીલા જોઇ ન શક્યા. તેઓના નેત્ર ઉપર મિથ્યા જ્ઞાતિ અભિમાનનું પડળ ફરી વળ્યું હતું. અજ્ઞાનના પ્રભાવે આ અભિમાન સ્વાર્થના કિલ્લામાં પૂરાયેલું–કનિષ્ટ પંક્તિનું હતું. આવું નિંદ્ય અભિમાન જ્ઞાતિની અધોગતિનું સાધક છે, એવું જાણનારા અને જાણ્યા પછી એનો ધ્વંસ કરવા સહૃદય પ્રયાસ કરનારા નવલ જેવા વિરલ જ મળી આવે.

જ્ઞાતિનો વિરોધ ન શમ્યો. વીણાના લગ્નનું મંગળ કાર્ય ભારે આનંદ અને ઉત્સાહથી પૂર્ણ થયું. આ લગ્નોત્સવમાં એક એવો બનાવ બન્યો કે જે જાણી ગોળને પ્રાણથી પૂજનાર જ્ઞાતિજનો શિર કૂટવા લાગ્યા; હાથ ઘસવા લાગ્યા; ક્રોધથી લાલ પીળા થઇ ગયા.

ગોળના બંધારણમાં સકળ જ્ઞાતિજનોની ખરા જીગરની અનુમતિ ન હતી. ઘણાએ મનમાં નારાજ હતા. કોઇએ સમાના અને સ્ત્રીઓના આગ્રહથી દબાઇ આ બંધારણ કબુલ કર્યું હતું. **મહાજનો યેન ગતાઃ સપન્થઃ** એ નિયમને અનુસરી કોઈ આમાં જોડાયું હતું. "સૌ ગોળમાં ભળશે અને આપણે અલગ પડી જઇશું." એવા ભયથી કોઇ વગર બોલ્યે આમાં ભળ્યું હતું. કોઇને જ્ઞાતિનું આ પગલું અ-

નિષ્ટ લાગ્યું, પણ સત્ય વાત કહેવાનું મનોબળ મળે નહિ, એટલે મુંગે મોઢે એમણે પણ આ નિયમનો સ્વીકાર કર્યો. જ્ઞાતિબહિષ્કારનાં કષ્ટો સહન કરવામાં જોઇતા ધૈર્યના અભાવને લઈ કોઇ ઇચ્છા વિરૂદ્ધ આ ગોળના નિયમને વળગી રહ્યું હતું.

જ્ઞાતિમાં કોઇ એક નિયમનું પાલન આવા ઉપલક મનથી થતું હોય, અને જ્ઞાતિના ઘણા સભ્યો એ નિયમના ચૂસ્ત ઉપાસક ન હોય તો એ નિયમ નિર્વિઘ્ને ચિરકાળ તો ન જ ટકી રહે. દારૂથી ભરેલી કોઠીને અગ્નિકણનો સહજ સ્પર્શ થતાં જ એ સળગી ઉઠે, તેમ આ ઉપલકીયા ઉપાસકો સહજ પ્રસંગ મળતાં આ નિયમપર શસ્ત્રપ્રહાર કરવા ઉતરી પડે છે.

જ્ઞાતિ સાથે કશો નિવેડો ન આવ્યો, ત્યારે દીનાનાથ, વિદ્યાશંકર, વિનોદરાય અને નવલ છૂટક છૂટક જ્ઞાતિજનોને મળ્યા અને લગ્નના માંગલિક ઉત્સવમાં ભાગ લેવા તે સર્વને સાગ્રહ નિમંત્રણ આપ્યું. દીનાનાથ અને વિદ્યાશંકરની લાગવગ અને પ્રતિષ્ઠા ઘણી હતી. હરકોઇ તેમના પરિચયનો અભિલાષ રાખતું. કોઇ તેમના ઉપકારવશ હતું; કોઇ સ્નેહવશ હતું; કોઇ તેમના ઉદાર આશયથી અંજાયું હતું; તો કોઇ તેમની ભલામણથી સારી પદવી મેળવવા આકાંક્ષા રાખતું. આ સર્વ અને ઉપલકીયા ઉપાસકો મળી ત્રેવીશ જ્ઞાતિજનોએ વસંતના લગ્નોત્સવમાં ઉમંગપૂર્વક ભાગ લીધો. આ તેમનું વર્તન જ્ઞાતિના નિયમ વિરૂદ્ધ હતું.

આવું ભંગાણ પડવાથી જ્ઞાતિની શી દશા થઇ? દુસ્મનના તોપના મારાથી કિલ્લો 'ખરરર' તૂટી પડતો હોય તે સમયે કિલ્લામાં રહેલા નાગરિકોના હૃદયમાં જે ભય અને ચિન્તા વ્યાપી રહે તેનો જ્ઞાતિના અગ્રેસરોને આ પ્રસંગે અનુભવ થયો. વર્ષાઋતુમાં કાંઠા

લગી ભરપૂર સરોવરની પાળ તૂટે અને જલ ચારે દિશામાં ધોધબંધ વહેવા લાગે, એ જોઈ એન્જીનીઅરને થતી વ્યાકુળતા આજ પટેલીયાના હૃદયમાં જાગી. રિપુસૈન્યની હાર ભેદવા ગોળા ભરી તોપો છોડવાની તૈયારી હોય તેવામાં એકાએક તોપો સજીવ થઇ, એ રિપુસૈન્ય ભેગી ભળી જવા દોડી જાય તેવી સ્થિતિ આ વેળા જ્ઞાતિની થઇ પડી. તેમનું ગોળનું બંધારણ છિન્નભિન્ન થયું.

જે જ્ઞાતિમાં જૂઠાદવે જેવા સેવકો અમૂલ્યવાન હોય, તે જ્ઞાતિ આવા કટોકટીના કાળે મુંગી બેસી રહે એ તો કદી યે ન બને. " ચૂપ બેસી રહેશો તો નાતનું નાક જશે; જ્ઞાતિબંધન તુટી જશે; અગ્રેસરો બધા હિજડા કહેવાશે........" એવા એવા અનેક વચનો ચોમેર સંભળાવા લાગ્યા. જ્ઞાતિએ એકત્ર થઇ તરત જ ઠરાવ કર્યો કે. " આ ત્રેવીસ જણ સાથે કન્યાવ્યવહાર, ભોજન વ્યહવાર, જલ-વ્યહવાર અને વાતચિત્તનો વ્યહવાર પણ બંધ કરવો. તેમાંથી જે સવાસો રૂપિઆ દંડ ભરે તેને જ ન્યાતમાં લેવો. "

અમને નવલની દયા આવે છે. તેના ઉદયગામી વિચારોએ નાતમાં આ ખળભળાટ મચાવી મૂક્યો. નવલના પ્રયાસથી વસંત વીણાની અનુપમ જોડી બની. અને એ જોડી ખંડિત થતાં બચી તે પણ નવલના પ્રખર ઉદ્યમ વડે જ. પણ આ અડગ નિશ્ચયથી ન-વલનું હવે શું થશે ? ગંગા તો હવે ફરી બેઠી. નવલ પર તેને ધિઃક્કાર છૂટ્યો. લાલાને અન્ય સાથે પરણાવવી એવો તે નિશ્ચય કરી બેઠી. જ્ઞાતિની વિરૂદ્ધ જવા તેને જરાએ ઇચ્છા ન હતી. લીલા માટે વર શોધવાનું કાર્ય હેમુને સોંપ્યું. લીલાને જીવનભર ત્યજવી પડે તો તે દુઃખ સહી લેવા નવલનું પુરુષ હૃદય એકવાર તૈયાર થઈ ગયું. પણ લીલાની પ્રેમભાવના કેવી છે ? તેનું હૃદયગૌરવ કેવું છે ? લીલાનો ત્યાગ કરતાં પહેલાં નવલે આ વાત જાણવી જોઇએ.

# પ્રકરણ ૯ મું.



## સત્ય ખાતર સ્નેહની અવગણના.

ઉદર નિમિત્ત કરવામાં આવતા અનેક પાપમય પ્રપંચ નિહાળી નિહાળી સૂર્યદેવ કંટાળી જઇને પૃથ્વીની સપાટી પરથી અગાધ મહાસાગરમાં કૂદી પડયા. એનો પરિશોચ કરતું પ્રગતિપુર ધીમે ધીમે તિમિરસાગરમાં ડુબવા લાગ્યું. આ સમયે એક યુવકે ઘર ત્યજી લીલાનું ઘર જે ગલ્લીમાં આવેલું હતું તે ગલ્લીમાં પ્રવેશ કર્યો. લીલાની પડોસણના ઘરની સાંકળ તેણે ધીમેથી ખખડાવી. અંદરથી એક સ્ત્રીએ આવી દ્વાર ઉઘાડયું. યુવક ચુપચાપ અંદર પેસી, દાદર ચડી અગાસીમાં આવ્યો. આ અગાસીપરથી પગરવ કર્યા વિના ધીમે ધીમે લીલાની અગાસીપર ગયો. બહુ જ સાવચેતીથી અગાસીનો દાદર ઉઘાડી સીડી ઉતરી નીચે આવ્યો. અને લીલાના શયન ખંડના દ્વાર પાસે લપાઇને નિઃશબ્દ ઉભો રહ્યો.

ખંડમાં એક પ્રદીપ બળતો હતો. તેના પ્રકાશમાં લીલા " સરસ્વતીચંદ્ર"નું પુસ્તક વાંચતી હતી. તેની પીઠ દ્વાર ભણી હતી. પ્રવેશ કરનારને તે જોઇ શકે તેમ નહતું. પુસ્તક બંધ કરી લીલા એક ઊંડો નિઃશ્વાસ ખાઇ સ્વગત પણ સંભળાય તેમ બોલીઃ–" કુમુદ! કુમુદ! હું પણ તારા દુઃખમાં તારી સાથી બનીશ. શું મારૂં ભાવી જીવન તારા જીવનપંથને અનુસરશે? સરસ્વતીચંદ્ર કેવો ક્રૂર છે! કુમુદની એને જરાયે દયા ન આવી! ઉદ્ધત સરસ્વતીચંદ્ર! ગૃહત્યાગ કરી ચાલ્યો ગયો? કુમુદના હૃદયમાં શી વ્યથા થશે તેનો તેં જરાએ

વિચાર ન કર્યો ? કુમુદ ! મારો હૃદયપતિ પણ ત્હારા સરસ્વતીચંદ્ર જેવો ઉદ્ધત છે. મારી મા મારા હૃદયને ખુંદી નાખી મારા માટે કોઇ પ્રમાદધનની શોધમાં છે. નવલ ! મારા પ્રિયતમ નવલ ! મારા હૃદયેશ ! શું તેં પણ મને ત્યજી દીધી ? શું તું મને સાહાય્ય નહિ કર ! નવલ ! તું આવો દયાહીન નહિ થા. " એમ બોલતી લીલા હાથ પ્રસારી નિરાશ બની ભૂમિપર ઢળી પડી.

સત્વર યુવક અંદર દાખલ થયો. લીલાનો હાથ પકડી બોલ્યોઃ– " લીલા ! બેઠી થા. તારો નવલ હાજર છે. "

લીલાની દૃષ્ટિ નવલપર પડતાંજ તે આનંદના ઉન્માદમાં સફાળી ઉઠી. નવલના દેહવૃક્ષની આસપાસ કોમળ લતા પેઠે તે વીંટાઈ. નવલે એ લતાનો દેહસ્પર્શ અનુચિત જણાતાં તેને તરછોડી દૂર કરી. લીલાના અંતરમાં આઘાત થયો. અપમાનિત હૃદયે કરૂણાજનક સ્વરથી બોલીઃ–" પ્રાણેશ, આમ ત્યજી દેશો ! "

" પરપુરુષને પ્રાણેશ કહી પાપમાં ન પડો. " નવલે અડગતાથી કહ્યું.

" શું ! તમે પરપુરૂષ ! શું હજુયે મારા પ્રેમનો તમને વિશ્વાસ નથી ? " લીલાએ દુઃખાર્ત્ત સ્વરથી પ્રશ્ન કર્યો.

" લગ્નની પવિત્ર ક્રિયા પહેલાં આવો આલિંગન વ્યહવાર શાસ્ત્રનિષેધ છે ! " નવલે સ્પર્શ નિષેધનું શાસ્ત્ર સંભળાવ્યું.

" આપણા હૃદયનું લગ્ન થઈ ચૂકયું છે. આપણે હવે બાહ્ય વિધિની શી જરૂર છે ? " લીલાએ સ્પર્શનિષેધનું ખંડન કર્યું.

" એ હૃદયલગ્ન તો ક્યાંય પડયું રહેશે. લીલાને અન્ય પતિના સંસર્ગમાં સુખી કરવી એ ગંગાનો સંકલ્પ છે. " નવલે લીલાના હૃદયઘટપર મૃદુ પ્રહાર કર્યો.

" હું શ્રાપ આપુંછું કે મારી માનો એ સંકલ્પ અફળ જાય." લીલાએ અંતરેચ્છા વ્યક્ત કરી.

" હું આશીર્વાદ આપું છું કે એ સંકલ્પ સફળ થાય."

નવલના મુખનું આ વાક્ય સાંભળતાં જ લીલા કુપિત બની બોલીઃ—" નવલ! બસ! આ જ તમારો પ્રેમ! આવો ક્ષણિક? આવો અસ્થિર?"

પ્રણયકોપથી રક્તવર્ણ બનેલું શશિવદન નમાવી, કોપમિશ્ર સ્નેહકટાક્ષ નવલ પ્રતિ ફેંકતી મૌન ધરી લીલા ઊભી રહી. વાહ! કોપમાં પણ શી કોમળતા! શી મનોહરતા! લીલાના અવનત વદનપર તેના દેહનું સકળ સૌંદર્ય ઝળકી રહ્યું; તેમાં પ્રદીપ પ્રકાશે તેજોમયતા ભરી દીધી. લીલાની આવી અપૂર્વ વદનકાન્તિ નવલે અગાઉ કદી નિહાળી નહોતી. પળ બે પળ એકાગ્ર દૃષ્ટિથી આ દિવ્ય તેજોમય મૂર્તિ નિહાળતો નવલ ત્યાં ઉભો હતો. ત્યાં જ સ્થંભી રહ્યો.

એકાએક તેને ઉર્મિ થઇ આવી કે લીલાને ભેટી પડું. પણ લીલાની મુખમુદ્રાપર પ્રણયક્રોધનું જોમ જોતાં તેની ગમનશક્તિ હરાઇ ગઇ હોય તેમ તેને લાગ્યું. લીલાની વદનચંદ્રિકા નિશ્ચલ દૃષ્ટિથી જોતાં હૃદયમાં પ્રેમજ્યોતિ પ્રગટી. પળે પળે પ્રેમજ્યોતિ પ્રબળ બની. ઇચ્છા થઇ કે લીલાના ક્ષુભિત અંતરને સ્નેહ માધુર્ય ભર્યાં શબ્દોથી શાન્ત કરૂં. પણ એ જ પ્રેમના જાદુઇ પ્રભાવે તેની વાચા હરી લીધી હોય, તેમ તે નિઃશબ્દ બની ઉભો રહ્યો. થોડી ક્ષણ આ સ્થિતિ ચાલી. અંતે પ્રેમથી ઉદ્‌ભવેલી નિઃશબ્દતા પ્રેમજ્યોતિએ તોડી.

" લીલા મારો પ્રેમ અસ્થિર નથી. જો! કષ્ટ વેઠી રાત્રિએ

છૂપી રીતે હું તને મળવા આવ્યોછું. પણ આપણો આ મેળાપ છેલ્લો છે. હું કાલે કૉલેજમાં જાઉછું.”

“મને આમ અનાથ મૂકી ચાલ્યા જશો ? હવે મારૂં શું થશે !” લીલાએ નિરાશિત મનથી પૂછ્યું.

“માએ ધાર્યું હશે તે થશે.” નવલે ટુંકો ઉત્તર આપ્યો.

“એ માને હઇડે પુત્રીના સુખની રતિ માત્ર પણ ચિન્તા નથી. એ તો જ્ઞાતિનું દાસત્વ સ્વીકારી, પોતાની સુખ શાન્તિ સાચવી રાખવા ઉત્સુક છે. જ્ઞાતિભયના અગ્નિવડે એ માતાના હૃદયમાંથી વાત્સલ્યપ્રેમનું શોષણ થયું છે. આ બધું નવલના ઉદ્ધતપણાનું પરિણામ છે.” લીલાએ નવલપર આક્ષેપ મૂકયો.

“એ ઉદ્ધતપણું કયું ?” નવલે આશ્ચર્ય સહિત પ્રશ્ન કર્યો.

“રૂઢિ વિરૂદ્ધ વીણાનું સગપણ કરવા વિચાર જ ન કર્યો હોત, અગર પાછળથી એ સંબંધ રદ્દ કર્યો હોત તો આ વિષમ પ્રસંગ ન આવત.” લીલાએ નવલપર દોષારોપણ કર્યું:

“શું તમે એમ કહેવા માગોછો કે આપણા સુખ અર્થે વીણાને કોઇ મૂર્ખ સાથે પરણાવી દુઃખી કરવી ? અગર તેનું કરેલું સગપણ તોડી મારા પિતાશ્રી પાસે વચન ભંગનો મહાન અપરાધ કરાવવો !” નવલે ક્રોધયુક્ત—તીવ્ર સ્વરથી પ્રશ્ન કર્યો.

“આમાં દુઃખનો કે વચનભંગનો પ્રશ્ન નથી.”

“હું એટલું જ કહુંછું કે આપણે દાંપત્યપ્રેમથી જોડાઇ સુખી થઇએ એ ખાતર જ્ઞાતિવિરૂદ્ધ કાંઇ પણ કરવું જોઇતું ન હતું. તમે જાતે જ ઉભા કરેલા ખડક સાથે આપણું પ્રેમનાવ અથડાઇ ચૂરા થાય, તો એમ માનવું કે તમારે મારા પ્રેમની પરવાહ નથી. આપણા પ્રણયનો ભંગ થવા સમય આવે તો એ પ્રણયભંગનો સર્વ દોષ

તમારા શિર રહેશે." લીલાએ નવલના દોષનું દ્રઢીકરણ કર્યું.

નવલના પ્રત્યેક કાર્યમાં સત્યનું અવલંબન, વિશુદ્ધ હૃદયની પ્રેરણા, દિવ્ય માર્ગની અભિલાષા વગેરે દેખાઈ આવતાં છતાં આવા ઉમદા કાર્યનો મર્મ નહિ સમજતાં લીલા પોતાના સ્વાર્થ ખાતર તેને ઉતારી પાડે છે, અને વક્ર સૂચન કરે છે, એ જોઇ નવલનું હૃદય ઉકળવા લાગ્યું. તેના ચ્હેરાપર ક્રોધ વ્યક્ત થયો. તેણે ધાર્યું કે, આ કોમળાંગી બાળા પણ તેની મા ગંગા જેવી આત્મપરાયણા છે: સ્વાર્થ ખાતર સત્યનો ભોગ આપે એવી મનોબળ રહીત છે; સત્યાગ્રહના કષ્ટ સહન કરવા અશક્ત છે. તે ક્રોધથી બોલ્યો:— "વીણાનો ભવ બગાડી અગર પિતા પાસે વચનભંગનો અપરાધ કરાવી, આપણે દાંપત્યસુખ મેળવવું, એ કરતાં તો તમારા કર ગ્રહણનો અભિલાપ છોડી દેવો, એ જ મારે મન ઉત્તમ માર્ગ છે."

આ વાકય નવલનું હૃદય બોલતું હતું; અને એ હૃદયમાં ક્રોધાગ્નિનો ધુમ્ર વૃદ્ધિ પામતો હતો, એ લીલા કળી ન શકી. તેણે ધાર્યું કે નવલ તેના સૌંદર્યપર આસક્ત બન્યો છે. જો તેમ ન હોત તો રાત્રિએ પારકા ઘરમાં થઇને છૂપી રીતે પોતાને મળવા કેમ આવે ?"

તે મજા કરવા બોલી:—"મને મૂકી કઇ સુંદરી વરવા ધારી છે ?"

"સૌંદર્યની ભભકપર અસ્થિર પ્રેમવાળા કામી પુરૂષો આસક્ત બને છે. એ ભભક ઉડી જતાં તેમની આસક્તિ નષ્ટ થાય છે. હું તો વિદ્યાગૌરવ અને હૃદયગૌરવને અગ્રસ્થાન આપું છું." નવલે ઉચ્ચ સ્વરે જ ઉત્તર આપી લીલાના સૌંદર્ય ગર્વનું દલન કર્યું.

"મારા જેવી અભણમાં એ વિદ્યાગૌરવ ક્યાંથી હોય !" લીલા પોતાના જ્ઞાનનો ગર્વ કરતી બોલી.

નવલના ધ્યાનમાં આવ્યું કે આવો છૂપો મેળાપ લાંબો સમય ચાલે તે ઉચિત નહતું. ગંગા જાણવા પામે તો વળી કંઇ નવો જ ઉત્પાત જાગે. પ્રણયકથાનો ઉપસંહાર કરતો હોય તેમ તે ઉતાવળે બોલ્યોઃ—"લીલા, અદ્યપિ હું તમારા હૃદયના કેવળ પ્રેમસ્વરૂપથી પરિચિત હતો. આજ એ હૃદયમાં સત્ય અને નીતિની ભાવના કેવી છે, તે મેં જાણ્યું. તમારામાં હૃદય ગૌરવમાં જરાએ નથી. જે બાળા આ ઉંમરે સત્ય માર્ગપર જતા પોતાના હૃદય પ્રેમીને અટકાવવા ઇચ્છા કરે તે સંસારના વિકટ પ્રસંગે શું ધૈર્ય દાખવી શકે? મારી જીવનયાત્રામાં આવી હૃદયબળહીન બાળાને સહધર્મચારિણી બનાવી હું શી જનસેવા બજાવી શકું! શો યશ પ્રાપ્ત કરી શકું! શું સુખ મેળવી શકું!"

હવે લીલાએ જોયું કે નવલ ખરા જીગરથી બોલતો હતો. તે કરૂણ સ્વરથી દીન વદને બોલીઃ—"શું આમ એકાએક ત્યજી ચાલ્યા જશો!"

નવલ તેના દયામણા ચ્હેરા પ્રતિ કંઈ પણ લક્ષ ન આપતાં બોલ્યોઃ—"બસ! આપણો સંબંધ હવે આટલેથી જ બંધ! પ્રણામ. હવે હું રજા લઉં છું."

લીલા ભણી તિરસ્કારયુક્ત દૃષ્ટિ ફેંકી વિદ્યુત્ વેગે નવલ ખંડ બહાર નીકળ્યો. "હાય! હવે મારૂં શું થશે?" એમ કહેતી લીલા શિર કૂટવા લાગી. તે આકુળવ્યાકુળ થઈ ગઇ. તેનું ચિત્ત સ્તબ્ધ બન્યું. "માનું ધાર્યું થશે." એટલો ઉત્તર આપી તે અગાસીના દાદરભણી ધસ્યો. લીલાએ આશા છોડી. "હાય! અમોલું રત્ન હાથ આવ્યું ચાલ્યું ગયું." એમ કહેતી બેશુદ્ધ બની. લીલા ભૂમિપર ચત્તીપાટ પડી.

# પ્રકરણ ૧૦ મું.

## માની મુંઝવણ અને કાકાનું કારસ્થાન.

નવલ તો કૉલેજમાં ચાલ્યો ગયો. તેને મનમાં લાગ્યું કેઃ—"લીલાનો તિરસ્કારયુક્ત પરિત્યાગ કરી પોતે તે બાળાને અન્યાય કર્યો છે, પોતે અપરાધસાહસ કર્યું છે."

તે દિન નવલ શામાટે લીલા પાસે ગયો હતો? પોતે કૉલેજમાં જવાનો હતો; પોતાની ગેરહાજરીમાં ગંગા વિવાહનું કંઈ કરી બેસે તો એ અચલપ્રેમી—અનાથ લીલા એકલી શું કરે? એ વિચારથી લીલાને શાન્ત્વન દેવા તે આવ્યો હતો. અન્ય પુરૂષ સાથે પરણવાનો વિકટ પ્રસંગ પ્રાપ્ત થાય તો તેવા વિપદ્ સમયે લીલા શું કરવા માગતી હતી; તેને કેવી સહાય જોઇતી હતી, વિગેરે જાણવા તે આવ્યો હતો. પોતાનો આ હેતુ નવલ વિસરી ગયો, અને લીલા તરફથી પોતાના કાર્યપરત્વે સહજ અસંતોષ પ્રદર્શિત થતાં નવલના હૃદયમાં પ્રેમના સર્વ મૃદુ ભાવો દબાઈ ગયા; અને સત્યનું પૌરૂષભર્યું ઝનુન ઝમકી ઉઠ્યું. સત્યનો આ ઉન્માદ શિરસાત્રંઘ છતાં કોઈ વેળા આવો અનર્થ કરી બેસે છે. આ સત્યના ઝનુને નવલના હૃદયની પ્રેમાર્દ્રતા શોષી લઇને તે સ્થળે કઠોરતા ભરી દીધી. એ કઠોરતાએ પ્રેમઘેલી સ્નેહાર્ત્ત લીલાનો પરિત્યાગ કર્યો. મંદભાગી લીલા! આ નિષ્ઠુર પરિત્યાગથી એના કોમળ, પ્રેમાળ હૃદયને કેવો આઘાત થયો હશે. સત્ય ખાતર સ્નેહની કેવી અવગણના! એક પ્રેમાળ નિર્દોષ બાળામાં સત્યની ઉત્કટ ભાવના ન હોય તેમાં શું

આશ્ચર્ય ! વ્યવહારકુશળ મનુષ્યો આવી સત્યની ભાવનાને 'ગાંડપણુ' કહે છે. પ્રેમમાં ગાંડી બનેલી બાળામાં વળી આવું બીજું 'ગાંડપણુ' ક્યાંથી સંભવે ! બિચારી લીલા ! એનો શો દોષ ! ઘણા યે મનુષ્યો સ્નેહની ખાતર સત્યની અવગણુના કરે છે. લીલાની પણુ એવી જ માન્યતા હતી કે, સ્નેહવશ નવલ સ્વપ્ને પણુ પ્રણુયભંગનો પ્રસંગ ઉભો નહિ કરે.

શું લીલા ત્યાજ્ય હતી ? નહિજ. નવલની પ્રેમપ્રસાદી માટે એ બાળાનું હૃદય કેવું ભૂખ્યું હતું ? પોતાના સંસર્ગ માટે, સ્નેહ-યોગ માટે એ હૃદય કેવું તલસી રહ્યું હતું, ! માની ઇચ્છાની આડે જઈ એ હૃદયયોગ માટે એ મુગ્ધા શું શું કષ્ટ વેઠવા તત્પર હતી, એ સર્વનો નવલે શાન્ત મનથી વિચાર કર્યો હોત તો કેવું સારૂં !

સત્યના આવેશમાં નવલના અંતરમાં તે ક્ષણે આવો વિચાર ન ઉદ્દભવ્યો. કૉલેજમાં આવ્યા પછી ખાતાં, પીતાં, સુતાં આ વિચાર તેના મનમાં ઘૂમવા લાગ્યો. લીલાના પરિત્યાગ માટે હવે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. અધ્યયન અર્થે એકાગ્રતા સાધી બેઠો હોય, ત્યાં એકાએક તેનાં માનસિક ચક્ષુ આગળ લીલા ખડી થતી. અને તેના અભ્યાસમાં વિક્ષેપ કરતી.

× × × ×

અન્ય કોઇ સાથે લીલાને પરણાવી દેવા ગંગા અને હેમુ છૂપી પેરવાઇ કરે છે, એ વાત દીનાનાથના કર્ણુપર પડતાં જ પોતાના એક સ્નેહી સજ્જન હર્ષદરાયને સાથે લઇ તે ગંગા પાસે આવ્યો. હર્ષદ-રાય એક બાહોશ વકીલ હતા. ઉત્સાહી સુધારક હતા. જ્ઞાતિના દરેક પ્રશ્નમાં ઉમંગભર્યો ભાગ લેતા હતા.

દીનાનાથના પ્રભાવ આગળ ગંગા હરેક પ્રસંગે દબાઈ જતી;

ઘણી વાર તેને પોતાના મત છોડી દઇ દીનાનાથના વિચારને અનુસરવું પડતું. આજ તેને ઘણી યે સમજાવી પણ તે એકની બે ન જ થઇ.

" પણ તમે આટલા બધા ડરોછો કેમ ? " દીનાનાથે આતુર મનથી પ્રશ્ન કર્યો.

" જ્ઞાતિનો મને મોટો ભય છે. " ગંગાએ સત્ય જણાવ્યું.

કંઇક ક્રોધમિશ્ર અવાજે દીનાનાથે પૂછ્યું:—" જ્ઞાતિ તમને શું કરવાની હતી ? "

" વિનોદરાય અને બીજા મુકુન્દરાય, વેણીશંકર વિગેરે ત્રીશ મૂછાળા આદમીઓની ન્યાતે આ વલે કરી તો મારા જેવી એક વિધવાને કનડવી એમાં શું ? " ગંગાએ જ્ઞાતિના ભૂત અને ભાવી કૃત્યનું ભાન કરાવ્યું.

હર્ષદરાયે આ સમય અંતરનો આવેશ જણાવ્યો:—" એ ત્રીશ જણનું નામ લઇ ન્યાત ફાવી જાય તેમ નથી. હું તેમનો વકીલ છું. હવે ટૂંક સમયમાં એ સ્વાર્થપટુ, જિદ્દી પટેલીયાની શી દુર્દશા થાયછે, તે તમે પણ જાણશો. પણ, ગંગાભાભી ! મને સમજાતું નથી કે ન્યાત તમને કઇ રીતે કનડી શકે ? "

" મને પણ જ્ઞાતિ બહાર મૂકી દે. " ગંગાએ મુંઝાતા હૃદયે ટૂંકો ઉત્તર આપ્યો.

" તમને જ્ઞાતિબહિષ્કૃત કરે તેમાં તમને દુઃખ શું ? ગંગાભાભી ! જુઓ, જ્ઞાતિબહિષ્કારથી જ્ઞાતિભોજન બંધ થાય; પણ તમે વિધવા છો, જ્ઞાતિમાં જમવા જતા નથી. વગર બહિષ્કારે તમારૂં જ્ઞાતિભોજન તો બંધ છે. હવે હાનિ શાની ? "કન્યાવ્યવહાર"બંધ કરે, એ બીજું દુઃખ પણ તે તો છોકરાં છૈયાંવાળાને વિશેષ ઉપાધિ. તમારે ક્યાં હવે બીજાં દીકરો દીકરી વરાવવા છે. ? કહો જ્ઞાતિબહિષ્કારથી

તમને બીજી કઇ હાનિ થાય ?" હર્ષદરાયે આતુર મનથી પ્રશ્ન કર્યો.

" ભાઇ ! જ્ઞાતિબહિષ્કારમાં અનેક પ્રકારની હાનિ છે. એ દુઃખ અત્યંત અસહ્ય છે. " ગંગાએ ચિન્તાગ્રસ્ત–મંદસ્વરે ઉત્તર આપ્યો.

દીનાનાથ આ સાંભળી ક્રોધાવિષ્ટ મુદ્રા કરી બોલ્યોઃ–" આમ છેક મૂર્ખ ન બનો. શા માટે ડરો છો ? જ્ઞાતિ શું તમારા દુઃખમાં ભાગ લે છે ? વિપદમાં અમને તમને શું દ્રવ્યની સહાય કરે છે ? જ્ઞાતિ શું તમને અને તમારાં બાળબચ્ચાંને પાળે છે. ? જ્ઞાતિ શું નિરાધારની સંભાળ લે છે ? નિરૂદ્યમીને દ્રવ્યોપાર્જનનું સાધન કરી આપે છે ? "

"જ્ઞાતિ શું........."

દીનાનાથ આગળ બોલવા જતો હતો, પણ એટલામાં તરત જ હર્ષદરાય વચમાં બોલી ઉઠયાઃ–" જ્ઞાતિ પાળતી નથી, પણ જ્ઞાતિ જીવતાં યે બાળે છે, અને મરણ પછી પણ બાળે છે. કદાચ ગંગાભાભીને પોતાનું શવ રખડવાનો ભય લાગતો હશે ! "

હર્ષદરાયનો આ સંદેહ ગંગાએ જાતે જ સ્પષ્ટ કરી આપ્યોઃ– " જે જ્ઞાતિભ્રષ્ટ છે તે સર્વને આવો ભય હોય. "

" યુદ્ધ પ્રસંગે પણ શવની સંભાળ લેવાય છે, તો શાન્તિના સમયમાં કોઇ સદાચારીનું શવ રઝળતું પડી રહે એવું તો કદીયે ન બને. " ગંગાનો ભય અસ્થાને છે એવું દીનાનાથે દર્શાવ્યું.

" પણ નાતિલા એમનું કારજ ન જમે, તો એમનું જીવ્યું ધૂળ મળે, અને સ્વર્ગમાંથી પ્રભુ તેમને પાછા ધકેલી મૂકે એનુ શું ? " હર્ષદરાયે ગંગાના મનના એક વિચિત્ર સંકલ્પનું અનુમાન કર્યું.

" મરનારની પાછળ ન્યાત મિષ્ટાન્ન ઉડાવે, એથી મૈયતનો આત્મોદ્ધાર થઇ જાય, એવું માનવું એ તો કેવળ ભ્રમ છે. કારજ

એ તો મિષ્ટભોજન આરોગવાની જ્ઞાતિવાળાએ શોધી ને હાથ કરેલી યુક્તિ છે: એમાં નથી પુણ્યપ્રાપ્તિનો આશય, કે નથી ધર્માચરણનો અભિલાષ. અન્યને ત્યાં આવા પ્રસંગે જમીએ છીએ માટે આપણે ત્યાં તેમને જમાડવા એવી વ્યવહારિક બુદ્ધિ આ ઉત્તરકારજનું મૂળ છે. ઉત્તરક્રિયા, અને ઉત્તરકારજ એ બે નિરાળાં કાર્ય છે. ઉત્તરક્રિયા શાસ્ત્રવિહિત છે; અને મૈયતની ઉત્તરદશા કલ્યાણકારી બને એ અર્થે એ વિધિ આવશ્યક છે. ઉત્તરક્રિયાના અંગે બ્રાહ્મણભોજનનું પ્રમાણ છે. પણ સાસુની અને સ્હવાર, મોચી અને મેરાઇ એમ દરેક વર્ણે મરનારની પાછળ પોતપોતાની જ્ઞાતિ જમાડવી એવું તો શાસ્ત્રમાં ક્યાંય લખ્યુ નથી. ન્યાત જમાડવી એતો શ્રીમંત જનોએ સ્થાપેલો વ્યવહાર છે. અન્ય જ્ઞાતિજનો તો એનું અનુકરણ કરી સ્વહસ્તેજ દારિદ્ર્યદેવીનું આવાહન કરે છે. જ્ઞાતિ જમાડી પાયમાલીના પંથે પડવું એવી કંઇ શાસ્ત્રની આજ્ઞા નથી. ગંગા ભાભી ! તમારી પાછળ અમો ( રૂઢી અનુસાર નહિ, પણ ) શાસ્ત્રાનુસાર બ્રહ્મભોજન કરશું; તમો નિશ્ચિંત રહો. તમારે જ્ઞાત સાથે કશો સંબંધ નથી; તમારે જ્ઞાતિની કશી પરવા નથી. તમે બીજા સર્વ સંકલ્પ છોડી દો. લીલાનું પાણિગ્રહણ નવલ જ કરશે, અન્ય કોઇ નહિ. " આજ્ઞા કરતો હોય એવા દમામથી દીનાનાથ છેલ્લું વાક્ય બોલ્યો.

પણ આ આજ્ઞાની અવગણના કરતી હોય તેમ બેપરવાઇથી ગંગાએ પોતાનો નિશ્ચય સ્પષ્ટપણે જણાવ્યો:-" હું તમારૂં કશુંયે નહિ માનું. જ્ઞાતિ વિરૂદ્ધ મારાથી કંઇપણ નહિ થાય."

" ગંગા ભાભી ! આ શું બોલો છો ! તમારી પુત્રીનું હિત સંભાળો. જુઓ ! પોતાની એક ભાણેજના સુખ ખાતર વિનોદરાયે આવડું જોખમ વ્હોર્યું ! તમો તો વિધવા છો. જગતની જંજાળથી

મુકત છો. દુહિતામાં જ તમારે તો સર્વ દુનિયા છે. છતાં ન્યાતની પરવાહ કરી એ પુત્રીના સુખપર છીણી મૂકવા તૈયાર થયાં છો! કેવી શરમની વાત!" દીનાનાથે ગંગા પ્રતિ તિરસ્કાર દૃષ્ટિ ફેંકતા આશ્ચર્યોદ્‌ગાર કાઢ્યો.

"દેવને પરણાવો તોયે એ દીકરોના ભાગ્યમાં દુઃખ લખ્યું હશે તે દૂર નહિ થાય." ગંગાએ ભાગ્યમહિમા નમ્રપણે બતાવ્યો.

"ધ્યાન રાખો, દીકરીનું એક સાથે વેવિશાળ કરી તેને અન્ય સાથે પરણાવવી એ "સવેલાં"નું કલંક જ્ઞાતિબહિષ્કાર કરતાં અનેકગણું પાપમય અને દુઃખમય છે. નવલ સાથે લીલાનું મન મળ્યું છે. એ દીકરીનો દેહ હવે અન્યને અર્પણ કરવાની નિષ્ઠુરતા કરશો! અરે! પુત્રીના પ્રણયવૃક્ષનું છેદન કરતાં માતાના હૃદયના ચૂરેચૂરા કેમ થઇ જતા નથી!" ગંગાના વાત્સલ્યપ્રેમની કસોટી કરવા દીનાનાથે કહ્યું.

ગંગાએ ટૂંકો અને સ્નેહશૂન્ય ઉત્તર આપ્યો:—" એ નાદાન છોકરી તો એજ માગે છે. તમારો સર્વ પ્રયાસ વ્યર્થ છે."

ગંગાની આ ધૃષ્ટતા જોઈ દીનાનાથના મુખ પર ક્રોધ વ્યક્ત થયો. તે બોલ્યોઃ—

"ગંગા, ક્યાં ગયો તમારા હૃદયમાંનો વાત્સલ્ય પ્રેમ! યાદ કરો, વેણીશંકર અને મુકુન્દરાય સત્ય ખાતર વિનોદરાયની બાજુમાં ઉભા રહ્યા છે. લીલા તમારી પુત્રી છે. પિતા વિનાની પુત્રી છે. પુત્રીના સુખ અર્થે, વાત્સલ્ય પ્રેમથી પ્રેરાઇ કંઇક માતાએ પ્રાણ પાથર્યા છે. તમારી પુત્રીના સુખ માટે જ્ઞાતિ બહિષ્કાર જેવું અલ્પ દુઃખ, દુઃખ નહિ કલંક—દોષ રાશિ કલંક' અરે કલંક નહિ પણ અડચણ—જાને સ્વીકારેલી અડચણ—નજીવી અડચણ—મનઃકલ્પિત અડચણ પણ સહી લેવા તમે તત્પર નથી, તો તમે માતા નથી, પણ આત્મ પરાયણ

અબળા છો. યાદ કરો, લીલાના વિવાહનો સર્વ અધિકાર મારા મિત્રે મારા હાથમાં મૂક્યો છે. એ છોકરીનો વિવાહ એની મરજી વિરૂદ્ધ અન્ય સ્થળે થવા નહિ દઉં." બોલતાં બોલતાં દીનાનાથની મુખમુદ્રા ક્રોધથી રક્ત બની. પ્રતિ વાક્યે તેના સ્વરની ઉગ્રતા વધતી ગઈ. ગંગા આ સર્વ સાંભળી કશો ઉત્તર નહિ આપતાં અશ્રુ સારવા લાગી; અને તરત જ મોટા સ્વરે રૂદન કરવા લાગી. રૂદનાસ્ત્રથી સજ્જ થયેલી સ્ત્રીને કંઈ પણ કહેવું હવે અશક્ય થઇ પડયું. પુરૂષનાં દલીલ અને ભયનાં શસ્ત્રો નિષ્ફળ નિવડયાં. સ્ત્રીનું પ્રબળ રૂદનાસ્ત્ર વિજયશીલ બન્યું. આખા ગૃહમાં સ્ત્રીનો રૂદનસ્વર વ્યાપી ગયો. રૂદન સાંભળી બે ત્રણ પાડોશણો અને ચાર પાંચ છોકરાં ઘરમાં આવી મુંગા મુંગા ગંગા પ્રતિ જોતાં આંગણામાં ઉભાં રહ્યાં. દીનાનાથે વિચાર્યું કે, આ નવા સૈન્યમાં પળે પળે ભરતી થશે, અને એ સર્વ ગંગાનું સહાયક સૈન્ય બનશે. 'આપણે મહાત્ થયા,' એમ આ આ બે પુરૂષ યોદ્ધાને લાગ્યું. આવી પરાજિત સ્થિતિમાં નિઃશબ્દ બેસી રહેવામાં હૃદયગ્લાનિ થતાં એ બન્ને ચાલતા થયા.

એક બે દિન વ્યતીત થયા. હેમુ ગંગાને મળવા આવ્યો. બનેલી બીના ભાભીએ દીયરને નિવેદન કરી. હેમુએ કહ્યું:–

" ત્યારે હવે લીલાને સત્વર પરણાવી દેવી જોઇએ. વિલંબનું સેવન કરશો તો એક પછી એક એમ અનેક વિઘ્ન આવી નડશે. "

"હું તો સ્ત્રીજાતિ છું. મારાથી શું થાય ? બધું તમે જ કરો." ગંગાએ હેમુને આટલો જ ઉત્તર આપ્યો. પોતાને શિર આ કર્તવ્યભાર આવી પડતાં ચિન્તાને બદલે હેમુ તો અત્યંત ઉમંગમાં આવી ગયો.

હેમુને પૈસાનો પ્યાસ ઘણો હતો. પાઇ પણ મળતી હોય તો પોતે કેવું અધમ કાર્ય કરે છે, તે વિચારવા થોભતો નહિ. આજ

ગંગાને મળ્યા પછી મહાન સુવર્ણઢગ પ્રાપ્ત થયો હોય એવો પરમ આનંદ હેમુને થવા લાગ્યો. હેમુ સમજે છે કે જડ વસ્તુ પણ જર વિણ મળતી નથી. હૃષ્ટપુષ્ટ મૂંગા પ્રાણીનું પણ મોંએ માગ્યું મૂલ્ય મળે છે, તો ગૃહદીપ સમ શોભતી લીલા જેવી સુંદર બાળાના મૂલ્યની શી વાત ?

હેમુ હવે લીલા જેવા અમોલા રત્નને ખરીદનાર કોઈ ઝવેરીની શોધ કરવા લાગ્યો. આખરે તેને લાગ્યું કે એ રત્નનું યોગ્ય મૂલ્ય ઉપજાવવા પોતે અશક્ત છે. તે કાર્યના કોઇ અનુભવી દલાલને મળવું, એમ ધારી તે જૂઠાદવે પાસે ગયો. તેને વાતથી વિદિત કર્યો.

" જૂઠા કાકા ! આ તો ભાભીએ ભત્રીજીના લગ્નનો સર્વ ભાર મારા શિર નાંખ્યો." ધૂર્ત હાસ્ય કરતાં કરતાં હેમુએ કહ્યું.

" તું તો કેવળ મૂર્ખ છે. એક કન્યા તો આખા કુટુમ્બને નભાવે. પુત્રોના પરણેતરની તે વળી ઉપાધિ હોય ? " હેમુના શિરપરનો ભાર કમી કરવાના માર્ગનું જૂઠાદવેએ સૂચન કર્યું.

" તમારા કહેવાનું હાર્દ સમજ્યો. પણ કાકા ! કન્યાવિક્રયમાં તો પાપ છે, એવું શાસ્ત્ર કહે છે. " હેમુએ શંકા કરી.

" તમે જુવાનીયાઓ શાસ્ત્રનો મર્મ કંઇ સમજો નહિ. કન્યા એટલે પોતાની કન્યાનો વિક્રય કરનાર પિતા અઘોર પાપનો ભાગી બને છે. " જૂઠા દવેએ શાસ્ત્રાર્થ સ્પષ્ટ કર્યો.

" એટલે પિતા પાપમાં પડે. પણ વિક્રય કરનાર પરપુરુષ હોય તો તેને પાપ ન નડે. " હેમુએ જૂઠાદવેના વચનમાં રહેલો ધ્વનિતાર્થ પકડી લીધો.

જૂઠો આનંદમાં આવી ગર્જી ઉઠયોઃ—"શાબાશ ! હવે તું યથાર્થ સમજ્યો. લીલાના ઉપજેલા મૂલ્યમાંથી પાઇ પણ આપી, તેની મા

અંગાને પાપકૂપમાં પાડવાનું પાપકૃત્ય આપણાથી ન થઈ જાય તેની સંપૂર્ણ સંભાળ રાખવી. લીલા તારી કે મારી પુત્રી નથી એટલે આપણને તો પાપનો સ્પર્શ સરખો થવાનો નથી."

હેમુ મનમાં બોલ્યોઃ–" દ્રવ્ય મળે તો પાપથી કોણ ડરે ? વળી એમાં જૂઠાદવેના શાસ્ત્ર અનુસાર આ કાર્યમાં પાપ નથી અને પૈસાની પ્રાપ્તિ છે. વાહ ! કેવી મજેની યુક્તિ ! "

મનમાન્યું મૂલ્ય આપી લીલારત્નને ખરીદનાર ઝવેરીની શોધ કરવાનું કાર્ય જૂઠા દવેને સોંપી હેમુ વિદાય થયો. જૂઠો પોતાના વિવિધ પ્રપંચો આમ સરળતાથી સફળ થતા જોઈ મનમાં અતિ પ્રસન્ન થયો, અને વિચારવા લાગ્યોઃ–" નાતીલા મને ખટપટીયો, ક્રોધીલો, રાડિયો વિગેરે કહે છે. બિચારા ભોળા જનો આને નિંદા કહે છે. હું એને મારા માટે ગવાતાં સ્તુતિવચનો ગણું છું. લોકો માને છે કે ક્રોધમાં અને મોટી ગર્જનામાં સત્ય રહેલું છે; એટલે આખી ન્યાતમાં ' શરમ રાખ્યા વિના સાચું કહેનાર ' એવું ઉત્તમ ઉપનામ મને મળ્યું છે. જ્ઞાતિના સર્વ નાના મોટા કાર્યમાં હું ભાગ લઉં છું; આ ઉપરથી ' નિઃસ્વાર્થપણે જ્ઞાતિ સેવા કરનાર ' એવું ઉચ્ચ પદ મને આપવામાં આવ્યું છે. મારા આવા વિવિધ ગુણને લઇ જ્ઞાતિમાં કોઈ કુટુમ્બમાં ક્લેશ હોય, બે વેવાઇ વચ્ચે વાંધો હોય, નવો ધારો ઘડવો હોય, કે ન્યાતમાં કંઇ તકરાર હોય, તો એ પાર પાડવા આ જ્ઞાતિ સેવક જૂઠાદવેને પહેલાં બોલાવે, અને સર્વ કાર્યમાં આપણું જ ધાર્યું થવાનું. મારા આવા ગુણ ગૌરવવડે આકર્ષાઇ આજ વસુધાપ્રિય હેમુ મારા હાથમાં રમકડું બન્યો છે."

ન્યાતનો પૈસો જે પચાવી જાણે એ ન્યાતનો પટેલ. ન્યાતનો સૌથી વધારે પૈસો જે વ્યક્તિએ દબાવ્યો હોય તે સર્વથી વડો

પટેલ. પટલાઈની આ વ્યાખ્યામાં જરા યે અસત્યનો અંશ નથી. ”

લીલાના પાણિગ્રહણ માટે જાૂઠાદવેએ એક વિધુર બનેલા અનંગરાયને શોધી કાઢયો.

વાંચનાર, કૉલેજમાં લીલાનું અહર્નિશ ચિન્તન કરતો નવલ અને નિષ્ઠુર ત્યાગને લઇ નૈરાશ્યપંકમાં ડૂબેલી છતાં પ્રણયમાં નિશ્ચલ રહેલી લીલા—એ બન્નેને આપણી સ્મૃતિ પટપર રમતા રાખી હવે આપણે આ અધમ અનંગરાયના વિકારમય જીવનની નિંદ્ય કથામાં પ્રવેશ કરશું.

---

# પ્રકરણ ૧૧ મું.

## સુતાનું સૌભાગ્ય અને સ્ત્રીહૃદયમાં રૂઢિનું સામ્રાજ્ય.

“ ખોં.........ખોં.........ખોં.........” કરતો હીરાશંકર લમણે હાથ મૂકી બેઠો છે. તેના જ્યેષ્ઠ ભાઇ અનંગરાયે પાસે આવી કહ્યું:—“ કેમ ! આજે દવા ન પીધી ? ” “ ખોં......ખોં......ખોં ” “ ખોં......ખોં......ખોં ” એમ ત્રણ ચાર વાર ઉધરસ ખાઈ હીરાશંકરે નિરાશાભર્યો ઉત્તર આપ્યો:—“ મારે હવે કંઇ દવા ખાવી નથી. દવાથી જરા યે ફેર નથી. ઉલટી અશક્તિ વધતી જાય છે. ”

“ હીરા ! આમ છેક નિરાશ ન થા. હમણાં તને સારૂં થઇ જશે. જોને ! વૈશાખ માસમાં તો તારૂં લગ્ન થવાનું છે. ” ખલવૃત્તિથી અનંગરાયે શાન્તવન આપ્યું.

હીરાશંકરે એક ઊંડો નિ:શ્વાસ ખાઇને કહ્યું:—“ ભાઇ ! મારા

વિવાહની વાત જવા દો. શા માટે કોઇને દુઃખમાં નાંખવું ? હું કંઇ બચીશ નહિ. ”

અનંગરાય ગુસ્સાથી બોલ્યોઃ–“ હીરા ! તારી છોકરમત જવા દે. કંઇક સમજ. જેના તેના મોઢે આવું બોલતો નહિ. ચિન્તા ન કર. કાલ સવારે સારૂં થઇ જશે. ”

× × × ×

હીરાશંકરના શ્વસુર નિરાનંદની સ્થિતિ બહુ દીન હતી. તેને સંતાનમાં માત્ર એક પુત્રી નિર્મળા હતી. નિર્મળાનું સગપણ બહુ નાની વયમાં થયું હતું. હવે તે તેરવર્ષની થઇ. ઝટપટ તેનું લગ્ન કરી સાસરે મોકલી દેવાની ચિન્તા માના હૃદયમાં દિન પ્રતિદિન વધતી ગઇ. અહિં હીરાશંકર “ ખોં......ખોં......ખોં......” કરી રહ્યો છે; અને અહિં નિર્મળાની મા “ ઝટ લગ્ન કરો, લગ્ન કરો. છોકરી ઉમર લાયક થઇ છે. કન્યાકાળ જશે તો ધર્મ હારી બેસશું. ” એમ રાત દિવસ કહી બિચારા નિરાનંદનું માથું ફોલી ખાતી હતી. આ સ્થિતિમાં નિરાનંદે શું કરવું ? અનંગરાય પાસે જઇ તેણે આ પ્રમાણે વિનંતિ કરીઃ—

“ મારી પુત્રી વિવાહ યોગ્ય થઇ છે. પણ ચિરંજીવી હીરાશંકરની શારીરિક સ્થિતિ ચિન્તાજનક છે. પરમાત્મા તેમને દીર્ઘ આયુષ્ય આપો. પણ તેમને રોગમુક્ત થતાં હજુ ઘણો કાળ લાગશે. તે કાળ પર્યન્ત પુત્રીને અવિવાહિત રાખવી એ રૂઢિ વિરૂદ્ધ છે, છતાં તેમ કરવા મારી પ્રબળ ઇચ્છા હતી; પણ નિર્મળાની મા તે કોઇ કાળે બનવા દે તેમ નથી. આ વર્ષ તેનું લગ્ન કરી નાંખવું એવી તે હઠ લઇ બેઠી છે. આપને વિજ્ઞપ્તિ કે બીજે યોગ્યે સ્થળે નિર્મળાનો વિવાહ કરવાની આપ રાજીખુશીથી અનુમતિ આપો. હીરા-

શંકર આરોગ્યવાન થતાં તમારા જેવા શ્રીમંત અને આબરૂવાળાને કોઇ સ્વરૂપવાન કન્યા મેળવવી મુશ્કિલ નહિ પડે, તો મારી પુત્રીને હાલ દેખીતા જોખમમાં નાંખવા આગ્રહ નહિ રાખો. મારી તમને આ નમ્ર વિજ્ઞપ્તિ છે.”

નિરાનંદની વાત સાંભળી અનંગરાય ક્રોધાવિષ્ટ બની બોલ્યોઃ— “શું તમે એમ કહેવા આવ્યા છો કે હીરાનું શરીર સુધરશેજ નહિ? તમે સગા થઇને અમારૂં આવું ભૂરૂં ઇચ્છો છો? શું તમે અમારૂં નાક કાપવા ઉભા થયા છો? જીવતા ભાઇએ હું એ કન્યા બીજાના હાથમાં જવા નહિ દઉં. અમે કંઇ ચૂડીયો પહેરી નથી બેઠા, તે તમે એ કન્યા હવે બીજે પરણાવો! આવી વાત કરતાં લાજ આવતી નથી? જાવ, ફરીને કદી આવી વાત કરશો નહિ.”

નિરાનંદ આ સાંભળી આભો જ બની ગયો. તેનું હૃદય વધારે ઉદ્વિગ્ન બન્યું. હવે શું કરવું? આ સર્વ બીના તેણે પોતાના પાડોશીને કહી. પાડોશીએ સલાહ આપીઃ—“ તમારી ન્યાતને અરજ કરો. ન્યાતમાં સદ્બુદ્ધિ અને સદ્ભાવવાળા ઘણાએ મનુષ્યો હશે. તેઓ તમને સહાય કરશે, નિઃસ્વાર્થપણે કોઇ યોગ્ય માર્ગ બતાવશે.”

પાડોશીના કથનપર વિશ્વાસ રાખી નિરાનંદે પોતાના સ્વબંધુજનોને એકઠા કરવા પ્રયાસ કર્યો. ઘેર ઘેર આથડ્યો. કોઇએ કહ્યું, ‘આજ અમારે કામ છે.’ કોઇએ કહ્યું, ‘કલાક પછી આવશું.’ કોઇએ કહ્યું, ‘જાવ, હમણાં આવીએ છીએ.’ સાંજ પડી. બેચાર પરગજુ જ્ઞાતિજન સિવાય કોઇ ન આવ્યું. એ દિવસ અરજ મુલ્તવી રહી. બીજે દિવસે ત્રણ ચાર દયાળુ જ્ઞાતિજનોના સહૃદય પ્રયાસના પરિણામે પચીશ ત્રીશ નાતીલા એકઠા થયા. અનંગરાયના સગા સ્નેહી માંહેનું કોઇ નહોતું. પણ તેનો પક્ષ કરે તેવા ઘણા હતા. નિરાનંદ જ્ઞાતિ-

જનોને નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કરી બેસી ગયો. પછી તરત જ એક વિશુદ્ધાત્મા, ઉત્સાહી જ્ઞાતિબંધુ દિનમણિશંકરે ઉભા થઈ કહ્યું:—

" આહા ! નિરાનંદની વિજ્ઞપ્તિ કેવી દયાજનક છે ! એક રોગગ્રસ્ત વર સાથે કોઈ નિર્દોષ બાળાનાં લગ્ન કરવાની ફરજ પાડવી એ કેવું અમાનુષિક છે ! હીરાશંકર ક્ષયનો દરદી છે. ડૉકટરનો અભિપ્રાય છે કે એ રોગ ધીમે ધીમે વધતો જશે. આવા વર સાથે પુત્રીનો વિવાહ કરવા કયા પિતાનું હૃદય કબૂલ કરે ? નિરાનંદની પુત્રી એ ન્યાતની દીકરી છે. તમે તેના માવિત્ર છો. શું તમારી પુત્રીને વિવાહમાંજ વૈધવ્યનાં વિકટ કષ્ટોમાં નાંખવા તત્પર થશો ? વડીલો ! જ્ઞાનદષ્ટિથી જુવો; પ્રેમની દષ્ટિથી જુવો, ધર્મની દષ્ટિથી જુવો, નિરાનંદની વિજ્ઞપ્તિને અનુમતિ નહિ આપો તો તમે કેવા ક્રૂર, કેવા ઘાતકી, કેવા નૃશંસ......" દિનમણિશંકર દયાના આવેશમાં આગળ બોલવા જતો હતો, એવામાં હરિભદ્રે વચમાં બોલી તેને અટકાવ્યો.

" વાહ ! દિનુભાઇ ! બહુ ઉત્તમ ભાષણ કર્યું. આવું વ્યાખ્યાન સુધારા પરિષદ્‌માં આપશો તો ઉપરા ઉપરી તાળીયો પડશે. "

હરિભદ્રની વ્યંગોક્તિ પૂર્ણ થતાં જૂઠો મોટા અવાજે બોલ્યોઃ— " શું આમ ભાષણ કર્યે ન્યાતનો વહીવટ ચાલતો હશે ? વલ્લભ જોશી ! તમે કેમ મૂંગા થઇ બેઠા છો ? ન્યાતના કામકાજમાં આજકાલના છોકરા શું સમજે ? અંહિ ક્યાં 'ગોટપીટ કરવુ' છે ? "

આવા પ્રસંગે મૌન ધારી બેસી રહેવામાં કર્ત્તવ્યહાનિ છે એમ વલ્લભ જોશીને લાગ્યું ને બોલ્યા:—" આ આંટી ઝટ ઉકેલી નખાય એમ નથી. એ કાર્યમાં બહુ ઝીણવટથી વિચાર કરવાનો છે. "

જૂઠા દવે:—" ન્યાતનાં સર્વ કામ આગળ પાછળ વિચાર

ફરી કરવાનાં છે. એક વખત છૂટ આપી.એ તો ભવિષ્યમાં એ છૂટનો દુરૂપયોગ થશે. માટે ચીલો તો પાડવો જ નહિ. ”

હરિભદ્રઃ—“ એકવાર ચીલો પડે, પછી સગપણ તોડી નાખતાં બીક શી ? આ વરનું નાક ચપટું છે; પેલો તો બાપ વિનાનો છે; આની મા વઢકણી છે; એવાં એવાં નજીવાં બ્હાનાં કાઢી દીકરીનો બાપ ગરીબ વરને રઝળાવશે, અને કેવળ શ્રીમંતના છોકરા વરશે. ”

આવું દયાનું કાર્ય નાતીલા હાથથી જવા દેશે એમ ધારી મુકુન્દરાય બોલ્યોઃ—“ અહિ તો એક બાળાનું સૌભાગ્ય દેખીતા જોખમમાં છે. એ જોખમમાંથી એ બાળાને બચાવી લેવી એ આપણું કર્ત્તવ્ય છે. અને એ કર્ત્તવ્યમાં દયા અને પરોપકાર રહેલાં છે.”

આ શબ્દો કર્ણમાં પેઠા કે જૂઠો ઘૂરકીને બોલ્યોઃ—“ ન્યાતનું હિત જોવું એજ અમારૂં કર્ત્તવ્ય છે. બીજી વાત અમે જાણતા નથી. આજ તમે સંબંધ તોડવાની હિમાયત કરો છો. કાલે રાંડેલીનો ફરી વિવાહ કરવા ઉભા થશો. અમારે શું તમારૂં કહ્યું કરવું ? તમે આપણી ઉત્તમ જ્ઞાતિને એક કોડીની કરવા ઉભા થયા છો ? ” હવે તે નિરાનંદ પ્રતિ હાથ લાંબો કરી બોલ્યોઃ—“ આમ બીજાનો ચડાવ્યો ચડેછે તે કંઇક અક્કલ રાખ. એ ચડાવનારનો ડોળો તારી કન્યામાં ભમેછે. પણ નાહક તું શા માટે ફજેત થાય છે ? શું માંદા પડે એ બધાં મરતાં જ હશે ? સારૂં છે કે અનંગરાય શાન્તિ ધરી બેસી રહ્યો છે. નહિંતર એનો ભાઇ મરશે જ, એવી છચોક વાત થાય જ કેમ ? કેમ! ઘેલાભાઈ! મારૂં કહેવું ખોટું છે ? ”

ઘેલાભાઇનું મનમાં ધારવું જૂદું હતું, પણ મુખથી માત્ર ટુંક ઉત્તર આપ્યોઃ—“ ના. ”

અંતે એવો નિર્ણય કરવામાં આવ્યો કે:–" નિરાનંદ આ સંબધ તોડશે તો નિરાનંદ અને તેની કન્યા લેનાર બન્ને આસામી ન્યાતના ગુનેહગાર ગણાશે."

હવે કયો માર્ગ લેવો એની ઉંડી ચિન્તામાં નિરાનંદ પડ્યો. ત્રીજે દિવસે તેને એક નનામો પત્ર મળ્યો.

" ન્યાતીલાનો મોટો ભાગ જંગલી, દયાહીન અને સ્વાર્થીલો છે. એમના વિષભર્યા, ઘોર, ગાજતા–અર્થશૂન્ય સુસવાટા આગળ અમારા ઉદાર અને પ્રગતિશીલ વિચારો ક્યાંય ઉડી જાય છે. તમારી વિજ્ઞપ્તિ તેઓએ ધ્યાનમાં ન લીધી, એ જોઈ અમોને અતિ ખેદ થાય છે. પણ હવે તમારી પુત્રીનું સૌભાગ્ય તમારા મનોબળ ઉપર અવલંબી રહ્યું છે. ક્ષયના દર્દીનું સારૂં યા માઠું પરિણામ વર્ષ બે વર્ષમાં આવી જશે, તો તે દરમિયાન તમારી દુહિતાનું લગ્ન ન જ કરવું, એવો દઢ નિશ્ચય રાખજો. તમારૂં નિશ્ચયવૃક્ષ અડગ રહેશે, તો એ વૃક્ષના આધારે બહેનની સૌભાગ્યવેલ ટકી રહેશે. પ્રચલિત રૂઢિ, જ્ઞાતિની ધમકી અને લોકનિન્દાના સખ્ત ફૂંકાતા પવન આગળ એ નિશ્ચયવૃક્ષ નમી જશે, તો એ સૌભાગ્યવેલ ભૂમિસાત્ થશે, અને એનું પ્રાયશ્ચિત કેવળ તમારા શિર રહેશે. આશા છે કે તમે પોતે દુહિતાના દુસ્મન નહિ બનો. બહેનના સૌભાગ્ય અર્થે આ અમારો આગ્રહ છે."

આ પત્રમાં વિશુદ્ધ મનનું પ્રતિબિંબ હતું. પત્રમાં સૂચવેલો માર્ગ નિરાનંદે પોતાની પત્નીને જણાવ્યો. નિરાનંદે મનમાં નિશ્ચય કર્યો કે, નિર્મળાનું લગ્ન હમણાં કરવું જ નહિ. પોતાની પત્નીનો અભિપ્રાય શો છે. તે જાણવા માગ્યું. પત્નીના અભિપ્રાયનો મુખ્ય સાર અમો નીચે આપીએ છીએ.

" ધારો કે દર્દ લાંબી મુદ્દત ચાલ્યું, તો ક્યાં સુધી છોકરીને

કુંવારી રાખવી ? કાળજીથી સારવાર થાય તો આવા ઘણા યે દર્દી રોગમુક્ત થાય છે. દીકરીની ચુંદડીએ સત્ય હશે, તો જમાઇનો વાંકો વાળ થવાનો નથી. દેવ કોપે ત્યારે મહલમસ્ત જેવા પણ પળમાં મૃત્યુમુખમાં આવી પડે છે. માટે એવી વ્યર્થ ચિન્તા કરવી જ નહિ. અન્ય સાથે પરણાવી દેવા વિચાર કરીએ, પણ જ્ઞાતિનો અપરાધ દેવાના અપરાધ કરતાં વધારે ભૂંડો અને કષ્ટદાયી છે. શું કરીએ ? જે થવાનું હશે તે થશે. વળી દીકરીને બે ત્રણ વર્ષ કુંવારી રાખતાં બહુ વિચાર કરવાનો છે. નિર્મળા જેવું હાડેતુ અને રૂપકડું છોકરૂં મોટી ઉંમરનું થઈ કુંવારૂં આપણા જેવા ગરીબના ઘરમાં ફરતું ફરે તો લોકો કંઇ કંઇ વાતો કરે. વિવાહયોગ્ય વયની કુંવારી કન્યા માને અગ્નિના ભડકા જેવી જણાય છે. જુવાન છોકરીને ઘરમાં રાખવી, એ સાપનો ભારો સાચવવા જેવું છે.રાત દિવસ એની પાછળ પાછળ ભમવાનું કયાંથી બને ? ન કરે નારાયણ અને કંઇ ન કરવાનું કરી બેસે તો કૂળને કલંક લાગે. રૂપવતી છોકરીપર હરકોઇ કુદૃષ્ટિ કરે. કોઇ નીચ વૃત્તિના પુરૂષો એ છોકરીને કુમાર્ગે ફસાવી દે તો પછી ન્યાતમાં, જાતમાં આપણે શું મોઢું દેખાડીએ ? વળી ધારો કે એવું કાંઇ ન બને, તો પણ કુંવારી છોકરી પિતૃગૃહે ઋતુમતી થાય તો તેના પિતાને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે. આ પ્રમાણે છોકરીનું સુખ શોધતાં અધર્મ અને અપયશનો ભય વધારે છે. માટે શ્રેયસ્કર માર્ગ એ જ કે છોકરીનું ભાગ્ય અજમાવવું. એના સૌભાગ્ય-બળે એ છોકરાને સારૂં થાય તો આપણે પણ એના પરમ આશીર્વાદ-ના ભાગી થશું. ”

સ્રીવર્ગમાં સામાન્ય થઇ પડેલા આવા વિચારો નિરાનંદની પત્નીના હૃદયમાં એવા તો રૂઢ થઇ ગયા હતા કે એ માતાને પુત્રીના

સૌભાગ્યનો અન્ય કશો માર્ગ સૂઝ્યો નહિ. એ સ્ત્રીના હૃદયમાં રૂઢિશાસ્ત્રનું સામ્રાજ્ય હતું. લોકાચારના ચીલે ચીલે ચાલ્યા જવા અન્ય સ્ત્રીઓ પેઠે એનું અસંસ્કારી સ્ત્રીહૃદય જન્મથી ટેવાયલું હતું. એ ચીલાને મૂકી અન્ય શ્રેયસ્કર માર્ગે જતાં એ સ્ત્રી હૃદય ડરતું, કંપતું, મહા વ્યથા અનુભવતું. પ્રત્યેક રાત્રે ઉપરોક્ત વચનો મુખમાંથી અતિ કરૂણ સ્વરમાં નીકળતાં; અને સાથે સાથે હૃદયદુઃખની વાર્તા કહેતાં અશ્રુઓ પણ સરી પડતાં.

પતિએ પુત્રીનું લગ્ન મુલ્તવી રાખવાનું સૂચન કર્યું ત્યારે એ રૂઢિવશ અંતરમાંથી આ વચનો નીકળ્યાં. એ વચનો કંઇ પુત્રીના હિતાહિતનો નિર્ણય કરનારાં ન હતાં. એ તો લોકાચારને અસ્ખલિતપણે અનુસરનાર રૂઢિપૂજક હૃદયની દલીલો હતી. પતિનો વિરોધ કાઢી નાંખવા રૂઢિના ઉપાસક અંતરમાં એ દલીલો સ્વયંભૂ ઉદ્ભવી હતી. રૂઢિ સામે યુદ્ધ કરવા સંસ્કારના અભાવે એ હૃદયમાં સહજ પણ ઇચ્છા ન સ્ફુરી. વ્યવહારિક વિષયમાં પુરૂષો પરાજય પામે છે અને સ્ત્રીની ઇચ્છા વિજયવંત નિવડે છે, એ નિયમાનુસાર બિચારા નિરાનંદને અંતે સ્ત્રીની ઇચ્છાને વશ થવું પડયું. હૃદયબળના અભાવે અને દારિદ્રના પ્રભાવે નિરાનંદના નિશ્ચયની દૃઢતા ધીમે ધીમે જર્જરીભૂત બની.

રાત્રિએ પતિપત્ની પુત્રીના લગ્ન વિષયની ચર્ચા કરતા. માતાના અંતરમાં ઘણી વેળા ઉગી આવતું કે, લગ્નથી પુત્રીનું સૌભાગ્ય પૂર્ણતા ભયમાં આવી પડશે. આ જ્ઞાનથી પુત્રીપરના મમત્વને લઇ તેના મનમાં અસહ્ય પરિતાપ થતો; હૃદયમાં તીવ્ર દુઃખ થતું. છતાં આશ્ચર્યની વાત છે કે, એ સ્ત્રી સત્વર લગ્ન કરી નાંખવાની હિમાયત કરી રહી. દૃઢ મનોબળ પ્રાપ્ત કરી અંતરમાં તીવ્ર દુઃખને સહન કરવા એ

અબળા તત્પર થઈ. પણ રૂઢિનો અનાદર કરવામાં જોઇતા હૃદય-બળની પ્રાપ્તિ માટે સહજ પણ પ્રવૃત્તિ કરવા તેને જરા યે ઇચ્છા ન થઈ. કેળવણી અને શુભ સંસ્કારનો અભાવ એ જ આવી હૃદય-સ્થિતિનું મૂળ છે.

## પ્રકરણ ૧૨ મું.

### અખંડ કૌમાર્યવ્રત કે વિશુદ્ધ વૈધવ્ય!

લગ્ન થયા બાદ તરતજ હીરાશંકરનું દર્દ વધી પડયું. બહાર ફરવા ફરવાનું અટકી પડયું. હવે તેને કેવળ પથારી વશ રહેવું પડયું. તેની તબીયત જોવા આવનાર લોકો "કોઇ સારા અનુભવી ડૉક્ટરની દવા ચાલુ કરો." "હવા ફેર માટે અન્ય સ્થળે લઇ જાવ." "એનો જીવ આનંદમાં રહે તેમ કરો." આવી આવી અનેક સૂચના કરતા. અનંગરાયે એ પર કશું લક્ષ આપ્યું નહિ. રોગગ્રસ્ત ભાઇની સંભાળ લેવામાં હવે તે પ્રથમ કરતાં વધારે બેદરકાર બન્યો.

અનંગરાયની પત્ની કમળા ઘણું ખરૂં આ માંદગીના બિછાના પાસે બેસી રહેતી. કોઇએ અનંગરાયને પૂછ્યું:—"તમે જાતે કેમ હીરાની સંભાળ લેતા નથી?" આ પ્રશ્નનો અનંગરાયે ઉત્તર આપ્યો:—"હીરાની વહુ આખો દિવસ પથારી પાસે બેઠી હોય, અને મારે ત્યાં બેસી રહેવું કે ઘડીએ ઘડીએ આવવું જવું, એ ઉચિત ન ગણાય."

આ બ્હાનું કેવળ બનાવટી હતું. તેના હૃદયમાં આવી મર્યાદા જાળવી રાખવાનો કશો ભાવ નહોતો.

અનંગરાયની ઉમ્મર પાંત્રીશ વર્ષની હતી. નાની વયમાં તેના પિતાએ તેનો વિવાહ કર્યો હતો. જુવાની પ્રાપ્ત થતાં સ્ત્રી તો એકાએક શરીરે વધી ગઇ. એવી ત્વરાથી અનંગરાયનો શારીરિક વિકાસ ન થયો. તેનાં વિકારી નેત્રોને આ સ્ત્રી હવે પ્રચંડદેહિની જણાઇ. સ્ત્રી સાધ્વી હતી, પણ અનંગરાયને સ્ત્રીનું પાતિવ્રત્ય જોઇતું ન હતું. પુષ્પસમ અંગકોમળતા અને શશિસમ વદન કાન્તિ માટે એનું વિલાસી મન હવે તલસી રહ્યું. વિલાસોત્કંઠાના સેવનથી ઇન્દ્રિયનિગ્રહ શિથિલ બન્યો. શ્રીમંતાઇએ ઇન્દ્રિયતૃપ્તિ સુલભ કરી. તૃપ્તિની અનુકૂળતાએ વિષયવૃત્તિ વિશેષ પ્રજ્વલિત થઇ. વિષયવૃત્તિ વધતી ગઈ તેમ તેમ શ્રીમંતાઇ ઘટી, પાપ પંકમાં ડૂબતી ગઇ. વિષયલુબ્ધ મન એ જાણી ન શક્યું.

દવા વાટવી, મિશ્ર કરવી, પિકદાની ધોવી વગેરે કાર્ય નિર્મળા કરતી. આ કાર્ય કરતી વેળા ઘૂમટો તાણી રાખવાનું કંઇ પ્રયોજન નહોતું. જે ઓરડામાં શીશીઓ, પડીકાં વગેરે દવાની સામગ્રી રહેતી તેની જોડેના ખંડમાં અનંગરાયે બેઠક રાખી હતી. એ ખંડની વચ્ચે જે ભીંત હતી, તેમાં એક નાની જાળી હતી. જ્યારે નિર્મળા દવાની શીશી લેવા કે મૂકવા આવે ત્યારે અનંગરાય છૂપી રીતે-નિરવપણે આ જાળીમાંથી જોતો. પણ દવા લાવવા લઈ જવાનું કાર્ય એક ક્ષણમાં પતી જતું, એ અનંગરાયનાં વિકારી ચક્ષુને જરા યે ન ગમતું.

એક દિવસ સવારમાં કબાટમાંથી અનંગરાયે દવાની શીશી લઇ સંતાડી દીધી. નિર્મળા દવા લેવા આવી. કબાટનાં સર્વ ખાનાં

ધીમે ધીમે ધ્યાનપૂર્વક તપાસ્યાં. ખંડના ચારે ખૂણે જોયું. બીજો કબાટ ઉઘાડી, તેના ખાને ખાને દૃષ્ટિ ફેરવી. શીશી ક્યાંય હાથ ન લાગી. ઓરડામાં ફરતી અભરાઈ હતી, તે જોવા તે સ્ટૂલપર ચડી. સ્ટૂલ ખસેડતી ખસેડતી આખી અભરાઇ જોઇ વળી. અંતે નિરાશ થઇ જેઠાણી પાસે ગઇ. અનંગરાયની મનોધારણા સફળ થઇ. આ બધો સમય અનંગરાયનાં નેત્રોને તે વિકસતી ગુલાબ કળીનાં દર્શનથી યથેચ્છ તૃપ્તિ મળી. પણ એ તૃપ્તિમાં ક્ષણિક ઇંદ્રિય સુખ હતું; અંતરની અનંત શાન્તિ ન હતી. નેત્રની આ પરિતૃપ્તિમાંથી અંતરની પરિતૃપ્તિનો જન્મ થયો. ગુલાબની સૌરભ લેવાની તીવ્ર જિજ્ઞાસાએ અનંગરાયના અંગે અંગે અનંગનો દાહ પ્રગટાવ્યો.

ઓરડામાં પગ મૂકતાં જ નિર્મળાને જેઠાણીનો ઠપકો મળ્યો:—
"કંઈ ભાન રાખો.દવાનો સમય થઈ ગયો છે. અત્યાર સુધી કયાં હતી !"
"હું એ દવાની શોધમાંજ હતી. ખંડમાં સર્વત્ર જોયું, પણ એ શીશી ક્યાંય હાથ ન લાગી." નિર્મળાએ નમ્ર ઉત્તર આપ્યો.

"આજકાલ તું બહુ ભૂલકણી થઇ ગઇ છે ! કયાંય મૂકી હશે, અને કયાંય શોધતી હોઇશ. કેમ ન જડે ! ચાલ જોઇએ." એમ કહી કમળા નિર્મળા સાથે પેલા ખંડમાં ગઇ.

અનંગરાયે તરત જ પેલી શીશી તેની મૂળ જગ્યાએ મૂકી દીધી. કબાટ ઉઘડતાં જ એ કમળાની દૃષ્ટિએ પડી. "શીશીતો મોં આગળ જ પડી છે. આંખો ઉઘાડી જુવે તો જડેને ?" કમળાએ ક્રોધયુક્ત વચન કાઢયું.

"ભાભીજી! મેં બધે કાળજીપૂર્વક જોયું હતું; પણ મને તો ક્યાંય ન જડી. હું ધારૂં છું કે કોઇ યમે એટલો સમય મારી દૃષ્ટિ હરી લીધી હશે." નિર્મળાએ નમ્ર ઉત્તર આપ્યો.

અનંગરાય પાસેના ખંડની જાળીમાંથી જોતો હતો તે આ સાંભળી મનમાં બોલ્યો:—"નિર્મળા! નયનામૃત નિર્મળા! તારી દૃષ્ટિ હરનાર કોણ! જો! તારા સૌંદર્યજાદુએ તો ઉલટી મારી દૃષ્ટિ બાંધી રાખી છે. તારી મોહક મુખકાન્તિ વડે મારૂં આખું અંગ ઝલાઈ ગયું છે. આ જાળી પાસેથી તે ખસી શકતું નથી."

દિવસે દિવસે હીરાશંકરનું શરીર ઘસાતું ગયું. કમળા દર્દાધીન દીયરની સુશ્રુષા સ્નેહ અને ખંતથી કરતી; માંદગીના બિછાના આગળ નિરંતર બેસી રહેતી. એક દિવસ કાર્યવશાત્ તેને બહાર જવું થયું. ખંડમાં અને આખા ગૃહમાં પથારીવશ પતિ સિવાય અન્ય કોઇ નહોતું, એ જોઇ નિર્મળા બેઠી હતી તે ઉભી થઇ પથારી પાસે ગઈ. નિ:શબ્દ ઉભી રહી. પથારીમાં એક નિદ્રાવશ પ્રાણમંદિર પડયું હતું. એ પ્રાણમંદિર કેવળ હાડપિંજર સમ હતું. અખિલ પિંજરમાં માસનો એક કણપણ દૃષ્ટિએ પડતો નહતો. પ્રત્યેક અસ્થિ ગળી ગળી છેક સળેખડાં જેવું બની ગયું હતું. દેહસમૃદ્ધિમાં રૂધિર રહિત કેવળ ફીકી કરમાયેલી ત્વચા હતી. આહા! કેવી દેહ વિકલતા! શી ગ્લાનિજનક સ્થિતિ!

નિર્મળા આ યમપાશમાં પડેલી પતિમૂર્તિ નિહાળતી ઉભી રહી. નેત્રો સજળ બન્યાં. છલકાઇ જતું જલબિન્દુ આકૃતિ ધારણ કરી ટપકવા લાગ્યું. કેટલાંક ઉષ્ણ જલબિન્દુ પતિની મૃત્યુશય્યા પર પડયાં. એ બિન્દુ પ્રવાહને ખાળવા, નિર્મળાએ કરદ્રય ઉંચક્યા. એ ક્રિયામાં તેનાં સૌભાગ્યકંકણનો રણકો થયો. એ સ્વરે નિદ્રાધીન પતિના કર્ણમાં પેસી પતિને જાગૃત કર્યો. પતિએ નેત્ર ઉઘાડી નિર્મળા પ્રતિ દૃષ્ટિ કરી. તેની આંખ અશ્રુપૂર્ણ જોઈ, પતિનાં ચક્ષુ

જળે ભરાયાં. પતિએ બોલવા પ્રયત્ન કર્યોઃ—" તું મને શા માટે પરણી ? "

નિર્મળાએ આસુ લૂછતાં ઉત્તર આપ્યોઃ—" મ્હારા સૌભાગ્ય-બળે તમારૂં આયુષ્ય ટકાવી રાખવા. "

" પણ જો ! હું તો આયુષ્યના સીમાડે આવી પહોંચ્યો. " એમ કહી હીરાશંકર શુષ્ક અને ક્ષીણ કરે પોતાનાં આંસુ લૂછવા લાગ્યો. " હું બાળવીને તમારાં આંસુ લૂછીશ, મને એટલી સેવા કરવા દો. " એમ કહી નિર્મળાએ પોતાનો કર પતિના નેત્ર ભણી લંબાવ્યો. એ કર હજુ તો નેત્ર ભણી જતો હતો, એટલામાં હીરાશંકર પોતાનામાં રહેલા સકળ જોમથી બોલી ઉઠયોઃ—" રહેવા દો! રહેવા દો ! નિર્મળા એ પરિશ્રમ રહેવા દો ! પુરૂષનો સ્પર્શ કરી તમારા પવિત્ર દેહને કલુષિત ન કરો. નિર્મળા ! હું કહું તે સાંભળોઃ—

" તમે વિવાહ યોગ્ય થયાં ત્યારે પહેલાં મારા દેહમાં રોગ પ્રવેશ કરી ચૂકયો હતો. હું શક્તિહીન બન્યો હતો. લગ્ન કરવાની મારી જરા યે ઇચ્છા નહતી. મારૂં આયુષ્ય અનિશ્ચિત હતું. યૌવનસુખ ભોગવવા હું અસમર્થ હતો. મારે પત્નીનું શું પ્રયોજન ? છતાં આપણું લગ્ન થયું. લગ્ન ન થયું હોત તો મારા મરણથી કોઇને દુઃખ ન હતું. હું નિઃસ્પૃહ હતો. મૃત્યુની પેલી પાર હું સુખ, પરમ શાન્તિ, અને સંતોષથી વિચરત. મેં તમારૂં કરગ્રહણ કર્યું, તો આજ મારાં અને તમારાં નેત્રમાંથી અશ્રુ સરવાનો દુઃખદ પ્રસંગ આવ્યો; મારી મૃત્યુની ચિર શાન્તિનો ભંગ થયો."

નિર્મળા સંતપ્ત હૃદયથી ધૈર્ય ધરી બોલીઃ—" તમારી શાન્તિનો ભંગ થવા ન દો. મારા વિષે નિશ્ચિંત રહો. મારા ભાગ્યમાં વૈધવ્ય લખ્યું હશે, તો તે કેમ મિથ્યા થાય ? "

" નિર્મળા ! આપણા સંબંધથી અજ્ઞાત મનુષ્યો મારા મૃત્યુ પછી તમને વિધવા ધારશે. પણ તમે તો અખંડ બ્રહ્મચારિણી રહેવાનાં, તમારો આત્મા નૈષ્ઠિક બ્રહ્મચર્યના દિવ્ય તેજથી શોભવાનો. જુઓ, લગ્ન પહેલાં કે પછી સ્નેહથી છલકાતા હૃદયે પરસ્પર મળવાનો કે પ્રેમભરી દૃષ્ટિએ એક બીજાને નિહાળવાનો અવસર આપણને કદી મળ્યો નથી. હું ધારૂં છું કે મારા જેવા યમમુખમાં જઇ પડેલા પુરૂષ સાથે વિવાહ કરવા તમારી જરા યે ઇચ્છા નહિ હોય. લગ્ન સમયે તમારા અંતરમાં અણુ માત્ર ઉલ્લાસ નહિ હોય. મંડપ નીચે પુરોહિતે આપણા હસ્ત લઇ કરસંપુટ કર્યો, ત્યારે બે ઉત્સાહહીન જડ સમ કાષ્ટનાં પુતળાંનો સંયોગ થયો હોય એવી લાગણી તમે અંતરમાં અનુભવી હશે. કહો, આમાં અંતરાર્પણ ક્યાં છે? જ્યાં દેહલગ્ન પણ યથાર્થ નથી, ત્યાં હૃદયલગ્નની તો વાત જ શી? નિર્મળા! તમારી માએ તમારા દેહને વૈધવ્યની લોહશ્રૃંખલા પહેરાવી; મેં તમારા કંઠમાં અખંડ બ્રહ્મચર્યની દિવ્ય ઝગઝગતી રત્નમાળા આરોપી. નિર્મળા! જુઓ! મંડપ નીચે ઉદાસીન મનથી શિથિલ કરસ્પર્શ થયા પછી, મેં તમારા દેહને કદી સ્પર્શ કર્યો નથી, કરવા દીધો નથી. આજ મૃત્યુ મારા બિછાના પાસે આવી ખડું થયું છે, તે સમયે મારાં અશ્રુ લ્હોવાના મિષે તમને મારા દેહનો ક્ષણ માત્ર પણ સ્પર્શ કરવા દઉં તો, પતિપત્નીની ભાવના અલ્પાંશે પણ પોષાય, અને સ્વલ્પાંશે પણ વૈધવ્યનો દોષ તમને લાગુ પડે. લગ્ન પછી એક વર્ષ થયાં તમે અતિ ઉદ્વિગ્ન મનથી પરિચારિકાનું કાર્ય કરો છો. તેમાં પણ દર્દીના દેહનો સ્પર્શ કરવાનો પરિચારિકાને પ્રસંગ મળે છે. તે લાભ ભોગવવાનો અવકાશ મેં તમને મળવા દીધો નથી. નિર્મળા! આ તમારૂં અનુપમ બ્રહ્મચર્યધન અખંડ

જળવાઇ રહે, એ મારો અંતિમ અભિલાષ છે. નૈષ્ટિક બ્રહ્મચર્ય ! આહા ! કેવું અપૂર્વ વ્રત ! કેવી દિવ્ય ભાવના ! કેવું વિશુદ્ધ જીવન ! ”

હીરાશંકરના આ અંતરોદ્‍ગારનો નિર્મળાએ ઉત્તર આપ્યોઃ– “ એ ધન સાચવી રાખવા પરમાત્મા મને દિવ્ય હૃદયબળ આપશે. તમે નિર્ભય રહો. ”

“ નિર્મળા ! મારા દેહાવસાન પછી ધારો તો તમે ફરી પરણી શકો, અને શાસ્ત્ર દૃષ્ટિએ તમારૂં એ લગ્ન પુનર્લગ્ન ન જ કહેવાય. પણ આપણી જ્ઞાતિ અને તમારૂં કુટુમ્બ એમ થવા નહિ દે. તેઓ તો એમજ સમજે છે કે બાળક અને બાળકી સાથે બેઠાં હોય ત્યાં પુરોહિત આવી મંત્ર બબડી જાય, એટલે તેઓનું લગ્ન થઇ ચૂક્યું. ”

“ લગ્ન સુખની મને તો જરા યે લાલસા નથી. અખંડ બ્રહ્મચર્ય એજ મારો જીવન અભિલાષ છે. હું તો ઇન્દ્રિયની પુનિતતા વાંચ્છું છું. ઇન્દ્રિય વિલાસનો વિચાર પણ મને વિષસમ દુઃખકર થઇ પડે છે. ”

“ નિર્મળા ! તમારા આવા ઉદાત્ત વિચાર જોઇ મને પરમાનંદ પ્રાપ્ત થાય છે. હું તમને એક ગુપ્ત વાત કહું છું તે સાંભળો. આ ગૃહમાં રહી તમે ઇન્દ્રિય સંયમ સાચવી નહિ શકો. અનંગરાય દુરાત્મા છે. તેનાથી સાવચેત રહેવા હું તમને સૂચના આપું છું. એ દુરાત્મા વિશુદ્ધતાનો વૈરી છે. એ તમારા સૌભાગ્યનો શત્રુ બન્યો છે. હવે તમારા શીલનો શત્રુ બનવા તેનો અધમ અભિલાષ છે. ”

“ ત્યારે મારે ક્યાં રહેવું ? ક્યો માર્ગ લેવો ? ” નિર્મળાએ જીજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો.

“ મારા દેહોત્સર્ગ પછી અત્રેથી તરત જ ચાલ્યા જવું. કોઇ

સુવ્યવસ્થિત વિધવાશ્રમ કે વનિતાશ્રમમાં જઇ રહેવું. ત્યાં અમુક વર્ષ રહી સુવિધા સંપાદન કરવી. જ્ઞાનપ્રાપ્તિ વડે તમારા આત્મામાં કંઈ અપૂર્વ બળ આવશે. આત્મબળ વડે સજ્જ થઈ ગુજરાતના પ્રત્યેક શહેરમાં યાત્રા કરવા નીકળી પડવું. જાતે દુર્બળ, પરાધીન અને સંકુચિત મનની હોઇ, પુરૂષના સ્વતંત્ર અને પ્રગતિશીલ વિચારોને અટકાવતી, અજ્ઞાન અને રૂઢિના બંધનમાં જાતે પીલાઇ આખા સમાજને એ બંધનમાં કચરતી તમારી માના જેવી મહિલાઓ ગુજરાતમાં ગૃહે ગૃહે ઉભરાય છે. આ ભગિનીઓનાં મન જ્ઞાનપ્રકાશથી ઉજાળવાં. તેમનાં અંતરમાં સદુપદેશામૃત સિંચી સિંચી ભરવું, તેમનાં હૃદયમાં દિવ્ય મનોબળ રેડવું, પ્રમદાનું પ્રાચીન ગૌરવ તે...મ...ના આ...ત...મા...માં......ના..." હીરાશંકર અશક્તિને લઇ અટકી પડયો. નિર્મળાએ ગદ્ગદ કંઠે કહ્યું:—" આપ પરિશ્રમ ન લ્યો. આપનો કંઠ સુકાય છે. હું તમારો જીવન સંદેશ અંતરમાં ઉતારીશ. તેને અક્ષરે અક્ષર અનુસરીશ. આપ મારા વિષે નિશ્ચિંત રહો."

દર્દીને શક્તિ ઉપરાંત પરિશ્રમ પડયો, તે નેત્ર ઢાળીને સૂઈ ગયો. તેના દેહપર એક વસ્ત્ર ઢાંકયું હતું, છતાં દેહની સ્થિતિ છૂપી રહે તેમ નહોતું. જોનારને જણાઇ આવતું કે પથારીમાં એક અસ્થિ-પિંજર પડયું છે. એ પિંજરમાં દિન પ્રતિ દિન ઝાંખો થતો આત્મ પ્રદીપ હવે ટૂંક સમયમાં બુઝાઇ જવાની તૈયારીમાં છે.

---

# પ્રકરણ ૧૩ મું.

## કામાર્ત અનંગની અધિકાધિક અધમતા.

નિર્મળા વૈધવ્ય દશામાં આવી પડી. તેની મા કલ્પાંત કરવા લાગી. નિરાનંદે પત્નીને કહ્યું:–" લે, આ તારા મમતનું અનિષ્ટ ફળ!" માએ માન્યું કે; " દીકરીનાં દુર્ભાગ્યનો દોષ મારા શિર છે. મેંજ દેખી પેખી દીકરીને વૈધવ્યના ઊંડા કષ્ટ કૂપમાં ઉતારી છે." પોતાના અપરાધને લઈ તેને વધારે શોચ થવા લાગ્યો. તેના અંતરમાં દુઃખાગ્નિ સળગવા લાગ્યો. ખાવા પર રૂચી ન રહી. પોષણના અભાવે તેની દેહલતા કરમાઇ. દુઃખના અસહ્ય ભાર નીચે એ શુષ્ક દેહયષ્ટિ ગળી ગઇ; મૃત્યુ મુખમાં જઇ પડી.

સ્ત્રીનું પડલું વેચી નિરાનંદે દીકરીના વિવાહનું ખર્ચ કાઢ્યું હતું. પત્ની પાછળ કારજ નિમિત્ત જ્ઞાતિભોજન કરવા તેની જરા યે શક્તિ ન હતી. આવક ઉદરપૂરતી પણ નહિ, અને પુંજીમાં ખોટી બદામ પણ ન મળે. વળી, દીકરીના વૈધવ્યના તાજા શોકમય પ્રસંગમાં ઘર વેચી કંઇ પણ કરવા તેની જરા યે ઇચ્છા નહતી. નિરાનંદ તો ગુપચુપ બેસી રહ્યો. પણ જ્ઞાતિલા એ વાત ચૂપચાપ ચલાવી લે તેમ નહોતું. નિરાનંદ કંઇક કરશે એવી આશામાં ત્રયોદશીપર્યંત તેઓએ મૌન્ય સેવન કર્યું. તે અવધિ વીતી જતાં જ્ઞાતિલાની અધીરાઇ વધી પડી. નિરાનંદની ઘેર ઘેર નિન્દા થવા લાગી. " કેવો નાસ્તિક! બૈરીની પાછળ બે બ્રાહ્મણે પણ ન જમાડયા! કેવો નિર્લજ્જ! અત્યાર સુધી બીજાને ત્યાં ગળચ્યું. હવે પોતાને ત્યાં પ્રસંગ

આવ્યો એટલે સૂર્યોપસ્થાન કરી બેઠો. એને નાકનો ખપ જ ક્યાં છે?"

કેટલાક ઉદરપિશાચ મોદકપ્રિય વિપ્રો તો છચોક બોલવા લાગ્યાઃ–" શું છે તે ન જમાડે? શું કંઈ દયાદાન કરે છે? વરો નહિ કરે તો જોઇશું કે બીજાને ત્યાં કેમ ભાણું મંડે છે?" જ્ઞાતિ-લાનું આ હક્કપત્રક હતું. નિરાનંદ જ્ઞાતિમાં જમવા જતો, એટલે તેના શિર જ્ઞાતિનું ઋણ ચડી ચૂક્યું હતું. આ ઋણ અદા કરી તેણે જ્ઞાતિની પ્રસન્નતા મેળવવી જોઇએ. નિરાનંદ તેમ નહિ કરે તો તે જ્ઞાતિવ્યવહારથી ભ્રષ્ટ થશે. આમાં આશ્ચર્ય જેવું કશું નથી. જ્ઞાતિ એટલે શું? " લગ્ન વ્યવહારનું ક્ષેત્ર " " જમવું અને જમાડવું " એ વ્યવહારથી સંકળાયેલું મંડળ." જે જ્ઞાતિના અગ્રેસરો પ્રગતિ પ્રતિ કેવળ ઉપેક્ષા કરી રહ્યા છે, તે જ્ઞાતિમાં " જમવું અને જમાડવું " એ સિવાય જ્ઞાતિના અસ્તિત્વનો કયો વિશિષ્ટ ઉમદા ઉદ્દેશ હોઇ શકે?

વૈધવ્ય પ્રાપ્ત થતાં જ નિર્મળાએ પોતાની અંતરેચ્છા મા આગળ પ્રદર્શિત કરી:–" મારે અંહિ રહેવું નથી. મને કોઇ વિધવા-શ્રમમાં મોકલ." માએ સંતપ્ત હૃદયથી મનમાં શંકા કરી–" દીકરી અત્યારથી જ નાસભાગનો વિચાર કરે છે, એ પાછળથી કોણ જાણે શું કરશે?" તેણે દુઃખાર્ત સ્વરથી વ્યક્તપણે કહ્યું:–" દીકરી! પડ્યું દુઃખ વેઠ્યા વિના અન્ય માર્ગ નથી. એક વર્ષ સુધી તો તારે ઉંબર બહાર પગ ન મૂકાય. બેટા! એવા આશ્રમ બાશ્રમમાં તો કોઇ લાજ હીન રખડતી સ્ત્રીઓ જાય. આપણા જેવા આબરૂવાળાનું એ કામ નહિ. દીકરી! હવે તો મન મારીને રહીશ તો જ રહેવાશે. દુરાચારી સ્ત્રીઓના સંગે કદીયે ભૂલે ચૂકે પણ ન ચડવું. કોઇના ભમાવ્યા ન ભમવું." 'દીકરી મારે પેટ પડી તે આમ દુઃખી થવા!' એવો મનમાં વિલાપ કરતી તે ધુસકે ધુસકે રડવા

લાગી. આશ્વાસન આપતી મા તો થોડા દિન પછી પરલોક સંચરી. બિચારી નિર્દોષ નિર્મળા! વિધવાશ્રમની વાત હવે એ દુઃખી બાળા કોની આગળ ઉચ્ચારે!

આજે કમળા કાર્ય પ્રસંગે બહાર ગઇ હતી. નિર્મળા રસોડામાં રસોઇ કરે છે આ તક જોઈ, ઓસરીમાં પડતી રસોડાની એક જાળી પાસે પગરવ કર્યા વિના અનંગરાય આવી ઉભો. નિર્મળા તો પાક નિષ્પત્તિના કાર્યમાં તલ્લીન બની છે. તેનું વિકસિત સુંદર અંગ જોઈ અનંગરાય વિહ્વલ બન્યો. બિચારી નિર્મળા! એ કોમળ ફુલડાને શી ખબર કે બહાર એક વિલાસી ભ્રમર સરાગ દષ્ટિએ પોતા ભણી જોઇ રહ્યો છે! એક ક્રૂર કામાંધ નરવ્યાઘ્ર પોતાના શીલમૃગ પર કૂદી પડી. તેને ચીંખી નાંખવા તલપી રહ્યો છે! અનંગરાયના અખિલ દેહમાં કામવિકાર પ્રસરી ગયો તેનાં અંગ સંતપ્ત બન્યાં. રોમાંચ ખડાં થયાં. શરીરમાં ધ્રુજણી ચાલી. “ બસ, જઇને બાઝું, અને એ રસકળી ચૂસી લઉં.” કામના આવેશમાં આવો અધમ નિશ્ચય આખા અંગમાં ફરી વળ્યો. કૂદી પડવા મન આતૂર બન્યું. પણ પગ સ્થંભી રહ્યા; ગતિશૂન્ય બન્યા. આથી ઉદ્દભવેલા કામવિકારની દુઃસહ્યતા કંઇક અંશે શમી. તેને વિચાર આવ્યોઃ–“ બાઝું અને કદી તે બૂમ પાડે, રોવા લાગે તો ?” વળી તે મનને ઠપકો દેવા લાગ્યોઃ– “ આટલી બધી અધીરાઇની શી જરૂર ? હવે એ ક્યાં નાસી જવાની છે ? એ સૌંદર્યકળીનો મધુરસ પીવાનું તો વિધિએ મારા જ ભાગ્યમાં લખ્યું છે. તેથી જ હીરાને યમબલિ બનાવી વિધિએ મારા મનોરથ સિદ્ધિના માર્ગનું એક વિઘ્ન તો દૂર કર્યું. હજુ યે બીજું એક વિઘ્ન માર્ગમાં ઉભું છે. શું કમળા મને આ કાર્યમાં અનુકૂળ થાય ? નહિ થાય તો એનું પણ જોયું જશે. મારો માર્ગ

હું નિષ્કંટક કરીશ.” મનમાં આ સંકલ્પમાળા પૂરી ન થઈ ત્યાં તો ઝડપથી કુમળા ઘરમાં દાખલ થઇ. તેણે અનંગરાયને રસોડાની જાળી પાસેથી ત્વરાથી ચાલી જતાં જોયો. મનમાં ધાર્યું કે એ જલ પીવા આવ્યા હશે. વળી સંદેહ થયોઃ–“ નક્કી નિર્મળાએ તેનું મન હરી લીધું હશે, અને એમને આંહિ ઉભા રાખી એ પતિતા કંઇ કંઇ વાત કરતી હશે. ” વળી અન્ય વિચાર સ્ફૂર્યોઃ–“ નહિ. એમ તો નહિ હોય. એ પોતે જ પાપી મનના છે. પાપપંકમાં સ્વયં લપસી પડે એવા છે. પોતે જ એ નિર્દોષ નિર્મળાને પાપકૂપમાં ઉતારવા પ્રયાસ કરતા હશે. ” મનમાં થયું કે એ વિષયાભિલાષી પાપના પૂતળાને બે વચન કહું:–“ વહુ રાંધતી હોય અને તમે જાળીમાંથી જોયા કરો એ કેવી વાત! કેવો માનસિક ઉત્પાત! મન આટલું યે હાથમાં ન રહે! ”

કૃત્રિમ ક્રોધ ધારણ કરી ધૂર્તપણે અનંગરાયે ઉત્તર આપ્યોઃ– “ સ્ત્રીઓ તો શંકાની સાક્ષાત્ મૂર્તિઓ હોય છે. હું તો જલપાનાર્થે ત્યાં ઉભો હતો, એમાં સંદેહને સ્થાન જ ક્યાં છે? આ સમય હું મૌન રહું છું. પણ હું તમને સૂચના આપું છું કે હવે ફરી મારા કોઈ પણ કાર્ય પરત્વે મિથ્યા દોષારોપણ કરશો તો હું એ ચલાવી નહિ લઉં. જ્યાં ત્યાં દોષદૃષ્ટિથી જોવાવાળી આવી ઇર્ષ્યાવાળી, સંદિગ્ધ મનની સ્ત્રી મારા ઘરમાં ન જોઇએ. ”

આ વચન સાંભળી કુમળા તો ગભરાઈ. હિંમત કરી પતિને ઠપકો દેવા ગઈ હતી, પણ હવે તેનું હૃદય પાછું હઠયું; અંતરમાં પસ્તાઇ; મૌન ધરી, નીચું વદન કરી પતિના ખંડમાંથી પાછી ફરી. પાછા ફરતાં પાપાવિષ્ટ પતિની મુખમુદ્રાપર ઝીણી દૃષ્ટિ ફેંકી ચિકિત્સા કરી તો જણાયું કે, ‘ અનંગરાયના અંતરમાં અધમતા રમી રહી

છે. મુખપર પાપપૂર્ણ ધૂર્તહાસ્ય ફરકી રહ્યું છે.”

પરદારા ગમનના બે માર્ગ છે. પ્રથમ:–પર સ્ત્રીપર એકાએક તૂટી પડી એના શીલની લૂંટ ચલાવવી. દ્વિતીય માર્ગ:–ચિત્તને મુગ્ધ કરી, યુવતીના શીલની ખરીદી કરવી.

અનંગના ઉન્માદને વશ થયેલા, કામવૃત્તિનું પરિસેવન કરનારા શિથિલ મનના અનેક ઇન્દ્રિય ગુલામ આ દ્વિતીય માર્ગ ગ્રહણ કરે છે. જ્યાં ઇન્દ્રિય દમન રંચમાત્ર નથી, જ્યાં કોઇ સુંદરી દષ્ટિએ પડતાં જ કામાગ્નિની જ્વાળા અખિલ દેહમાં વ્યાપી તીવ્ર અને દુ:સહ્ય બને છે, ત્યાં કોઇ વેળા પ્રથમ ભાગનું અનુસરણ થાય છે. પણ આવા પરસ્ત્રીના શીલપર આક્રમણ કરનારામાં અજ્ઞાન, અધમતા, ધૃષ્ટતા, પિશાચવૃત્તિ અને પાશવવૃત્તિ અતિ પ્રમાણમાં જોઇએ. તોપણ દ્વિતીય માર્ગનું નિરંતર નિરંકુશ સેવન કરતાં કરતાં સ્વાભાવિક રીતે કામાર્થીજનો શીલ આક્રમણની અધમ કોટિમાં સ્વાભાવિક રીતે આવી જાય છે.

અનંગરાય ઇન્દ્રિય વિહ્વલતાને વશ બની શીલભ્રષ્ટ થયો. પણ તેણે અદ્યપિ આક્રમણની રીતિનો અંગિકાર કર્યો નહોતો. એ તો શીલનું ક્રય મૂલ્ય પ્રથમથી જ ઠરાવી પરસ્ત્રીનો સંસર્ગ શોધતો. આજ નિર્મળાને જોઇ તેના હૃદયમાં કામવૃત્તિ અતિ જોરથી ઉછળી રહી:–“ આહા! એ અણચૂંટી કુસુમકળીનું રસપાન કરતાં બસ! કેવું સુખ, કેવો આનંદ મળશે!” એ વિચારથી નિર્મળા પ્રતિ તેની ચિત્ત વૃત્તિ દિન પ્રતિ દિન અધિક અને અધિક પ્રબળ બની. નિર્મળાનો સૌંદર્યવિકાસ, યૌવનવિકાસ તેના જીગરને ભેદવા લાગ્યો. કામનો ઉત્પાત અસહ્ય પીડાનો ઉત્પાદક બન્યો. પણ નિર્મળાને હાથ કેમ કરવી? એ જ પ્રશ્ન તેના મનને મુંઝવતો હતો.

કોઇ સ્ત્રીદલાલથી મારા એ મનોરથ સિદ્ધ થઇ શકે તેવો સંભવ નહોતો. અંતે અનંગરાયે એક અધમ નિશ્ચય કર્યો.

વૈધવ્ય પ્રાપ્ત થયું ત્યારથી નિર્મળા કમળાની જોડે નીચેના એક ખંડમાં સુતી હતી. આજ રાત્રિનો એક વાગ્યો છે. નિર્મળા અને કમળા ભર નિંદ્રામાં સ્વસ્થ પણ બેભાન સ્થિતિમાં પડયાં છે. અનંગરાય પથારીમાં જાગૃત થયો. તત્ક્ષણ યૌવનરસથી સીંચેલા સુંદર અંગોવાળી નિર્મળાની મૂર્તિ ચક્ષુ સમીપ ખડી થઇ. અંગમાં અનંગજ્વર પ્રદીપ્ત થયો. નિરાશવૃત્તિથી તે મનમાં બોલ્યો:–"ઘણો પ્રયાસ કર્યો, ઘણી યે લાલચ આપી, છતાં નિર્મળાને અનંગાભિમુખ કરવાનું કાર્ય કોઇએ માથે ન લીધું." વળી થોડી પળે અન્ય વિચાર આવ્યો:–"પારકી આશ સદા નિરાશ." એ શબ્દો બોલતાં જ તે પથારીમાં સફાળો બેઠો થયો. કંઇક વિચાર મનમાંથી વિદ્યુદ્વેગે પસાર થઈ ગયા. હવે શું કરવું, તે સંબંધી તર્કવિતર્કની જાળમાં પડયો. તર્કવિતર્કના અંતે એવા સિદ્ધાંતપર તે આવ્યો કે:—"આ કાર્યમાં આત્મબળ વિના સર્વ અન્ય અવલંબન નિષ્ફળ છે. આખરે આત્મબળ અવશ્ય વાપરવું." એવો નિશ્ચય કરી પથારીમાંથી ઉભો થઇ દાદર પાસે આવ્યો. શુભવૃત્તિ હૃદયમાં પ્રગટી; અને એ વૃત્તિના બળે તેના પગ સ્થંભી રહ્યા. થોડી પળ તે ક્રિયાહીન ત્યાંજ ઉભો રહ્યો. "અરે! નિર્મળા આ નીચે જ સુતી છે. આહા! મારી એ પ્રિય વસ્તુની પ્રાપ્તિ આ સમય કેવી સુલભ છે?" મનમાં આ વિચાર ઉદ્ભવ્યો અને દુષ્ટવૃત્તિનું પ્રાબલ્ય વધ્યું. 'હું કોનાથી ડરૂં છું? નિર્મળા તો એક અબળા છે. એ મને શું કરવાની હતી?' એમ ધારી તે એક પગથીયું નીચે ઉતર્યો. વળી શામાટે અટકી ગયો? તેના મનમાં સંદેહ થયો. "સહોદરની સ્ત્રીનો સ્પર્શ કરવામાં પાપ

કૃત્ય તો નથી ?” દુષ્ટ વૃત્તિએ ઉત્તર આપ્યો. “ ના. જે સ્ત્રીનું લગ્ન મારા સહોદર સાથે થયું, તેનું લગ્ન મારે જરૂર હોત તો મારી સાથે પણ થઈ શકત. મારે એ સ્ત્રી ભોગ્ય છે. જેની સાથે લગ્ન કરવામાં કશો બાધ નથી, તેને ભોગયોગ્ય ગણવામાં પાપ નથી.”

આ પ્રમાણે મનનું સમાધાન થતાં તે પગરવ કર્યા વિના સર્વ પગથીયાં ઉતરી ગયો. ઉન્હાળાની ઉષ્ણતાને લઇ શયનખંડના દ્વાર કમળાએ ખુલ્લાં રાખ્યાં હતાં. આ જોઇ અનંગરાયનું મન પ્રફુલ્લિત થયું. “ વાહ ! કેવી વિધિની અનુકૂળતા ! નક્કી આજે નિર્મળાના યૌવનરસનો આસ્વાદ મારા ભાગ્યમાં લખાયો છે.”

દ્વારમાં પ્રવેશ કરતાં તેના મનમાં ભય જાગ્યો. “ સ્પર્શ થતાં જ નિર્મળા છંછેડાયેલી સિંહણ પેઠે રખેને વૂરકી ઉઠશે તો ?” દુષ્ટ મને એવું પણ નિવારણ કર્યું. નિર્મળાના પ્રત્યેક વિકસિત અંગમાં અનંગ નૃત્ય કરી રહ્યો છે. પુરૂષનો સ્પર્શ થતાં જ તેને કંઇ એવું અનનુભૂત વિલાસ સુખ મળશે કે તેનું અંતર આનંદથી પરિતૃપ્ત થશે. મનમાં મને આશીર્વાદ દેશે. આવા પ્રસંગનો તે પ્રતિદિન અભિલાષ કરશે.”

શયનખંડ ગાઢ તિમિરથી વ્યાપ્ત હતો. એક બાજુ કમળા સુતી હતી બીજી બાજુ નિર્મળા ભૂમિપર પથારીમાં પડી હતી. તેણે શરીરે કંઇક ઓઢેલું હતું, છતાં તેનાં મુખ અને પગની પાની વસ્ત્રથી અનાચ્છાદિત હતાં. અનંગરાયે ખંડમાં પ્રવેશ કર્યો. સાવચેતીથી પગલાં ભરતો તે ધીમે ધીમે આગળ વધ્યો. પોતાના પગને પથારીનો સ્પર્શ થતાં જ તે નીચે બેસી ગયો. પથારીનો આ છેડો હતો. અંહિ નિર્મળાના પગ હતા.

અનંગરાયે પોતાના એક કરથી જાળવીને નિર્મળાના પગને

સ્પર્શ કર્યો. પોતાનું આખું શરીર રોમાંચિત થયું. કામાગ્નિ પ્રજ્વલિત બન્યો. સ્પર્શ થતાં નિર્મળાનો પગ સહજ હાલ્યો, પણ તરત જ નિષ્ક્રિય બન્યો. અનંગરાયે બીજી વાર સ્પર્શ કર્યો. પગ સહજ વધારે હાલ્યો; પણ નિર્મળા ઉઠી નહિ કે બોલી નહિ. આ જોઇ અનંગરાય મનમાં ખુશી થયો. "મારૂં જ મન ડરતું હતું. નક્કી નિર્મળા તો જાગે છે. મારો સ્પર્શ તેને સુખજન્ય લાગે છે તેથી જ તે કંઇ બોલતી નથી."

વળી તે મનમાં બોલ્યોઃ—"નૈસર્ગિક રીતે જ સ્ત્રીઓનું મન વિલાસ સુખનું આતુર હોય છે. નિર્મળા! તારામાં આવી આતુરતા હશે. યથેચ્છ સુખ વિહારથી તારી આ આતુરતા શાન્ત થશે, તને વિલાસ તૃપ્તિ પ્રાપ્ત થશે. તું મનમાં જરા યે સંદેહ કે જૂઠાપણું રાખીશ નહિ. જો આપણે કેવી અનુકૂળતા છે! પ્રતિ રાત્રિ જ્યારે ક્રમળા ભર ઉંઘમાં ઘોરતી હોય ત્યારે તું મારી પાસે અવશ્ય અભિસરણ કરતી રહેજે. હું તારા સર્વ મનોરથ સફળ કરીશ."

કેવળ પાદસ્પર્શથી અનંગરાયને સંતોષ ન થયો. તે હાથથી તપાસતો તપાસતો પથારીના શિરો ભાગ લગી ગયો. નિર્મળા ચત્તી સુતી હતી. ઝટ લઇને અનંગરાયે નિર્મળાના વસ્ત્રાચ્છાદિત સ્તનપર પોતાનો હાથ શિથિલપણે મૂકયો. આ સમય નિર્મળાના આત્મપ્રદેશમાં એક સ્વપ્નનો ઉદય થયો. "જાણે પોતાના ઉર પ્રદેશપર ચડી બેસવા કોઇ બદમાશ યત્ન કરી રહ્યો છે."

પળ બે પળ પછી આ સ્તનપર રહેલા હાથને અનંગરાયે જોર આપ્યું. નિર્મળાએ, તે હરામીને ભૂમિપર પાડી દેવા પ્રયાસ કરતી હોય તેમ નિદ્રામાં પાસું ફેરવ્યું. આથી અનંગરાય આનંદમાં આવી મનમાં બોલી ઉઠયોઃ—"નિર્મળા જાગે છે. મારા સ્પર્શમાં

એની સંમતિ છે. મૌન રહી એ મારા સ્પર્શનું સુખ કેવું અનુભવે છે?" આવા અનુમાનથી તેનું મન વિશેષ ઉત્તેજિત બન્યું. કામતૃપ્તિમાં થતો કાળવિલંબ હવે તેના ઉરને સાલવા લાગ્યો. નિર્મળાને બેઠી કરી મેડીઉપર લઇ જવા હવે તેણે નિશ્ચય કર્યો.

અનંગરાયે હવે નિર્મળાનો એક કર હાથમાં લીધો, અને મૃદુ બળથી તે પુનઃ પુનઃ ખેંચી નિર્મળાને બેઠી કરવાની પ્રવૃત્તિમાં પડયો. નિર્મળા બેઠી ન થઇ. કયમ થાય? તે શુદ્ધિમાં ન હતી. આ અધમ પ્રવૃત્તિમાં તેની સંમતિ ન હતી. અનંગરાયે કર ખેંચવામાં વિશેષ બળનો ઉપયોગ કર્યો. અંગમાં આંચકા લાગવાથી નિર્મળાની નિદ્રા ઉડી જવા લાગી. એક વિશેષ આંચકો લાગ્યો અને તે સફાળી બેઠી થઇ. અર્ધ બેશુદ્ધ સ્થિતિમાં તેણે બૂમ મારીઃ— "પકડો...કોઇ...પ...ક...ડો, એ ન રાધમ...નરપિશાચને...એ હરામી મારી મોહનમાળા લૂંટી જાય છે. પકડો..." એમ બોલતી તેણે અનંગરાયનો હાથ જોરથી દાબી રાખ્યો. અનંગરાયને આ કર મર્દનમાં અતિ આનંદ પડયો. તે નિર્ભય હોત તો આ સ્થિતિ તે લાંબો કાળ ચાલવા દેત. પણ તેને ભય હતો કે નિર્મળા બૂમાબૂમ પાડી કમળાને જગાડશે અને મારૂં કૃત્ય ઉઘાડું થઇ જશે."

સંપૂર્ણ શુદ્ધિમાં આવતાં નિર્મળાએ કમળાને બૂમ મારી "ભાભીજી! જાગો! ઉઠો! ચોર છે! મેં તેને પકડી રાખ્યો છે! ઝટ દીવો કરો, નહિતર એ નાસી જશે." કમળાને જાગતાં વાર લાગી. તે દરમ્યાન અનંગરાય પુરૂષના પૂર્ણબળથી હાથ છટકાવી નાખી ઉપરના માળ પર ચાલ્યો ગયો.

કમળા જાગતાં જ ક્રોધથી ગાજી ઉઠીઃ—"શું છે? તને શું થયું છે? કેમ બુમાબૂમ પાડે છે? તું તે કેવી છું? પોતે ઉંઘતી

નથી અને બીજાને ઊંઘવા દેતી નથી ? ”

નિર્મળાએ નમ્રતાથી કહ્યું:–“ ભાભીજી ! ઘરમાં કોઈ ચોર આવ્યો હતો. મેં તેને પકડી રાખ્યો પણ તે તો છટકી ગયો. તમે જરા ઉઠો તો દીવો કરીને જોઇએ. ”

મીઠી મધુરી નિદ્રાનોત્યાગ કરતાં સર્વ કોઈને વસમું લાગે. બિચારી કમળાનો શો દોષ ! ગુસ્સે થતાં થતાં મહાપ્રયાસે તેણે દીવો પ્રગટાવ્યો. ચારે તરફ જોયું. ચોર ન મળ્યો. કમળા માળ પર પતિ પાસે ગઈ. કમળાનો પગરવ કર્ણપર પડતાંજ ભરનિદ્રામાં પડ્યો હોય તેમ અનંગરાય સોડ તાણી નસકોરાં ઘોરવા લાગ્યો:–“ ઉઠો, ઉઠોને ! ઘરમાં ચોર છે ! ઉઠો ! ” એમ કહેતી કહેતી ભોળી ભામાએ ઢોંગી પતિને ત્રણ ચાર વાર હલાવ્યો. ઉંઘતો જાગે, જાગતો ન જાગે. તેમાં વળી અનંગરાયના અંગપર તાજોજ પાપપંક ચોંટેલો હતો. પુનઃ પુનઃ પ્રયાસના અંતે “ શું છે ? કેમ ? કોણ ! ” એમ ભાંગ્યું તૂટ્યું બોલતો, આંખો ચોળતો ગાઢ સુષુપ્તિમાંથી જાગતો હોય તેવો ઢોંગ કરી તે ધૂર્ત પથારીમાં બેઠો થયો.

“ શા માટે મને જગાડ્યો ? ” તેણે પ્રશ્ન કર્યો.

“ નિર્મળા કહે છે કોઇ ચોર આવ્યો હતો. તેણે . ચોરનો હાથ પકડ્યો, પણ તે તો નાસી ગયો. ” કમળાએ ઉત્તર આપ્યો.

અનંગરાય થોડી વાર વિચારમગ્ન દશામાં રહ્યો, પછી કૃત્રિમ ગુસ્સો કરી બોલ્યો:–“તું આવડી થઇ, પણ કંઇ સમજણ ન આવી. હીરો માંદો હતો, ત્યારે વહુ આખા દિવસમાં એક પળ પણ હીરાની આંખ આગળથી ખસતી નહિ. જેથી મરતાં મરતાં વહુમાં એનો જીવ રહી ગયો હશે; અને હવે રાત્રે પ્રેતરૂપે આવી તેને પજવતો હશે. કંઇ સમજી ? બીજું કંઈ નથી. આપણા ઘરમાં ચોર કેવો! ”

કમળાના અખિલ અંગમાં ચોર શબ્દથી કંપ થયો હતો તે હવે બંધ થયો. તે નિર્ભય મનથી બોલી:—" તમે કહો છો તેમ જ હોવું જોઇએ. પથારી પાસેથી જતી રહેવા વહુને હું વારેવારે કહેતી, પણ તે તો નિર્લજ્જ બની ત્યાંની ત્યાંજ બેસી રહેતી. "

દાવ સીધો પડતો જોઈ અનંગરાય મનમાં હસ્યો. અનંગરાય પોતાની અધમેચ્છા પાર પાડવા કમળાના ભ્રમિત હૃદયમાં ભૂતનો ભય ભરવા લાગ્યો. " કમળા! હીરો પ્રેતરૂપે નિર્મળા પાસે આવી કંઇક કંઇક ચાળા કરશે. પણ તું એની પાસે સુવે છે તો બરોબર સાવચેતી રાખજે. એ ભૂત જો તારી દૃષ્ટિએ પડયું, તો તું બીને ફાટી મરીશ. નિર્મળા તો એની બૈરી છે. એને એ બીવરાવશે નહિ."

કમળાના હૃદયમાં ચોરનો ભય શમ્યો અને ભૂતનો ભય પેઠો. હવે નિર્મળા પાસે કદી સુવું નહિ એમ વિચાર કરતી ને નીચે ગઇ. મનમાં કુતૂહલ વૃત્તિ જાગવાથી નિર્મળાને પૂછ્યું:—" ચોરે તને શું કર્યું એ વાત તો કહે. "

નિર્મળાએ પોતાના સ્વપ્નામાં જોએલી અને અનુભવેલી સર્વ બીના કહી સંભળાવી. છેવટ તેણે કહ્યું:—" ભાભીજી ! મેં તમને જગાડયાં. પણ હવે મને લાગે છે કે એ તો સ્વપ્નું હતું. "

કમળાએ કહ્યું:—" નિર્મળા! તું હજી નાનીબાળ છે. તને શી ખબર પડે? પણ હું કહું તે સાંભળ. રાત્રે કોઇ પુરૂષ તારી પાસે આવી તને અડકે, તો તું બીશમાં અને બૂમ પણ મારીશ મા. તારો વર પરણીને આશાભર્યો મરી ગયો છે. તેનો જીવ તારામાં રહી ગયો હશે. તેથી તે રાત્રે તારી પાસે આવે તો તું ગભરાઇશ નહિ. અને બીજા કોઈના મોઢે આ વાત કરીશ નહિ. સુવાને વગોવી શા માટે ઘરની ફજેતી કરવી ? "

પોતાની પાપમય યોજનામાં કમળાને આમ અજ્ઞાનપણે સહાયભૂત થતી જોઇ અનંગરાય મનમાં કેવો હરખાતો હશે !

પણ અનંગરાયને હર્ષનું કારણ ન રહ્યું. કમળા હવે બીકની મારી પતિ પાસે માળ ઉપર સુવા લાગી. નિર્મળા નીચે ખંડનાં દ્વાર અંદરથી બંધ કરી આખી રાત્રિ પ્રદીપ અખંડ પ્રજ્વલિત રાખી સુવા લાગી. થોડા એક દિન ગયા. પતિના પ્રેતનું પુનઃ દર્શન ન થયું. એ પ્રેતના ઉપદ્રવનો પણ કશો અનુભવ ન થયો. "તારા સૌભાગ્યનો તારા શીલનો શત્રુ આ ઘરમાં જ છે." એવું સદ્દગત પતિનું સૂચન નિર્મળાની સ્મૃતિ પટપર એકાએક સ્ફુરી આવ્યું. અંતરમાં સંદેહનો ઉદય થયો. "તે રાત્રિએ ચોર નહિ, પતિનું પ્રેત નહિ, પણ નક્કી એ તો વિષયપિપાસુ અનંગરાય મારા શીલની લૂંટ કરવા આવ્યો હશે."

અનંગરાયની મનોરથસિદ્ધિ હવે અશક્ય થઇ પડી. તેનાથી આ સ્થિતિ સહન ન થઇ. અધમવૃત્તિને પોષવા અધિક અધમ માર્ગનો આશ્રય લેવા આ દુરાત્મા હવે પ્રવૃત્ત થયો.

---

# પ્રકરણ ૧૪ મું.

## પાશવ વૃત્તિમાં રહેલી ભયંકરતા.

ચોરી અને છિનાળી એ બન્ને અધમતાના ઉદરથી પ્રગટ થયેલી સહોદરી છે. છિનાળી એ પણ એક પ્રકારની ચોરી છે. સુવર્ણની ચોરી કરતા આ શીલની ચોરીમાં સહસ્ર ગણું પાપ છે, નરકપાતનો

ભય છે. ચોરી અને છિનાળી બન્નેના પરિસેવનમાં વિજયવાન થવું હોય તો એક સરખી કુશળતા જોઇએ.

નિશાચર વૃત્તિની બન્નેમાં જરૂર છે. ગાઢ તિમિર બન્નેને અનુકૂળ છે. અગોચર માર્ગે ગૃહપ્રવેશ બન્નેમાં આવશ્યક છે. ચોરીમાં દ્રવ્યરક્ષક તીજોરીઓ ફાડવી પડે છે, તો છિનાળીમાં શીલરક્ષક સ્ત્રીઓપર બળાત્કાર કરવો પડે છે. ખોપરીની કઠીનતા અને પીઠના હાડની દ્રઢતા વિના આ બન્નેમાંથી એકે કાર્ય બની શકે નહિ. દ્રવ્ય કે શીલ લૂંટતાં સપડાઇ જવાય તો ગૃહ ધણીએ યથાશક્તિ આપેલો ઇષ્ટિ પ્રહાર શિરપર અને પીઠપર ખાઇ કરી નિઃશબ્દ સ્વગૃહે વિદાય થઇ જવું, અને બીજે દિવસે વૈદ્ય કે ડૉક્ટરની સહાય ન લેવા ધ્યાન રાખવું. બન્ને કાર્ય કરનારાએ એવી તાલીમ લેવી જોઇએ કે જાજરૂ, કોઠી કે પટારામાં પૂરાઇ રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં શરીરને કશી ગ્લાનિ કે અસ્વસ્થતા ન થાય. પ્રવીણતા અર્થે ઉંચેથી કૂદી પડવાનો અને ઉંચી વંડીઓ ઠેકી જવાનો સંગીન અભ્યાસ રાખવો જોઇએ; જેથી શાન્તિથી ક્રિયા ચાલતી હોય તેવામાં એકાએક બારણું ઠોકતું કોઇ આવી ચડે તો ગભરાટમાં કૂદવા જતાં કે ઠેકતાં હાથ પગ ભાંગી બેસવાનો બહુ ભય ન રહે. નાસી જવાની ક્રિયામાં બહુ પાવરધું થવું જોઇએ; અને માનસિક ગભરાટથી મુક્ત રહેવું જોઇએ. નહિંતર પલાયન થઇ જતાં કાં તો પાઘડી પડી રહે છે, બૂટ પહેરવા રહી જાય છે, કાં અંગરખું ભૂલી જવાય છે, કાં છત્રી લેવી ચૂકી જવાય છે.

" ફલાણી કરતાં હું કંઇ ઓછી રૂપાળી નથી. " દર્પણમાં જોતી જોતી ઘણી સ્ત્રીઓ પોતાના મનમાં આવું ધારે છે. આ તેમનું દેહાભિમાન છે. પણ સમાજને કશી હાનિ નથી.

"મારી સ્ત્રી કરતાં આ સુંદરીમાં કેવી વિશેષ રસિકતા છે. કેવું ખીલતું જોબન છે! કેવું હૃદયગ્રાહી સૌંદર્ય છે."

માર્ગમાં ચાલી જતી તરુણીઓ પ્રતિ દૃષ્ટિ ફેંકતાં ફેંકતાં ઘણા એ યુવકો મનમાં આવો વિચાર કરે છે. આવા યુવકો કામી છે, પત્નીના દ્રોહી છે. સ્ત્રીસમાજના છૂપા શત્રુ છે. પરસ્ત્રીમાં અધિક રૂપ જોનાર સ્વપત્ની પ્રતિ વિશુદ્ધ પ્રેમબળથી આકર્ષાતો નથી; પત્નીની નિર્મળ પ્રેમભક્તિની કદર કરી શકતો નથી. દાંપત્યપ્રેમવૃક્ષના મૂળમાં વિષરસનું પ્રતિદિન સિંચન થતું જાય છે. અંતે વૃક્ષ શુષ્ક થતાં જીવન વિષાદમય બને છે.

જગતની સર્વ રૂપવતી તરુણીઓ વિષયલુબ્ધ હોય છે, એવો સિદ્ધાંત કામી પુરૂષોમાં પ્રચલિત હોય છે. વિશુદ્ધ વનિતાઓનાં શિર પર તેઓ ઘણી વાર એવું દોષારોપણ કરે છે કેઃ—" આ રસિક લલનાનો પતિ બાળક છે, તેને કોઇ ફાંકડો યાર હોવો જોઇએ. આ યૌવનવતી પ્રમદાનો પતિ પરદેશ છે; તેણે અવસ્ય પરપુરૂષ સાથે પ્યાર બાંધ્યો હશે." "પેલી મદોન્મત્ત યુવતિનો પતિ શક્તિહીન છે, મદનશાન્તિ અર્થે તે નિઃશંક કોઈ રુષ્ટપુષ્ટ પુરૂષ પાસે 'જતી હશે." "આ જોબનભરી વિધવા કામદેવની ચૂસ્ત ઉપાસક છે; નહિંતર એનામાં આવી વિલાસયુક્ત છટા, આવું વાગ્ચાતુર્ય, પુરૂષપ્રતિ આવી અપૂર્વ ચાહના, આવો નિરંકુશ વ્યવહાર, વગેરે કશું હોય જ કયાંથી?"

આવાં પાપયુક્ત, મિથ્યા, કાલ્પનિક અનુમાન બાંધી તેઓ આવી આવી યુવતીઓનો પ્યાર મેળવવા ઉમેદવાર તરીકે બહાર પડે છે. ઠીકઠાક વસ્ત્રો પહેરી, નૈસર્ગિક ચહેરાને કૃત્રિમ શોભાથી અત્યંત દીપાવી, આ યૌવન રસના તરસ્યા ઉન્માદી યુવકો યુવતિઓના દૃષ્ટિપથમાં વારંવાર આવજા કરે છે. ઉચ્ચ વ્યક્તિત્વ ભૂલી, વિદ્યા વિસરી,

ઉદ્યમ ચૂકી, આ પ્રેમના વિઘાતક, ઇન્દ્રિયલોલુપ કામના કીડાઓ, નરકયાતના અભિલાષી નરાધમો પૈસાનો વ્યય કરે છે; સમયનો વ્યય કરે છે; શક્તિનો વ્યય કરે છે; હૃદયના ઉમદા આશયનું ખૂન કરે છે. અને આ સર્વ શા માટે? આ યુવતિઓ પાસે મુંગે મોઢે નીચ યાચના કરવા! અહા! કેવી હૃદયની વિહ્વલતા! કેવી આત્માની અવનતિ! સુંદરીઓને દેખી દેહે અને મને અરધા થઇ જતા, કામજ્વરથી પીડાતા આ ઉમેદવારો પ્રતિ પેલી સ્વાનંદમાં મગ્ન ફરતી યુવતિઓ તો દૃષ્ટિ સરખી પણ કરતી નથી.

અનંગરાયની ઇષ્ટસિદ્ધિના માર્ગમાં કમળા કંટકરૂપ હતી. કમળા ઘરમાં હરતી ફરતી હોય ત્યાં સુધી વાતચિતથી, લાલચથી, કે બળાત્કારથી, નિર્મળાને વશ કરવા સમય કે સ્થળની કશી અનુકૂળતા ન હતી. કમળાનું શું કરવું? અનંગરાય અહર્નિશ એ ચિન્તનમાં રહેતો. પોતાનો માર્ગ નિષ્કંટક કરવા તે યમદેવનો મંત્રજાપ કરવા લાગ્યો. સમય જતાં તે અધીર બન્યો. યમદેવની ઉપાસના ફલિભૂત ન થઇ. તેણે ધાર્યું કે 'આમ યાચના કર્યે યમ કદી અનુકૂળ નહિ થાય.' આખરે નિશ્ચય કર્યો કે "જાતે જ કમળાના યમ બનવું."

દુરાચારથી રીઢ થયેલ અંતરાત્માવાળા કામી મનુષ્યો આ પ્રમાણે યમદેવનું આવાહન કરતાં પણ અચકાતા નથી. કંઇક નરપિશાચ પતિઓએ સ્વહસ્તે પોતાની પત્નીઓને પરલોકના માર્ગે વળાવી હશે. તેમ જ કંઈક વિષયાંધ કુલાંગાર કુલટાએ પોતાના યારના હાથે સ્વપતિઓનાં શિર કપાવ્યાં હશે. આ સર્વ પાશવવૃત્તિનુ પરિણામ છે.

સમાજના હિત અર્થે વૈદ્ય અને ડૉક્ટરો અત્યંત વિશુદ્ધ હૃદયના અને ચુસ્ત શીલરક્ષક હોવા જોઇએ. તેઓનાં પ્રત્યેક કાર્ય અને વર્તન અત્યુચ્ચ પ્રતિની નીતિભાવનાથી ભરપૂર હોવાં જોઇએ. આ આરોગ્યદાન

દેનારાઓને અનેક વ્યાધિગ્રસ્ત સ્ત્રી પુરૂષો દેવરૂપે પૂજે છે. દરદથી પીલાતી સ્ત્રી પોતાનો સર્વાંગ દેહ વૈદ્યના અધિકાર નીચે મૂકે છે. વૈદ્ય આ સ્ત્રીનો કર ઝાલે છે; સ્ત્રીના કપોલપ્રદેશ પર હાથ રાખી મુખની અંદર જીવ્હાપર જણાતો વિકાર જુવે છે; ફેફસાની ગતિ જોવા બે કરવડે વક્ષસ્થળ તપાસે છે; મળની સ્થિતિનું જ્ઞાન મેળવવા નાભી નીચે બન્ને બાજુ હાથ ફેરવે છે. તેમાં ગુહ્ય દર્દથી પીલાતી સ્ત્રીઓની તો પૂરેપૂરી લાજમર્યાદા આ વૈદ્યના હાથમાં મૂકવી પડે છે. આ જોતાં આહા! વૈદ્યોમાં કેવો પ્રખર ઇન્દ્રિયનિગ્રહ હોવો જોઇએ !

વૈદ્યો વિકારી મનના હોય, સ્વચ્છંદ વૃત્તિવાળા હોય, કામી હૃદયના હોય તો આ સ્ત્રીઓની શી સ્થિતિ? ખરેખર, વૈદ્યોમાં ઇન્દ્રિય શિથિલતા હોવી એ સમાજનું મોટું દુર્ભાગ્ય છે. ભર જોબનમાં મ્હાલતી સુંદરીઓ અન્ય કામી પુરૂષોની વિકારદૃષ્ટિ પ્રતિ જોતી નથી, તેની પરવાયે કરતી નથી, પણ પોતાની મસ્તાનીમાં ચાલી જાય છે. વૈદ્યની સ્થિતિ આથી નિરાળી છે. આવી નિર્દોષ તરુણીઓ રોગવશ થતાં કામી વૈદ્યોના પગ આગળ પરવશ બની પડે છે. કેળવણીના પ્રભાવે અને સમાજના સદ્‌ભાગ્યે સ્ત્રી ડૉકટર–મીડવાઇફ વા પરિચારિકાની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. આ સ્થિતિ સ્ત્રીના શીલને આશીર્વાદ સમાન છે.

ડૉકટર વિહારી સાથે અનંગરાયને મિત્રતા હતી. આ ડૉકટર વર્ણે ઉચ્ચ હતો, પણ વર્તને અતિ નીચ હતો. ખૂન કે આત્મઘાતના કેસમાં ખોટાં સર્ટિફીકેટ આપી તે મોટી રકમ ઉચાપત કરતો. ચાંદી વગેરે રોગથી પીલાતી હલકી સ્ત્રીઓની દવા કરી કુટિલ વૃત્તિવડે દ્રવ્ય મેળવતો. આખો દિવસ દવાશાળામાં કામ કરતો. રાત્રિ પડતાં મદ્યપાનથી ચકચૂર બની રાંડોમાં આથડી એ દ્રવ્યને વેરી નાંખતો.

આ સ્થળે જણાવવું જોઇએ કે, પોતાના કનિષ્ટ બંધુ હીરાશંકરને લગ્નાભિમુખ કરવામાં અનંગરાયને આ ડૉકટર વિહારી બહુ ઉપયોગી થઇ પડયો હતો. પોતાનું શરીર ક્ષીણ થતું જોઈ " મારે નથી જ પરણવું," એવી હઠ હીરાશંકર લઇ બેઠો હતો. તે સમયે ગીતની ગળી, ખારેકની ખાંતીલી, ભોજનની ભૂખી ભાભી, કાકી, અને માસીએ આ હઠીલા હીરાને સમજાવવા ઘણી યે યુક્તિ કરી પણ સર્વ વ્યર્થ ગઈ, ત્યારે અંતે અનંગરાયે આ વિહારી ડૉકટરનું શરણ માગ્યું. " તમને બીલકુલ ક્ષય નથી. લગીરે ગભરાશો નહિ. પરણીને આનંદ કરો. મારી દવાથી તમને ટુંક સમયમાં આરામ આવી જશે." વિહારીના આ પ્રપંચમય આશ્વાસનપર શ્રદ્ધા રાખી, હીરાશંકર પોતાની અનિચ્છા છતાં ' અતિ દુરાગ્રહ ગાંડપણુમાં ગણાશે ' એમ સમજી અનંગરાયની ઇચ્છાને વશ થયો હતો.

હીરાશંકરને લગ્નાભિમુખ કરવામાં વિહારીનો ડૉકટરી અભિપ્રાય ઠીક કામે લાગ્યો હતો. હવે કમળાને મરણાભિમુખ કરવા અનંગરાય વિહારી પાસે આવ્યો.

" કેમ ! ડૉકટર સાહેબ, હાલ કેમ ચાલે છે ? " અનંગરાયે દવાશાળામાં પ્રવેશ કરતાં જ પ્રશ્ન કર્યો.

ડૉકટરે ઉત્તર આપ્યો:—" એનું તે પૂછવું હોય ? હાલ એક શ્રીમંત શેઠાણી હવાફેર અર્થે અંહિ આવેલ છે. પોતાની તબીયત જોવા એ મને પ્રતિદિન પોતાની પાસે બોલાવે છે. અનંગરાય, શું કહું ! એની તબીયત જોઇ મારી તબીયત પણ ખુશ બની જાય છે."

અનંગરાય:—" તમે સદ્દભાગી છો. તમારી તબીયત ખુશ કરે એવા જ દર્દીઓ તમારી પાસે આવે છે ને શું ? "

ડૉકટર:—" સદ્દભાગ્ય તો ઠીક. Where there is a will,

there is a way. પ્રબળ ઇચ્છા હોય તો અનાયાસે સર્વ સામગ્રી આવી મળે છે, અનંગરાય! આ શેઠાણીનો એક "વિવિધતા" નો સિદ્ધાંત બહુ વિચિત્ર છે. તે કહે છેઃ—"એક જ રસનું, એક જ પ્રકારનું ભોજન પ્રતિ દિન જમવામાં આવે તો તે અરૂચિકર થઇ પડે. એક જ ગૃહમાં વર્ષોનાં વર્ષ સુધી ગોંધાઇ રહીએ તો અંતરમાં અણુગમો થાય. એક જ પ્રકારનો સંગીત સ્વર નિરંતર કર્ણ પર અથડાયાં કરે તો કંટાળો ઉપજે. માટે વિવિધતામાં જ આનંદ છે, સુખ છે, શાન્તિ છે." વળી તે પોતાની શ્રીમંતાઇ આગળ ધરીને કહે છે કેઃ—"અમારા દ્રવ્યબળે વિવિધરસના ભોજનથી રસનાને તૃપ્ત કરીએ છીએ. અમારા દ્રવ્યબળે વિવિધ રંગના મૂલ્યવાન રેશમી વસ્ત્રોવડે શરીરને શોભાવીએ છીએ; અને એ જ દ્રવ્યબળે હીરા મૌક્તિકના વિવિધ અમૂલ્ય અલંકારવડે દેહને દીપાવીએ છીએ. આમ સર્વ વાતમાં વિવિધતા તો વિલાસમાં વિવિધતા શા માટે ન જોઇએ? શા માટે એક જ પુરુષને વળગી રહેવું જોઇએ? શ્રીમંતોએ તો માત્ર એક "લક્ષ્મીવ્રત" પાળવું જોઇએ. "પતિવ્રત" કે "પત્નીવ્રત" એ તો નિર્ધનો માટે નિર્માણ થયું છે."

અનંગરાયઃ—"વાહ! આપણી પેઠે એ પણ "વિવિધતા" ને ભજે છે ને શું! વારૂ! એ શેઠાણીનું વતન ક્યાં?"

વિહારીઃ—"અલબેલું મુંબાઇ."

"મુંબાઈ" શબ્દ કર્ણ પર પડતાં જ કંઇ યાદ આવ્યું હોય તેવો ઢોંગ કરી અનંગરાય બોલ્યોઃ—"મુંબાઈ! વારૂ! ડૉક્ટર સાહેબ મુંબાઇમાં હાલ એક બનાવ બન્યો તે વિષે આપે સાંભળ્યું છે?"

ડૉક્ટરઃ—"ના ભાઇ. કેમ? કોઈ બૈરીનું ખૂનખૂન થયું છે કે શું?"

અનંગરાયઃ—"હા, કંઇક એવું જ છે. આપ ડૉકટર સુખડીયાને જાણો છો ?"

ડૉકટરઃ—"હા. એ છાકટો છે, અને જમનીને એ રાખી બેઠો છે, એવી વાત અગાઉ ઉડી હતી."

અનંગરાયઃ—"અને એ વાત ખોટી ન હતી. હાલ એ જમની સાથે અષ્ટપ્રહર નિરંકુશ વ્યવહાર ચાલુ રાખવા, એ બાઇની નવ વર્ષની દીકરી કાન્તા સાથે ડૉકટરે લગ્ન કર્યું. અને બન્ને મા દીકરી હવે તેની સાથે એક જ ઘરમાં નિવાસ કરે છે. લોકો કહે છે કે તેણે પોતાની સ્ત્રીને કંઇક એવું ઝેર ખવરાવ્યું કે જેથી ધીમે ધીમે એ ઝેર આખા શરીરમાં વ્યાપી ગયું. અને છ મહીને એ બિચારી મૃત્યુને આધીન થઈ પડી. આ સુખડીયો કેવો નીચ ! નિર્દોષ ભોળી પત્નીનો પ્રાણવિનાશ કર્યો !" છેલ્લાં બે વાકયો જાણે બાઇની દયા ખાતો હોય તેવા ભાવથી અનંગરાય બોલ્યો.

અનંગરાયનો છૂપો હેતુ વિહારી સમજી શકયો નહિ. એ ઝેર કંઇ દુર્લભ વસ્તુ નથી ? એમ દર્શાવવા માંગતો હોય તેવા ભાવથી તે બોલ્યોઃ–"ઘણા ડૉકટરો એ દવા રાખે છે. જુવો, મારી પાસે પણ એ દવા છે." એમ કહી તેણે કબાટમાંથી એક શીશી કાઢી અનંગરાયને જોવા આપી. અનંગરાય એ શીશી ધારી ધારીને જોવા લાગ્યો. એક જુવાન સ્ત્રી વીલું મોઢું કરતી દવાશાળામાં આવી વિહારીને કહેવા લાગીઃ–" મને પેઢમાં વાઢ આવે છે. જરા તપાસીને દવા આપોને !"

આ ખાનગી દવાશાળા રસ્તાપર આવેલી હતી. તેમાં બે ખંડ હતા. એકમાં દવાના કબાટ અને ડૉકટરની બેઠક હતાં. બીજો ખંડ દર્દીઓને, ખાસ કરી સ્ત્રી દર્દીઓને તપાસવા માટે ઈલાયદો

રાખવામાં આવ્યો હતો. જે દ્વારમાં થઇને ખંડમાં જવાતું, તે દ્વાર આડો એક ચક રાખવામાં આવતો; જેથી અંદર દર્દીને કેવી રીતે તપાસવામાં આવે છે તે દવાશાળામાં બેઠેલા મનુષ્યો જોઇ કે જાણી શકે નહિ.

આ જુવાન દરદી સ્ત્રી કોણ હતી? એ અનંગરાય સાથે આડો વ્યવહાર રાખનાર માની નામની સોનારણ હતી. અનંગરાયે સૂચના આપી તે પ્રમાણે માની દવાશાળામાં આવી હાજર થઇ. પણ પોતાને આ પ્રમાણે અંહિ બોલાવવામાં અનંગરાયનો શો હેતુ હતો, તે સંબધી એ બાઇ કશું જાણતી ન હતી.

ડૉક્ટર માનીને બીજા ખંડમાં તપાસ અર્થે લઈ ગયો. પેલી શીશી અનંગરાયના હાથમાં જ રહી ગઈ. માનીને કંઇ દર્દ નહતું. પણ તેણે તેને પોતાના દરદની ઉત્પત્તિનો ઇતિહાસ કહેવા માંડયો. સ્ત્રી દર્દીને તપાસવામાં વધારે સમય લાગે એથી કંઇ નુકસાન છે એવું આ ડૉક્ટર વિહારી માનતો નહતો. માની અને અનંગરાયના સંબંધ વિષે તે કશું જાણતો નહતો. એ દર્દી બાઇ સાથે પુરૂષ વર્ગનું કોઇ નહોતું, એ જોઇ વિહારી નિશ્ચિંત બન્યો. દરદ ખરૂં હોય તો ચિકિત્સા ઝટ થઇ જાય. વિહારીએ માનીનું અંગે - અંગ બારીકીથી તપાસ્યું. સ્ત્રીના કોમળ શરીરને સ્પર્શ થતાં વિહારીના પોતાનાં અંગો તપ્ત થયાં. શરીરમાં જ્વર ઉદ્ભવ્યો. દિલમાં દર્દ જાગ્યું; એ દર્દનો તેણે ઝટ ઉપાય કર્યો. એક શીશી સુંઘાડી માનીને બેભાન કરી વિહારીએ ઉદ્ભવેલા કામજ્વરનું ઉપશમન કર્યું. આ પ્રમાણે વિહારી દર્દનિવારણની વિધિમાં ગુંથાયો હતો, ત્યારે બહાર અનંગરાયને પણ પોતાના દર્દની દવા લેવામાં ઠીક અનુકૂળતા મળી આવી.

થોડા દિન પછી અનંગરાયની પત્ની કમળાને પેટમાં શૂળ થઇ આવ્યું. ડૉક્ટર પાસેથી પોતે પડીકાં લઇ આવ્યો છે એવો વેશ ભજવી પેલી શીશીમાંથી ચોરી લીધેલા વિષની પડીકી કમળાને આપી. નિર્દોષ કમળા! બિચારી શું જાણે કે એ પડીકી તો યમનું આમંત્રણ હતું. શૂળની બીજી દવા સાથે આ વિષ પણ કમળા ગળી ગઈ. ઉપડેલું શૂળ તરત તો બેસી ગયું. પણ હાય! શું પેલું વિષ ઉદરમાં નિષ્ક્રિય પડયું રહેશે? નિર્દોષ કે સદોષની ઝીણવટથી તપાસ કરવા એ વિષ ઉભું નહિ રહે. એ જડ વસ્તુ તો પતિત કે પુનિત નો ભેદ રાખ્યા વિના પોતાનું કાર્ય કર્યે જશે.

---

# પ્રકરણ ૧૫ મું.

## સ્વર્ગગમનનું સ્વપ્ન.

જે સ્ત્રી છિનાળ તરીકે છતી હોય, જે પુરૂષ છચોક છાકટો હોય, તે સમાજને એટલા બધા ભયરૂપ નથી. તેઓ જ્યાં જાય ત્યાં ભયદર્શક લાલ વાવટો Red signal સાથે લઇ ફરે છે; એટલે શીલવન્તા સ્ત્રીપુરૂષો તેમને જોઇ દૂર ખસી જાય છે. પણ જેઓ શ્વેત વસ્ત્ર પરથી જગતને શીલવન્તા અને સંયમી જણાય, પણ જેઓનો શયતાન દેહ નિરંકુશ પ્રજળતી કામજ્વાળાથી દગ્ધ હોય એવા ગૃહસ્થ પુરૂષો જ સ્ત્રીઓના શીયળસ્થંભને કોલી ખાનારા ભ્રમરો છે. આ અંધકારમાં રાચનાર નરપિશાચ અનેક નિર્દોષ અબળાઓને ફસાવે છે. આ પ્રમાણે સામાજિક શીલ સ્થંભને અંદરથી પોકળ અને અનેક છિદ્રાળો કરી પ્રજાકીય અવનતિ આણનાર આ વેશ-

ધારી શયતાનો છે. અખંડ શીલસ્થંભ પર પ્રજાકીય અભ્યુદયનો આધાર છે.

જે એક વખત પુરૂષ શીલભ્રષ્ટ થયો તે અનેક પરસ્ત્રીઓને શીલ ભ્રષ્ટ બનાવે છે. અને પછી ભર્તૃહરિ કહે છેઃ ' **विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ।** ' તે પ્રમાણે આ શીલભ્રષ્ટ પુરૂષ અધોગતિની ઉંડી ખાઇમાં ધીમે ધીમે સરવા માંડે છે, પાપથી ડરતો નથી, મનુષ્યવધ જેવું અઘોર કૃત્ય ઉમંગભેર કરવા તત્પર થાય છે. અનંગરાય પણ આ માર્ગે પગલું ભરી ચૂક્યો છે.

અનંગરાયે આપેલું વિષ હવે કમળાની રગેરગે પ્રસર્યું. તેના અંગે અંગે પીડા થવા લાગી. તે પથારીમાં પડી રહેતી; અને સર્વ ગૃહકાર્ય એકલી નિર્મળાના શિરપર પડવાથી કમળા પાસે બેસવા તેને અવકાશ રહેતો નહિ. આ ઉપરથી કમળાએ અનુમાન કર્યું: "નિર્મળા મારી સંભાળ લેતી નથી. વળી તેના પ્રતિ આશક્ત વૃત્તિથી જોતા મારા પતિને મેં ઘણીવાર જોયેલ છે. નક્કી નિર્મળા ખરાબ છે. મારા મૃત્યુ બાદ એ નીચ નારી મારા પતિ સાથે ચાલવા દુષ્ટ ધારણા રાખે છે."

કોઇ વૈદ્યને બતાવો, એમ સગાંવહાલાંએ આગ્રહપૂર્વક કહ્યું ત્યારે અનંગરાય બાલકૃષ્ણ વૈદ્યને તેડી લાવ્યો.

" કોઇ ઝેરી વસ્તુ પેટમાં ગઈ છે. એ વિષદોષને લઇ આ પીડા છે " વૈદ્યે આવી આ પ્રમાણે નિદાન કર્યું. આ વિષની વાત કમળાના કર્ણમાં ગઈ. નિર્મળા વિષે ઉદ્દ્ભવેલો સંદેહ વધારે દ્રઢિભૂત થયો.

પથારીમાં પડી પડી કમળા પોતાના નિરસ વિવાહિત જીવનની

સમાલોચના કરવા લાગી, દુઃખાર્ત હૃદયથી પોતાની દુઃખદ દશાના વિચારમાં પડી.

" પરણ્યા પછી પતિનું પ્રેમહાસ્ય ઝીલવાનો આ હૃદયનો કોડ અદ્યપિ પૂરો થયો નહિ. હું પરણી ત્યારે મારા પતિ તો બાળબુદ્ધિવાળા હતા. પ્રેમ શું, એનું એમને જ્ઞાન ન હતું. હજુ કુમળી વયનો છે, બૈરીમાં લત લાગશે તો ભણશે નહિ એવું એવું કહી મારી સાસુ અમારો મેળાપ થવા દેતાં નહિ. " કેવું કજોડું! વહુ તો પાડી જેવી જાડી અને તાડ જેવી ઉંચી વધી છે. " મને જોઇ આવાં આવાં વચનો સાસરિયાં કાઢતાં. અમારૂં કજોડું જોઇ મારા પિયરિયાં બિચારાં અંતરમાં બળતાં. " અનંગ ! આ હિડંબા જેવી બૈરી તને કેમ ગમે છે? બીજી કોઇ નાજુકડી વહુ પરણ. " મારા પતિને આવાં આવાં ઉપહાસ વાક્યો કહી પાડોશીઓ પણ શત્રુની ગરજ સારતા. મારા પતિ ભર યુવાનીમાં આવ્યા ત્યારે, હું તો તેમને અકારી થઇ પડી. મારામાં તેમને કંઇ રસ ન લાગ્યો. ખરેખર ! તેમની વૃત્તિ અન્ય રસિક લલનાઓમાં ચોંટી. તે તો પરદારાગામી બન્યા. હું તેમનું મન મેળવવા ઘણું યે કરૂં છું, છતાં તેમણે મીઠા વચને મને કદી બોલાવી નથી. સ્નેહઝરતા અંતરે મને કદી મળ્યા નથી. હું જાણું છું કે હું એમને ગમતી નથી. વૈતરૂં કરનાર ચાકરડી તરીકે એ મને લેખે છે."

" જ્યારથી આ રંડા નિર્મળા ઘરમાં આવી ત્યારથી ત્હેમની વૃત્તિ ફરી ગઇ છે. આખો દિવસ એ ઘરમાં રહે છે અને એના તરફ તારો તાકીને જુવે છે. નક્કી, એમનું ચિત્ત એ દુષ્ટામાં લાગ્યું છે. એ બન્નેના અંતર એક થયાં છે. હું તેમના માર્ગમાં કંટકરૂપ છું.

આ કંટક નિર્મૂળ કરવા તેઓએ મને છૂપી રીતે વિષ આપી દીધું છે. ”

થોડી પળ વિચાર અટક્યો સ્થંભ્યો. વળી તે મનમાં બોલવા લાગી:–“ વ્હાલા ! તમારે જરા જોવું તો હતું કે હું તમને કેવી ચાહું છું ! તમારી અનન્ય મનથી કેવી ભક્તિ કરૂં છું ! આવા અસ્ખલિત પ્રેમના બદલામાં તમે મને સુખ તો ન આપ્યું, પણ ઉલટું આમ છૂપી રીતે મારો ઘાટ ઘડવા તૈયાર થયા ! શું પતિભક્તિનું આ ફળ!”

“ વ્હાલા ! તમને નિર્મળા ગમી તો મને કહ્યું હત તો હું અંહિથી ચાલી જાત. રખડી, રઝળી, કષ્ટ વેઠી મારો જીવનનિર્વાહ કરત; પણ તમારા માર્ગમાં હું જરાયે આડી ન આવત. તમારે આવી અધમ રીતે સ્વપત્નીનો પ્રાણવિનાશ કરવો નહતો. સ્વહસ્તે યમમુખમાં મને મુકવી ન હતી. વ્હાલા ! તમને નિર્મળા ગમી, એમાં મારો શો અપરાધ ! તમને અન્ય સ્ત્રી ગમી, એટલે મારા પ્રાણનો ભોગ લેવો ! કેવો અન્યાય !

“ વ્હાલા કંથ ! તમારી નિશાચર વૃત્તિ માટે, તમારા નિરંકુશ પરસ્ત્રી ગમન માટે તમને બે શબ્દ કહું તો તમે ક્રોધ કરો. મારા પ્રત્યે નારાજ થાવ, કુટુમ્બમાં ક્લેશ થાય વિગેરે ભયથી હું આજ સુધી સર્વ સહન કરી મૌન ધરી બેસી રહી છું. પણ તમે આદરેલા વિલાસયજ્ઞના ભડભડ બળતા કામાગ્નિમાં મારા દેહની આ પ્રમાણે આહુતિ અપાશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. કંથ ! સ્વકામિની પ્રતિ આવી ક્રૂરતા ! ”

આખો દિવસ કમળાના મનમાં નિરંતર આવાજ વિચાર આવ્યા કર્યા. સાંજરે પથારી પાસે અનંગરાય બેઠો હતો, ત્યાં એનો દૂરનો સગો વનમાળી આવ્યો. કમળાની દેહસ્થિતિનું વૃત્તાંત

સાંભળ્યા પછી તેણે અનંગરાયના કર્ણદ્વારમાં મુખ રાખી કહ્યું:– " જરાયે મુંઝાઇશ મા ! મારા હસ્તક એક ચૌદ વર્ષની કન્યા છે. " અનંગરાય આ સાંભળી હસ્યો. અન્ય કન્યા સાથે લગ્ન કરવા તેની ઇચ્છા નહતી, તેને તો નિર્મળામાં લગની લાગી હતી. પોતાની પત્ની માટે પોતાનો કેવો પ્રેમ ભાવ છે તે દર્શાવવાનો તેણે ઢોંગ આદર્યો. ધીમા પણ કમળા સાંભળે તેવા અવાજથી તેણે ઉત્તર આપ્યો:– " કાકા ! કાકા ! હવે તો વિવાહની વાત જ ન કરવી: આટલાં વર્ષ ગૃહસ્થાશ્રમ ભોગવ્યો. હવે તે સુખની જરાયે તૃષ્ણા નથી. જીંદગીમાં એક પત્નીવ્રત અખંડ રહે એજ હું તો ઇશ્વર પાસે યાચું છું ! "

વનમાળી શરમાયો. આગળ વાત કરતાં ખંચકાયો. કમળાના મનમાં આ સાંભળી શું લાગણી થઈ હશે ? તેણે મનમાં જ ઉદ્દગાર કાઢયા:—" મને મુવેલી ગણી આ ચંડાળ વનમાળી કેવી વાત કરવા આવ્યો છે ? અરેરે ! હું કોને દોષ દઉં ? મારૂં જીવન કોને પ્રિય છે ? હું જીવતી રહું એવું અંતરથી કોણ ઇચ્છે છે ? ' હું મરૂં ' એમાં મારા પતિ રાજી, નિર્મળા રાજી, ન્યાતીલા રાજી, સગાં વહાલાં સૌ રાજી. શા માટે ન્યાતીલા ' હું કયારે મરૂં ' એની વાટ જોઇ રહ્યા હશે ? હા, હું સમજી. ગોળ કરવા જતાં કન્યાઓ વધી પડી એટલે જ આ જ્ઞાતિલા પોતાની પુત્રીઓને વરાવવા મારા મરણનો જાપ જપવા મંડી પડયા છે. ચંડાળો ! ગોળનો પ્રતિબંધ કરવા તમે જ ઉભા થયા હતા ! તમારી પુત્રીઓ માટે વર મળતા ન હોય તો નાંખો તેમને ઊંડા કૂવામાં ! પાપીઓ ! નિર્દોષ વધૂઓ મૃત્યુ મુખમાં જાઇ પડે એવું અંતરથી ઇચ્છી વધુ અને વધુ પાપમાં ન પડો. "

વૈદ્યે કહેલી વિષની વાત, વનમાળીએ જણાવેલી વિવાહની વાત, નિર્મળા સાથે પતિના અધમ સંબંધ વિષે દૃઢ થયેલો વ્હેમ,

વગેરેના નિરંતર ચિન્તનથી કમળાના ચિત્તપર એવી અસર થઈ કે રાત્રિએ જ્યારે તે ભર ઉંઘમાં પડી ત્યારે આવી જ બીનાને લગતાં અનેક ચિત્રો આત્મપ્રદેશમાં સ્વપ્નરૂપે ખડાં થયાં. સ્વપ્નની કથા આ પ્રમાણે હતીઃ—

" પોતે ગુજરી ગઇ. સ્મશાનમાં પોતાના શબને અગ્નિદાહ થયો. ચિતામાંથી અગ્નિની જ્વાળા નીકળતી જોઇ અનંગરાયે માન્યું કે પોતે નિશ્ચિંત બન્યો, હવે ધારેલી યોજના બર આવશે. આ આનંદમય ચિન્તનથી અનંગરાયના મુખપર કંઈ અવનવું હાસ્ય ફરકી રહ્યું. આ હાસ્યમાં ધૂર્તતા હતી, અધમતા હતી, પાપમય સંકલ્પની સિદ્ધિ હતી. તેનું હાસ્ય જોઇ સ્મશાનમાં બેઠેલા યુવાન અને વૃદ્ધ સર્વ જ્ઞાતિજનો ખડખડ હસવા લાગ્યા. જ્ઞાતિજનો જૂદી જૂદી કુંડલાકૃતિમાં ગોઠવાઇ ગયા. કોઇ ગીત ગાવા લાગ્યું. કોઇ વાર્તાવિનોદમાં પડયા. કોઇએ પરસ્પર ઠઠ્ઠામશ્કરીનો આરંભ કર્યો. કેટલાક કન્યાવાળા ઉભા થઇ અનંગરાય પાસે આવ્યા અને તેના કર્ણમાં કહેવા લાગ્યા. કોઇએ કહ્યું:—" મારી દીકરી ભણેલી ગણેલી છે. " કોઇએ કહ્યું:—" મારી કન્યા ચંચળ છે, રૂપાળી છે, ભરત અને ગુંથણુ કામમાં પ્રવીણ છે. " કોઇએ કહ્યું:—" મારી ભાણેજ પંદર વર્ષની છે. તરત જ ગૃહકાર્ય ઉપાડી લે તેવી કુશલ છે. " એમ સૌ પોત પોતાની કન્યાનાં ગુણગાન ગાવા લાગ્યા. કમળા મૃત્યુ બિછાને પડી છે, એ વાત સાંભળી આસપાસનાં ગામોમાં રહેતા કન્યાવાળા જ્ઞાતિજનો આ અવસરે સ્મશાનમાં આવી પહોંચ્યા. કન્યાવાળાઓમાં ચડસાચડસી ચાલી. " મારી કન્યા લ્યો!" એ અવાજ આખા સ્મશાનમાં ગાજી રહ્યો.

\+ \+ \+ \+

" પોતાના કારજના પ્રસંગે જ્ઞાતિભોજન ચાલે છે. જ્ઞાતિના આબાલ વૃદ્ધ સ્ત્રીપુરૂષ નવાં રેશમી કસબી કોરનાં વસ્ત્રો પહેરી જમવા બેઠા છે. તેઓના પાત્રમાં વિવિધ વાનીઓ પીરસાય છે. જ્ઞાતિજનો આનંદમગ્ન બની એ વાનીઓ આરોગવા મંડી ગયા છે. કમળા ઉડતી ઉડતી ત્યાં આવી જોવે છે. કમળા જમનારાઓ પાસે જઈ કહેવા લાગી:–" અરે નીચ લોકો ! તમે શું ખાવા મંડી ગયા છો ! જુવો ! આંખ ઉઘાડી જુવો ! તમારા પાત્રમાં છે તે મિષ્ટાન્ન નહિ પણ માંસ અને રક્ત છે ! તમે કેવા પાપી, પેટભરા છો ! આ અનંગરાયે મને ઝેર દઇ મારી નાખી છે. તમે એ પત્નીઘાતીને કશું કહેતા નથી, પણ ઉલટું મારા મૃત્યુ નિમિત્ત મિષ્ટાન્ન ઉડાવી આનંદચમન કરોછો ? યુવાન સ્ત્રીની પાછળ જમવું એ મિષ્ટાન્ન તો માંસ તુલ્ય છે. "

પોતાની આ ટકોર પર ન્યાતીલા કશું લક્ષ આપતા નથી, પણ તેઓ તો નીચું ઘાલી મિષ્ટાન્ન આરોગવામાં મગ્ન બન્યા છે. એવામાં નિર્મળા અને અનંગરાય જ્ઞાતિની પંક્તિમાં ફરતા જોવામાં આવે છે.

નિર્મળાએ કમળાના સર્વ સુવર્ણ અલંકાર અંગપર ધારણ કર્યા છે. કમળાની કિંમતી રેશમી સાડી પહેરી છે. અનંગરાયે કસબી પીતાંબર પરિધાન કર્યું છે. નિર્મળા અને અનંગરાય એક એકના કર ઝાલી બન્ને પતિપત્ની હોય તેમ હસતે મુખડે લટકમટક કરતાં જ્ઞાતિની પંક્તિમાં નિરંકુશ હરે ફરે છે. તેમને જોઈ " વાહ ! શું સ્વાદિષ્ટ રસોઇ બની છે ! " એમ કહી જ્ઞાતિજનો તેમની પ્રશંસા કરે છે. પણ આ " નિર્લજ્જપણાં પ્રતિ–આ " અનાચાર " પ્રતિ અનંગરાયનું લક્ષ કોઈ જ્ઞાતિજનો ખેંચતા નથી. જ્ઞાતિજનોનું આવું

વિચિત્ર વલણ જોઇ કમળા વિસ્મય પામી. જ્યાં જ્ઞાતિના અગ્રેસરોના આસન હતાં, ત્યાં ઉડતી ઉડતી તેમની સન્મુખ અંતરિક્ષમાં આવી ઉભી; અને ન્યાતના નાયકોને ઉદ્દેશી મોટા સ્વરે કહેવા લાગીઃ—

"અગ્રેસરો ! તમારી આંખ ઉઘાડી જુવો ! તમારી છાતી ઉપર આ કેવો અનાચાર ચાલે છે ! વધૂનો વધ કરનાર આ દુરાત્મા અનંગરાય પોતાના સહોદરની વિધવા સાથે ન્યાતની પંક્તિમાં કેવો મ્હાલે છે ! તમે તેને કશુંયે કહેતા નથી, અને એના દુરાચારની ઉપેક્ષા કરી મિષ્ટાન્નમાં મસ્ત બન્યા છો ! આવા અનાચારને ઉત્તેજન આપતાં તમને જરાયે શરમ આવતી નથી ! યાદ રાખો ! આ કસાઇનુ અન્ન ખાનાર તમે પણ કસાઇ જ છો."

આ આક્ષેપ વચનો સાંભળી એક અગ્રેસરે કમળાને ઉત્તર આપ્યોઃ—"બ્હેન ! તું જ્ઞાતિતંત્રથી કેવળ અપરિચિત છે. જે ન્યાતીલો જમાડે એનેજ અમે તો સર્વથી શ્રેષ્ઠ ગણીએ છીએ. મહાદેવ ભોગથી પ્રસન્ન થાય છે. હનુમાન તેલથી તૃપ્ત થાય છે. અગ્નિદેવ ઘૃતથી પૂર્ણ પ્રકાશ આપે છે. તેવી રીતે આ અગ્નિમુખ ભૂદેવો ઘૃતયુક્ત મોદકથી અપૂર્વ આનંદમાં આવી જાય છે. જેમ આ મહાદેવ, મારૂતિ વગેરે દેવો પ્રસન્ન થઇ વરદાન આપે છે, તેમ આ ભૂદેવોના અગ્રેસરો અમે જે જ્ઞાતિભોજન આપે એનો અનાચાર, વ્યભિચાર, અન્યાય અને ખૂનનો અપરાધ પણ માફ કરીએ છીએ. કહો, હવે, અનંગરાય વિરૂદ્ધ તમારે શું કહેવું છે ?" નિરૂત્તર બની કમળા ત્યાંથી ઉડી અને યુવકો અને યુવતિઓ જ્યાં ભોજન કરતાં હતાં, ત્યાં આવી જુસ્સાથી કહેવા લાગીઃ—

"તમો પોતે આ અનાચાર પ્રતિ આંખ આડા કાન કરોછો, પણ યાદ રાખજો કે વ્યભિચાર એ ચેપી રોગ છે. ભાઇઓ ! આ નિ-

ર્મળાની વિષયવૃત્તિ જોઈ તમારી પત્નીઓ પરપુરૂષની યારી કરવામાં જરા યે પાપ નહિ ગણે. ”

“ બ્હેનો ! આ સ્વદારાદ્રોહીનું જારકર્મ જોઈ તમારા પ્રાણનાથ પરસ્ત્રીગમન છૂટથી કરશે. યાદ રાખો, તમે શીલભ્રષ્ટ થશો તો તમારાં બાલકો તમારો અનાચાર જોઇ અવશ્ય વ્યભિચારી થવાનાં, અને કુલક્ષય એ આવા વ્યભિચારનું અંતિમ ફળ છે; માટે તમારાં શીલના સંરક્ષણ અર્થે, તમારાં સંતાનના સદ્‌ગુણ માટે, કુલની વૃદ્ધિ ખાતર, અને જ્ઞાતિના અભ્યુદયના ઉદ્દેશથી આ અનંગરાયનો તિરસ્કાર કરો, તેનો સંસર્ગ તજી દ્યો. તેના અનર્થ માટે તેને યોગ્ય શિક્ષા કરો. ”

કમળાની ધમકીપર કોઇએ કશું ધ્યાન ન આપ્યું. તે નિરાશ થઈ ત્યાંથી ઉઠી, અદૃશ્ય થઇ. અંહિ તેના સ્વપ્નની પૂર્ણાહુતિ થઇ.

કમળાના સ્મૃતિપટપર આ સ્વપ્નની છાપ આબેહૂબ પડી રહી. તેણે ખાત્રી પૂર્વક માન્યું:—“ નિર્મળા છળ પ્રપંચથી ભરેલી છે, બહારથી સાધ્વી જણાય છે, પણ અંતરથી એ સડેલી છિનાળ છે. ”

આહા! કેવો સજ્જડ વહેમ ! બિચારી નિર્મળા,નિર્દોષ નિર્મળા! તે તો આ માંહેલું કશુંયે જાણતી નથી. પણ સ્ત્રીઓ વહેમીની હોય છે. અનંગરાયની નિર્મળા પ્રતિની કુદૃષ્ટિ આ વહેમને દૃઢ બનાવે છે. સ્ત્રીઓના હૃદયમાં ઉદ્‌ભવેલો વહેમ સર્વથા અનુમાનજન્ય હોય છે. ‘ નજરે જોયેલું જ માનવું ’ એવી વૃત્તિ સ્ત્રી હૃદય પોષી શકતું નથી, તેમ જ કોઇ વાત માનતાં કે ફેલાવતાં પહેલાં સત્ય પુરાવા જોવાની એ હૃદય દરકાર કરતું નથી.

બીજે દિન સવારમાં અનંગરાય ચૌટે ગયો. નિર્મળા કમળાની પથારી પાસે આવી પૂછવા લાગી:—“ આજે તમને કેમ છે ? ”

કમળાએ મનમાં વિચાર્યું કે, આ દુષ્ટા એમ ધારતી હશે કે હું તો ભોળી ભામિની છું, કશુંયે જાણતી નથી, પણ આજ એ છિનાળને જણાવું કે હું તેમનાં બધાં પ્રપંચ જાણી ગઇ છું." આવો નિશ્ચય કરી પોતાના કેશપાશના દોરે બાંધેલી કુંચી છોડી નિર્મળા તરફ ફેંકતી બોલી:—" નિર્મળા! લે હું બધું યે જાણું છું. લે, હું જ તને મારા હાથે કુંચી આપું છું. મારા દાગીના, સાડીયો બધું ધરાઇ ધરાઇને પહેરજે, અને આ ઘરમાં બન્ને જણાં ખુબ મનભર સુખ માણજો."

આ સાંભળી નિર્મળા ગભરાઇ. તે વિસ્મય પામતી બોલી:— " ભાભીજી, આ તમે શું બોલો છો! હું તેનો કશો યે મર્મ સમજી શકતી નથી."

કમળા ગુસ્સામાં આવી બોલી:- " સમજીશ. હજુ હવે સમજીશ. તને રૂપનો અને જુવાનીનો ગર્વ આવ્યો છે. પણ યાદ રાખજે એ સૌ ચાર દહાડાનું ચટકું છે. જે તારા રૂપ ઉપર આજ આશક બન્યો છે, તે તારૂં રૂપ ઉડી જતાં-યૌવન વહી જતાં તને ધક્કો મારી કાઢી મૂકશે. અંતે હું જે સ્થિતિમાં આજ આવી પડી છું, એવી જ તારી દુર્દશા થવાની એ વાત સત્ય માનજે."

નિર્મળા આ કથનનો ભાવાર્થ ન સમજી. તેનાં નેત્રમાંથી જલબિન્દુ ટપકવા લાગ્યાં. સજળ નેત્રે અને ગદ્દગદ્દ કંઠે તે બોલી:- " ભાભીજી! હું દુઃખીયણ છું, નિરાધાર છું, નિર્મળ વૃત્તિની છું. મારા પર દયા જોઇએ. આપના ચરણે પડી હું પુનઃ પુનઃ કહું છું કે, હું કેવળ નિરપરાધી છું. તમે જે કંઇ કહો છો તેમાંહેનું કશું યે સમજતી નથી. શા કારણ નિર્દોષપર આવડો ક્રોધ!" એમ કહી તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

કમળાએ એ પર કંઈ લક્ષ ન આપ્યું અને બોલી:–" તેં જ કોઈ અંતર જંતરથી તારા જેઠને વશ કરેલ છે જેથી તે આખો દિવસ તને જ જોયા કરે છે."

નિર્મળાએ અશ્રુ સારતાં સારતાં ઉત્તર આપ્યો:–" ભાભીજી! એ તમારી શંકા કેવળ કાલ્પનિક છે. મારા જેઠ મલીન હૃદયના હશે અને તેથી તે કદાચ મારા પર કુદૃષ્ટિથી જોયાં કરે તો તેમાં મારો શો અપરાધ ?" હવે તે આકાશ ભણી દૃષ્ટિ કરી અતિ દુઃખાર્ત્ત હૃદયે બોલી:–" હે ! વિધાતા ! તારે મને તિલમાત્ર સૌભાગ્ય સુખ આપવું નહતું, તો આવું રૂપ શા માટે આપ્યું ? એ તારો રૂપાનુગ્રહ મારા શિર અનેક આફતો, અનેક અવનવાં આરોપો લાવી મૂકશે." પછી તે કમળા પ્રતિ આર્ત્ત સ્વરે કહેવા લાગી:–"ભાભીજી ! અપરાધ મારો નથી, મારા રૂપનો છે. દોષિત હું નથી, દોષિત તો એ રૂપ આપનાર વિધાતા છે. તમારા અંતરમાં દૃઢ થએલો સંદેહ દૂર કરો. જુવો ! હું પરપુરૂષનો જરા યે વિશ્વાસ કરતી નથી, રાત્રિએ મારૂં શયનમંદિર બંધ કરીને જ સુવુંછું. મૃત્યુ પહેલાં તમારા દિયરે મને ગુપ્ત બોધ આપ્યો હતો, અને જીવનોત્કર્ષનો માર્ગ દર્શાવ્યો હતો. જે દિવસ મને વૈધવ્ય પ્રાપ્ત થયું એ જ દિવસ મારે તો અત્રેથી ચાલી જવું હતું ! પણ અત્રે જ રહી મારે એક વર્ષનો વૈધવ્યનો શોક પાળવો જ જોઇએ એવી સામાજિક રૂઢિ, મારે સગાંવહાલાંના આગ્રહ–કથનથી નિરૂપાયે શિરમાન્ય કરવી પડી. ભાભીજી ! આ વૈધવ્યશાપિત અંતરમાં ઇન્દ્રિય ભોગાંકુર જરા યે ફૂટયો નથી, અને કોઈ કાળે ફૂટવાનો યે નથી. તમો મારા વિષેનો વહેમ દૂર કરો. હું શપથ લઈ કહું છું કે તમારા પતિના વર્તન વિષે હું કેવળ અજ્ઞાત છું."

કમળાએ જાણ્યું કે નિર્મળા ખરેખર નિર્દોષ છે. તેણે છેવટનું

હિતવચન કહ્યું:–" નિર્મળા! હું તો હવે જવા બેઠી છું. તને કહું છું કે શીલ સાચવી રહીશ તો સુખી થઈશ. મનુષ્ય જેવું વાવશે તેવું લણશે. તારા હિત ખાતર તને કહું છું કે મારા પતિની દાનત બગડી છે, તો મારા મરણ બાદ તારે એક પળ પણ આ ઘરમાં ન રહેવું. "

ત્રીજે દિવસે કમળા આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગમાં ચાલી ગઇ.

---

# પ્રકરણ ૧૬ મું.

## પાપીઓની પ્રપંચજાળ.

" પણ બેટા, તારી મા ગુજરી ગઈ છે, ઘરમાં કોઇ બૈરૂં નહિ, હું તને મારી સાથે કેવી રીતે રાખી શકું ? " નિરાનંદે દુઃખથી કંપતા હૃદયે પોતાની પુત્રીને કહ્યું.

નિર્મળા:—" મારી જેઠાણી સ્વર્ગવાસી થતાં અંહિ પણ સ્ત્રી વર્ગમાં બીજું કોણ છે ? "

નિરાનંદ:—" તારા જેઠ અનંગરાયે માનીને ચાકર તરીકે ઘરમાં રાખી છે. તે બાઇ તારી પાસે રહે છે. તારી પાસે સુવે છે. તને હવે શી મુંઝવણ છે ? "

નિર્મળા:—"આ માનીના સંસર્ગમાં મને જરાયે ચેન પડતું નથી. મહાન આફત મારા શિર આવી પડવાની હોય તેમ મારૂં

અંતર અહર્નિશ બળ્યાં કરે છે. હું અંહિ ક્ષણ પણ નિશ્ચિંત નહિ રહી શકું. ”

નિરાનંદે સજળ નેત્ર અને દુઃખાર્દ્ર હૃદયે કહ્યું:—“ બેટા! વૈધવ્યની મહાન્ કષ્ટપ્રદ વિપદ્ તારે શિર પડી ચૂકી છે. આથી ભારે આફત અન્ય કોઈ નથી. તું વૃથા પરિશોચ નહિ કર. તારા પતિની વરસી પર્યંત તારે અંહિ રહેવું જોઇએ. દીકરી ! હું નિર્ધન છું. મહાકષ્ટે હું મારી ઉદરપૂર્તિ કરૂં છું. તને લઇ હું પરદેશ જઈશ ત્યારે આપણા બન્નેનો ઉદરનિર્વાહ ચાલશે. ”

× × × × ×

૨.

અનંગરાય અને માનીએ મળીને નક્કી કર્યું કે નિર્મળા પર બળાત્કાર નહિ કરવો. એ મચ્છીને શર્કરાની ગોળીના મિષ્ટ સ્વાદમાં લીન કરી વિષયનો કાંટો એના તાળવામાં ભોંકી દેવો. રસપાનના લોભમાં રસઘટ ફોડી નાંખશું તો મધુરસ ધૂળમાં ઢળી પડશે, અને આપણો વ્યવસાય વ્યર્થ જશે.

‘ અનંગરાય પાસેથી મનમાન્યું દ્રવ્ય હસ્તગત કરવાનો આ ઉત્તમ અવસર છે, એ વિચારથી માનીનું અંતર હર્ષના તરંગપર નાચવા લાગ્યું. તેણે હવે યુક્તિપ્રયુક્તિનો આશ્રય લેવા માંડયો. અનંગરાય પાસે જઇ તેણે કહ્યું:—“નિર્મળાના સૌંદર્યના આભોગમાં, તેના યૌવનરસનું પાન કરતાં મને ભૂલી જશો ! પછી મારી શી દશા ? ”

દ્રવ્યપિપાસુ બની માનીએ આ વચન કહ્યું. એને અનુભવ હતો કે દુનિયામાં યારનો તૂટો નથી. એક શોધતાં એકવીશ મળે.

વાંચનાર ! આ માની કોણ ? અનંગરાયની રખાત. ડૉક્ટર વિહારી-એ દવાશાળામાં તે દિવસ જે સ્ત્રીની ચિકિત્સા કરી હતી તે દર્દી.

માનીના પ્રશ્નનો અનંગરાયે પ્રેમભર્યો ઉત્તર આપ્યોઃ—"પત્નીનાં ભીષણ સ્વરૂપથી ત્રાસ પામી ભમતા આ ભ્રમરને તેં આશ્રય આપી તારા સૌન્દર્ય ઝુલ્લા પર આજ પર્યંત ઝુલાવ્યો, એ શું હું કદી ભૂલી જઇશ ? માની ! હું ખાત્રી આપું છું કે તું મારી થઇછું એ કદી મટવાની નથી." માનીની પ્રશંસા કરતાં કરતાં અનંગરાયે માનીના કંઠને ઉભય કરવડે આલિંગન કર્યું અને શિર નમાવી માનીના અનેક વાર ઓષ્ઠ કલુષિત કપોલપ્રદેશ પર એક રસભર્યું ચુમ્બન લીધું. યથાવિધિ પ્યારનું પ્રદર્શન કરાવી અનંતર અનંગરાયે એક રત્નમંડિત સુવર્ણનો કેતકીહાર કાઢી માનીના કંઠને સ્વહસ્તે અલંકૃત કરતાં કરતાં કહ્યુંઃ—" પ્રિયતમે ! તારી કળાના પ્રભાવ વડે એ લલિતાંગી નિર્મળાને અનંગવશ કરીશ તો તને હું મોં માંગ્યું દ્રવ્ય આપીશ. માની ! મને ચિન્તા થાય છે કે એની કુમળી દેહલતિકા રસસિંચન વિના કરમાઇ જશે. એની સૌન્દર્ય વાટિકા કોઈ કુશળ માળીની સંભાળ વિના પ્રફુલ્લ પુષ્પની મધુર સૌરભથી વંચિત રહી એક અરણ્ય ભૂમિ-સમ બની રહેશે. માની ! નૈસર્ગિક સૌંદર્યનો આમ જાણી જોઇ વિનાશ થવા દેવો એમાં ઘણુંયે પાપ છે. માની ! વળી મને એ પણ શંકા થાય છે કે આપણે એ નવોઢાને આપણા હાથમાંથી છટકી જવા દઇએ, અને કોઇ નીચ એને પ્રેમમુગ્ધ બનાવી ફસાવી દે તો કહે, મને કેવું કુલદૂષણ લાગે ? માની ! હું હજુ છેક એવો નામર્દ બન્યો નથી કે નિર્મળા જે અમારી કુળવધૂ છે એને પરકુળના કોઇ પુરૂષનો સ્પર્શ થવા દઉં. એ કુળવધૂ પરતો મારો જ હક્ક છે. માટે

માની! તારા કૌશલ્યવડે એ નવોઢાના અંતરમાં અનંગની આગ પ્રગટાવીશ, તો તારા શરીરના અંગેઅંગ હું સુવર્ણથી મઢીશ."

આ પ્રમાણે બોલતાં બોલતાં અનંગરાયે હસતા મુખડે ફરી એક ચુંમ્બન લીધું. એ ચુમ્બનના પ્રત્યુત્તર રૂપે અપ્રતિમ હાસ્ય છટાથી અધરરસ પાતી પાતી માનીએ પોતાના યારને કામઘેલો બનાવી તેની અંગુલિપર વિરાજતી હિરકમંડિત મુદ્રિકા કરકૌશલ્યથી સેરવી લીધી.

× × × × ×

૩.

"નિર્મળા! લે, આ મુદ્રિકા તારી અંગુલિપર ધારણ કર." એમ કહી માનીએ નિર્મળાના કરમાં એક નવી ચળકતી (પેલી હિરકમંડિત નહિ) સુવર્ણ મુદ્રિકા મૂકી. નિર્મળાએ એ મુદ્રિકાને ફેંકી દીધી માની કોપાન્વિત મુદ્રા કરી બોલી:—"નિર્મળા! તું કેવી ક્રોધિલી છું! તારે આવો ક્રોધ કરવો ન જોઇએ, તું કંઈક ડાહી થા. તું તો હવે ગૃહસ્વામિની થઈ. આ બધા સુવર્ણ અલંકાર, આ મૂલ્યવાન વસ્ત્રોપર હવે તારો અધિકાર થયો. તારા ઉપયોગ અર્થે આ સર્વ તને આપવાની અનંગરાયની ઇચ્છા છે."

નિર્મળાની કાંચનપ્રીતિ કેવી છે તે જોવા આ પ્રયત્ન થયો. પણ તે તો મૌન્ય ધરી ઉભી રહી. નિર્મળાના અંતરમાં ભોગલિપ્સા જાગૃત કરવાના ઉદ્દેશથી માની એક સુવર્ણમાળા તેના કંઠમાં નાખતી નાખતી બોલી:—

"આહા! નિર્મળા, આ સુવર્ણમાળાથી તારી શોભામાં કેવી અભિવૃદ્ધિ થાય છે! ઉભી રહે. હું દર્પણ લાવું, તેમાં તારી દેહપ્રતિમા તું નિહાળ."

માની દર્પણ લેવા ગઇ. નિર્મળા આ આભરણ કંઠમુક્ત કરવાના વ્યવસાયમાં પડી. દર્પણ લઈ આવતી માનીને જોતાં જ એ અલંકાર તેના ભણી ફેંક્યું.

" અરે કેવી મૂર્ખી છું! પળ માત્ર પણ શરીરપર સુવર્ણ રહેવાતું નથી?" માનીએ મૃદુ ભાવે મમતભર્યો પ્રશ્ન કર્યો.

" એ સુવર્ણ હવે મને સર્પ સમ ભાસે છે. " નિર્મળાએ નમ્રપણે ટૂંક ઉત્તર આપ્યો.

આ આરસીમાં મુખદર્શન કરીશ તો તને જણાશે કે એ સર્પ નથી. " માનીએ નિર્મળાનાં નેત્ર આગળ આરસી ધરતાં કહ્યું.

" મારે આવી આરસી ન જોઇએ. મારી આરસી તો હાલ સ્વર્ગમાં બિરાજે છે. યુવતીએ અલંકાર પરિધાન કરી માત્ર પતિની હૃદયઆરસીમાં મુખડું જોવું. અને એ પતિના હૃદયમાં પોતાનું નિર્મળ અને સુંદર પ્રતિબિંબ પાડવા અહર્નિશ આતુર રહેવું. અવનવાં વસ્ત્રાભૂષણથી સજ્જ થઇ જે યુવતી પોતાની સૌન્દર્યછટા પરપુરૂષના અંતરમાં ઉતારવા મથે છે એ વનિતા નહિ પણ વારાંગના છે. એવી પતિતા અવનીપર અંગારસમ છે. દર્પણમાં મુખડું જોઈ મલકાતી વિધવા તે વિધવા નહિ પણ વેશ્યા છે. તમારી આરસી લઈ જાવ. નહિંતર હું તેના ભાંગીને ટૂકડે ટૂકડા કરી ફેંકી દઇશ. " આરસીને તુચ્છકારતાં કોપનો આવિર્ભાવ કરતાં નિર્મળાએ ઉત્તર આપ્યો.

એ કોપને શાન્ત કરવા માનીએ કર ઝાલી નિર્મળાને પોતાભણી ખેંચી અને શીલવિઘાતક અનેક નરપશુના કરમર્દનથી કલુષિત થયેલા પોતાના ઉરસરસી એ વિમળાત્મા બાળાને ચાંપી વ્હાલ દર્શાવવા લાગી.

" નિર્મળા! તારામાં હજુ બાળબુદ્ધિ છે. ભવિષ્યનો તને

જરા યે વિચાર નથી. તારો પતિ જતાં તું નિરાધાર બની. કહે જોઇએ હવે તારૂં કોણ ?"

નિર્મળાએ તેના પરિષ્વંગથી પોતાના દેહને છૂટો કરી પ્રત્યુત્તર આપ્યો:–"કૌમારવ્રત્ત એ એક જ મારૂં રક્ષક છે. પતિએ એ વ્રત અખંડ રહેવા દીધું છે. હું શીલની રક્ષા કરીશ, તો અવશ્ય શીયળ મારી રક્ષા કરશે. મારા કૌમારવ્રતમાં પરમાત્માનું અતુલ બળ રહ્યું છે. એ મારૂં વ્રત, મારૂં શીયળ હું સાચવી રાખીશ તો સ્વર્ગના દેવતાઓને નચાવી શકું એવું સામર્થ્ય મારામાં આવશે."

માનીની શીલભ્રષ્ટતા વિષે આ ભોળી નિર્મળા અદ્યપિ કેવળ અપરિચિત હતી. પણ માનીએ માન્યું કે શીલની વાત કહી નિર્મળા મારા પરત્વે આ અન્યોક્તિ વાપરે છે.

" પણ શીલ સાચવે કંઇ પેટ ન ભરાય!" કુટિલતા અને ધૃષ્ટતા પૂર્વક શીલપતનનો હેતુ ટૂંકામાં કહી તરત જ માની નિર્મળા પ્રતિ વ્હાલ દર્શાવવા લાગી. તેણે માન્યું કે વાદવિવાદથી અર્થ નહિ સરે.

"અનંગરાયની તારાપર દયા છે. એ તને આવા અમૂલ્ય અલંકાર આપે છે તો તું ડાહી થઇ તેનો સ્વીકાર કર. એ અલંકાર અંગપર ધારણ કરવાનું કોઈ તને કહેતું નથી. પણ તારી પાસે ધીમે ધીમે આ પ્રમાણે સુવર્ણ સંચય થશે તો કાળવશાત્ કોઇ આ ઘરમાંથી તને કાઢી મૂકે તેવા વિપદ્ સમયે આ સુવર્ણસંચયને લઈ તારે કોઇની પરવાહ કરવી નહિ પડે. તારે ભૂખે મરવાનો કે ભીખ માગવાનો પ્રસંગ નહિ આવે."

માનીનાં વ્હાલભર્યાં વચનમાં કંઠપૂર્ણ વિષ છે, અને માની તો એ વિષ દેવા મોકલેલી અનંગરાયની દૂતી છે, એવી શંકા નિર્મળાના

નિર્મળ અંતરમાં ન ઉદ્દ્ભવી. એ તો નિરૂત્તર બની બેસી રહી. શું કરવું તેના ઉંડા વિચારમાં પડી.

+ + + + +

૪.

અનંગરાયનું મન છળકપટનું મંદિર હતું. પોતે યોજેલી પાપ ઘટનામાં નિર્મળાનો જનક નિરાનંદ અજ્ઞપણે સહાયક બને એવી યુક્તિ તેના મનમાં સ્ફુરી આવી.

નિરાનંદ દારિદ્રના સંકટમાં સપડાયો હતો. પુત્રીને સાથે રાખી, તેનું ઉદરપોષણ કેમ કરવું એ પ્રશ્ન તેને વિકટ થઈ પડયો. આ સ્થિતિમાં તેની દ્રવ્યતૃપા છીપાવવા જે યત્ન થાય, તે તેને મન ઇચ્છનીય અને અભિનંદનીય ગણાય એમાં કાંઇ આશ્ચર્ય નહોતું. સુવર્ણનો મીઠો સૂર નિરાનંદના હૃદયમાં રેડવા અનંગરાયે નિશ્ચય કર્યો. નિરાનંદ પાસે જઇ તે કહેવા લાગ્યોઃ–"મેં પૂર્ણ રીતે સંસારસુખ ભોગવ્યું છે. હવે ફરી સંસાર માંડવા મારી ઇચ્છા નથી. પણ તેમ કરવા સગાં સંબંધી મને અત્યાગ્રહ કરી શરમાવે છે. ફરી લગ્ન કરતાં મને આ ચિન્તા થાય છે કે ઘરમાં બે બાળક બુદ્ધિની સ્ત્રીઓ ભેગી થાય, અને કંકાસ કરી મૂકે તો નિર્મળાને જૂદા રહેવાનો પ્રસંગ આવે. હું કોઇ રીતે નિર્મળાને દુઃખી કરવા માગતો નથી. એ બિચારીયે સંસારમાં આવી શું સુખ જોયું છે ? મને એની દયા આવે છે. ઉદરપૂર્તિ અર્થે એને ઘરે ઘર ભીખ માંગવી પડે એમ હું કદી નહિ થવા દઉં. વર્ષ બે વર્ષમાં એની પાસે બેચાર હજારની દ્રવ્યસામગ્રી થઇ જાય એવી મેં યોજના કરી છે. પણ તમારી દીકરી અક્કલહીન અને હઠીલી છે."

નિર્ધન નિરાનંદ દ્રવ્યની લાલચમાં લપટાયો. તેણે માન્યું કે અનંગરાય દયાળુ છે, નિર્લોભી છે, નિર્મળાનું દુઃખ જોઇ એનું દીલ

દાઝે છે. પુત્રી પાસે ધન એકઠું થાય તો એની ચિન્તા ઓછી એમ ધારી આતુર મનથી નિરાનંદે પૂછ્યું:—

" એની શી હઠીલાઇ છે? મને કહો. હું એને સમજાવીશ."

" આજે એ સુવર્ણાલંકાર આપવા માંડયા, પણ જાણે પૈસાની કશી પરવાહ ન હોય તેવો મિજાજ કરી નિર્મળાએ તે ફેંકી દીધા, અને મા-ની સાથે જેમ તેમ બોલી." નિર્ધન પિતાના અંતરમાં પુત્રીની મૂર્ખાઇ ઉતારવા અનંગરાયે પ્રયત્ન કર્યો.

" કેવી મૂર્ખી! પોતાનું હિત પણ સમજતી નથી? હું એને બે વચન કહીશ." નિરાનંદે નિર્મળા પ્રતિ ક્રોધ વ્યક્ત કરી વચન આપ્યું.

" સુવર્ણનો સંગ્રહ કરવાની સમજણ આવશે તો સુખી થશે." જાણે નિર્મળાની દયા ખાતો હોય તેમ અનંગરાયે સૂચના કરી.

આ સૂચનામાં અનંગરાયનો આંતરિક હેતુ છળપ્રપંચ સિવાય અન્ય કોઇ નહોતો. નિર્મળાને સુવર્ણ અને સ્વાદની સરણી પર ચ-ઢાવી પશ્ચાત પાપમાર્ગે ઉતારવાનો અનંગરાયનો અધમઆશય હતો.

બિચારા નિરાનંદનાં આંતર ચક્ષુની આસપાસ દારિદ્રનું શ્યામ પડળ એટલું બધું ગાઢ થઇ ગયું હતું કે, અનંગરાયના કથનમાં અં-તર્ગત રહેલી પાપમય યોજનાની ઝાંખી રેખા પણ તે નિહાળી ન શકયો. દુહિતા દ્રવ્યવતી થશે એ આશાએ આ રંક પિતાને એટલો બધો આનંદમગ્ન બનાવ્યો કે અનંગરાયની આ ઉદારતાને તે મહાનુભાવ રૂપ આપી તેની મુક્તકંઠે પ્રશસ્તિ ગાવા લાગ્યો. તેને ધન્યવાદ આપવા લાગ્યો.

\+ + + + + +

૫.

જનક અને જામા (પુત્રી) મળ્યાં ત્યારે નિરાનંદે પુત્રીને સ્વહિતનાં ઉપદેશ વચનો કહી સંભળાવ્યાં; અને પ્રથમ કરેલી આડાઇ માટે નિર્મળાને કંઇક ઉપાલંભ પણ આપ્યો.

નિર્મળાએ કહ્યું: " પિતાશ્રી! માનીએ પણ સુવર્ણસંચય માટે મને આવું જ બોધવચન કહ્યું હતું."

પિતા ખુશ થયો, અને માનીને પણ એક દયાળુ, સૌજન્યશીલ સ્ત્રી ગણી. નિરાનંદની દ્રવ્યપિપાસાએ બોધ અને આગ્રહવડે નિર્મળાને સ્વાર્થમુગ્ધ અર્થાત્ સુવર્ણમુગ્ધ બનાવી.

પાપીઓએ ધાર્યું કે આપણો પાપમાર્ગ સરળ બન્યો.

\+ + + + + +

૬.

જનકના ઉપદેશ પહેલાં માનીના સાન્નિધ્યમાં રહેતાં નિર્મળાના મનમાં ઉદાસીનતા વ્યાપી રહેતી; અને 'કંઇક અમંગળ થવાનું છે' એવી શંકા અંતરમાં ઉદ્‌ભવતી. હવે તેના અંતરમાં ઉદાસીનતાના બદલે પ્રસન્નતા, અને શંકાના સ્થળે શાન્તિ પ્રસરી. તેણે માન્યું કે માની તો તેને હિત અર્થે જ અખંડ ઉદ્યમ કરનારી સ્ત્રી છે.

પતિએ સૂચવેલો જીવન આદેશ, કંચનના ચળકાટમાં, મિષ્ટમેવાના આસ્વાદમાં, માનીનાં મધુર વચનોમાં, નિર્મળા ઘડીભર વિસરી ગઇ. મેવા અને મીઠાઇ અનંગરાય લાવી આપતો. માની અને નિર્મળા તે આરોગતાં. ત્યાં અનંગરાય પણ કવચિત્ આવી બેસતો. નિર્મળા ત્યાંથી ખસી જતી નહિ. પહેરેલાં વસ્ત્રનું અવગુંઠન કરી વદન ઢાંકી ત્યાં જ બેસી રહેતી. માની કંઇક કંઇક વિનોદના પ્રશ્ન પૂછતી તેનો ઉત્તર વિનોદાત્મક ભાવથી, ધીમા પણ અનંગરાય શ્રવણ

ફરી શકે તેવા સ્વરમાં નિર્મળા આપતી. નિર્મળાના વર્તનમાં આવું રૂપાન્તર જોઈ અનંગરાયે અનુમાન કર્યું કે, તે હવે મારો આશય સમજી ગઇ છે. સર્વાંશે તે આશયને અનુકૂળ બની છે. માનીએ પણ એ અનુમાનને અનુમોદન આપ્યું.

અમે કહીએ છીએ કે અનંગરાયનું આ અનુમાન નિરાધાર અને નિષ્ફળ હતું. તેની નારકીય ધારણાની ગંધ માત્ર નિર્મળાને નહોતી. તે ભોળી અને વિશુદ્ધ હૃદયની હતી. પિતૃઆજ્ઞા એ જ તેના આ વર્તનનું મૂળ હતું. પારાધીઓએ પોતાનાપર જાળ બીછાવી છે એનું આ મૃગલીને જરાયે ભાન નહોતું. પિતા પણ આ પ્રપંચ વિષે છેક જ અજ્ઞ હતો. સ્વાર્થપ્રિયતા શું એ આ બાળા સમજતી નહતી. એ સમજણ પિતાએ તેના અંતરમાં ઉતારી. શર્કરાચ્છાદિત વિષની ગોળી અનંગરાયે નિરાનંદને દેખાડી. નિરાનંદે તે ઉમંગભેર પુત્રીના કરમાં મૂકી. શર્કરાના સ્વાદથી લોભાઇ આ ગોળીના ગર્ભમાં રહેલું વિષ શું નિર્મળા ગળી જશે? વાંચનાર! તું શું ઉત્તર આપીશ?

## પ્રકરણ ૧૭ મું.

### સુર અને અસુરનો રણસંગ્રામ અને વિમળનો વિજય.

અર્ધ રાત્રિ વ્યતીત થઇ હતી. ચતુર્દિશ ગાઢ શાન્તિ પ્રસરી રહી હતી. વિશ્રાન્ત બનેલા લોકો મૃત્યુ તુલ્ય નિદ્રામાં પડી અહંભાવ ભૂલ્યા હતા. નિર્મળા પોતાના શયનમંદિરમાં અન્ય જન પેઠે આત્મવિસ્મરણની સુખપ્રદ દશામાં લીન બની હતી.

આ સમય અનંગરાય પોતાની શય્યા છોડી નિર્મળાના ખંડ પાસે ગયો. ખંડ અંદરથી બંધ હતો. અનંગરાય ધીમે ધીમે સાંકળ ખખડાવી તેમાંથી મધુર નાદ કાઢવા લાગ્યો. કંઇ ઉત્તર ન મળ્યો. સાંકળે મધુર સૂર મૂકી દઇ કર્કશ અવાજ ધારણ કર્યો. એ પ્રયાસ પણ નિષ્ફળ ગયો. અનંગરાયે ધાર્યું કે, માનીએ મારા અભિસરણનો કંઇ પણ સંકેત આપ્યો નહિ હોય, તેથી આ જડ વસ્તુના કલરવનો અર્થ નિર્મળા કંઇ પણ સમજતી નથી. તેણે નિશ્ચય કર્યો કે, 'હવે તો હું જ મારા સ્નેહઝર સ્વરથી બોલાવી નિર્મળાના અંતરમાં કામપ્રદીપ પ્રગટાવીશ.'

"નિર્મળા! નિર્મળા! દ્વાર ઉઘાડો." સાંકળના નિનાદ સાથે પોતાનો કામાર્દ્ર સ્વર મેળવી અનંગરાયે કહ્યું.

અંદરથી પ્રશ્ન આવ્યો:–"કોણ છે?"

અનંગરાયે ઉત્તર આપ્યો:–"એ તો હું અનંગરાય. મારૂં અખિલ શરીર જ્વરાગ્નિમાં પ્રજળે છે. હું શાન્તિજનક ઔષધોપચાર અર્થે તમારા ખંડમાં આવ્યો છું. ઉઘાડો."

નિર્મળાનો શયનખંડ મેડી ઉપર રાખવામાં આવ્યો હતો. એ માનીની યુક્તિનું પરિણામ હતું. એ ખંડમાં દીપ પ્રજળતો હતો. નિર્મળા અનંગરાયનો સ્વર સુણી લજવાઇ; આગળ શબ્દ ન બોલી. ધાર્યું કે, 'જેઠની તબીયત બિમાર થઇ આવી હશે. આ ખંડમાંથી કંઇક દવા લેવા આવ્યા હશે.' ખંડ ઉઘાડી, ઘૂમટો તાણી, પોતે એક બાજુ ઉભી રહી. અનંગરાયે અંદર પ્રવેશ કર્યો; નિર્મળા અને પોતા વચ્ચે સ્હેજ અંતર રાખી ઉભો.

"નિર્મળા! આ લાજ મર્યાદાનો વિધિ હવે નિષ્પ્રયોજન છે. લ્યો આ કાંચનકંઠી કંઠમાં ધારણ કરો. અને તમારા મૃણાલસમ

કોમળ કરના સ્પર્શથી આ દેહનો જ્વર શાન્ત કરો." ઘણા જ મૃદુ અને કામોત્કંઠિત સ્વરથી અનંગરાય બોલ્યો.

નિર્મળા શો ઉત્તર આપે ? તેણે નક્કી કર્યું કેઃ–' અંતરમાં જે અમંગળનો ભય હતો, તે આજ. અન્ય નહિ."

હવે જ્યેષ્ઠની મર્યાદા જાળવવાનું કાર્ય અશક્ય બન્યું. મૌન્ય-સેવનમાં ઘોર ભયંકરતાનો સંભવ હતો. મૌન્ય તો સંમતિનું સૂચક, મલીન વૃત્તિનું પોષક બનશે એમ ધારી નિર્મળાએ એ અનિષ્ટપ્રદ મૌન્યનું નિરસન કર્યું.

" આંહિથી સત્વર ચાલ્યા જાવ."

" આહા ! અહો ભાગ્ય કે તમારી સુખવાણી શ્રવણ કરવાની અભિલાષા આજે તૃપ્ત થઇ. હવે તમારી તનુલતાના ઉપભોગની ચિરપોષિત આશા સફળ કરો." એમ કહી નિર્મળા પ્રતિ બાહુક્ષેપ કરતો અનંગરાય મંદગતિએ આગળ વધ્યો. નિર્મળા ઝટ ચેતી ગઇ. ખંડ બહાર નીકળી ઉભી અને ઉત્તર આપ્યોઃ–" તમારી એ આશા આકાશકુસુમવત્ છે. જરા વિચાર કરો. મને તો તમારે પુત્રી સમ ગણવી જોઇએ."

અનંગરાયે પિશાચગ્રસ્ત અંતરનું ધાષ્ટર્ય દાખવી ઉત્તર આપ્યોઃ– " અમો કામાર્થી જનો આવા સૂક્ષ્મભેદમાં ઉતરતા નથી. પુત્રી કે પત્ની અમારે મન સરખાં છે."

નિર્મળાઃ—" પણ પતિભક્ત સ્ત્રીને મન વિષયલુબ્ધ પરપુરૂષ વિષતુલ્ય છે, વિષ્ટા સમાન છે. વળી હું તો વિધવા છું; એટલે પુરૂષને અસ્પૃશ્ય, અભોગ્ય, અગ્રાહ્ય છું. વિષયાસક્ત વિધવાઓ વિશ્વના વિનાશરૂપ છે."

અનંગરાયઃ—" વાહ ! કેવી ધર્મભિરૂતા ! કેવળ દુર્બળાત્માઓ જ પાપથી ડરે છે. "

" સત્ય છે. દુરાત્માઓ પાપ શું છે એ સમજતા જ નથી. " નિર્મળા મનમાં બોલીઃ-

અનંગરાયઃ " અધર્મથી ડરતા હો તો પુનર્લગ્ન કરો. હું તમને મારી ભોગ્ય વસ્તુ બનાવું. "

નિર્મળાઃ—" પુનર્લગ્ન અને તે મારા માટે ! જેના અંગમાં અનંગનો ઉન્માદ હોય તેના માટે પણ આત્મકલ્યાણનો માર્ગ એ કે અનંગને અંકુશમાં રાખી ઇન્દ્રિયવિજય મેળવવો. હું તો વિષયથી કેવળ અનભિજ્ઞ છું. ભોગના અભાવરૂપી અગ્નિમાં પડી અનંગ આ દેહમાં જન્મતાં જ બળીને ભસ્મ થયો છે. "

અનંગરાયઃ—" હવે તો ભોગ સુલભ છે. શા માટે અનંગનો ઉચ્છેદ કરવો ? નિર્મળા ! આવો ! એ ભસ્મમાંથી અનંગને પુનર્જીવન આપવા ઘો. "

અનંગરાય ખંડની બહાર આવ્યો. નિર્મળા અનંગરાય ભણી દૃષ્ટિ રાખી પાછા પગે દૂર ખસતી બોલીઃ—" બરફસમ ઠંડાં અને પથ્થરસમ જડ બનેલાં આ અંગોમાં અનંગનું પુનર્જીવન સર્વથા અશક્ય છે. "

અનંગરાય અધીર બની ઉચ્ચ સ્વરે બોલ્યોઃ—" નિર્મળા, મૂર્ખાઇ તજી વિવિધ વિલાસ ભોગવો. આવું સુખ ક્યાંય નહિ મળે. "

નિર્મળાઃ—" એ સુખમાં હું સર્પદંશ જોઉં છું. "

અનંગ૦:—" એ ધાર્મિકતા મૂકી તમારો નિશ્ચય ફેરવો. "

નિર્મળાઃ—" હું મારા નિશ્ચયમાં અડગ છું. "

" એકાંતમાં તમારી અડગતા ઝાઝી વાર નહિ નભે." અનંગરાય કંઈક જુસ્સામાં બોલ્યો.

નિર્મળાઃ–" જ્યાં કામનો ઉત્પાત છે, ઇન્દ્રિયશૈથિલ્ય છે, ત્યાં જ એ નિશ્ચયની અડગતા ન ટકે. હું અબળા છું, પણ અબળા ધારી આક્રમણ કરશો તો તમારા શિર કોઇ અણુધારી આફત આવી પડશે. "

" આફત તો તમારા શિર આવી પડશે " અનંગરાય ક્રોધમાં આવી નિર્મળા પ્રતિ આગળ ધસતાં ધસતાં બોલ્યો: " દુઃખી થશો, અને વિશેષ પસ્તાશો. યાદ કરો તમારો પિતા નિર્ધન છે. "

નિર્મળા એક બારી તરફ ધસી. તે ઉઘાડી નાંખી તેની કિનારીપર ઉભી રહી. હવે તે એક પ્રચંડ મૂર્તિ બની રહી. તેનાં નેત્રમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. અખિલ દેહમાં ઉગ્ર કોપ વ્યાપી રહ્યો. ' પ્રાણની આહુતિ આપીને પણ શીલ સંરક્ષણ કરવું. ' એ ઉદાત્ત નિશ્ચય મનમાં રમી રહ્યો. હૃદયમાં લોહી ઉછળવા લાગ્યું. બારીની કિનારી પર ઉભા રહી તેણે ઉત્તર આપ્યો:–" મારો પિતા નિર્ધન છે. પણ જુવો, પ્રભુ મારા સાન્નિધ્યમાં ઉભો છે. એ દયાનિધિ નિર્ધન નથી. " અનંગરાયને આગળ વધતો જોઇ ઉગ્ર સ્વરે બોલી:–" ઉભા રહો ! એક પગલું આગળ ભરશો તો હું બારીમાંથી કૂદી પડી પ્રાણ ત્યાગીશ. " અનંગરાય પાછળ હઠયો અને નિર્મળા પ્રતિ ઉભય બાહુ પ્રસારી બોલ્યો:–" નિર્મળા ! આવો, આ બાહુ વિટપે વિંટાઈ તમારો કોપ શાન્ત કરો. "

નિર્મળા હવે અનંગરાયને અપમાનિત શબ્દોથી સંબોધવા લાગી:–" પાપી ! નરાધમ ! પાપપંકમાં હવે વધુ ઉંડો ન ઉતર. "

આ શબ્દો નિર્મળાના વદનમાંથી નિકળતા; હતા એટલામાં

માની જે નીચે સુતી હતી તે દાદર પાસે આવી. જોયું તો નિર્મળાને બારીમાં ઉભેલી દીઠી. દુષ્ટાએ ધાર્યું કે નિર્મળા આવેશમાં આવી કંઈક અનિષ્ટ કરી બેસશે. સત્વર તે ઉપર આવી. છૂપી રીતે ભીંત સાથે લપાતી લપાતી તે બારી પાસે જઈ પહોંચી. નિર્મળાની દૃષ્ટિ અનંગરાય ભણી હતી. માનીનું આગમન તે જાણી શકી નહિ. માનીએ અચાનક નિર્મળાને કમરમાંથી પકડી. બારીની કિનારીપરથી અંદર ખેંચી લીધી. નિર્મળા વ્યાકુળ બની. અનંગરાયે દોડી આવી બારી બંધ કરી. ' મારૂં કે મરૂં ' એવા ક્રોધભર્યા, આવેશભર્યા ઉગ્ર નિશ્ચયમાં નિર્મળા આવી ગઈ. અઘોર પાપ કર્મની ભાગીયણ એ નીચ નારી માનીના પાશમાંથી દેહને છોડવવા તેણે પોતાનું સર્વ બળ વાપર્યું. એ ભ્રષ્ટાના પાશમાંથી છૂટી નિર્મળા દાદર ભણી ધસી. પાછળ નરકકીટ કામાતુર અનંગરાય વિદ્યુત્ વેગે ધસ્યો. દાદર પાસે પહોંચતાં પહેલાં નિર્મળા ભૂમિપર પછડાઇ પડી. ઉભી થઈ પુનઃ નાસવા જતાં અનંગરાયે પકડી પાડી. માની દોડી પહોંચી.

" ઉપાડો એ શીલની પૂંછડીને તમારા શયનખંડમાં." એમ કહી માનીએ નિર્મળાના બે પગ પકડયા, અને અનંગરાયે સ્કન્ધ ભાગથી પકડી નિર્મળાને ઉપાડી આ અસુર અને આસુરીનું યુગલ ચાલ્યું.

" કેમ ! નિર્મળા ! અનંગરાયનું હેમ પચાવવું છે, અને વળી શીલ સાચવી દેવતાઓને નચાવવા છે ? " ખંડમાં દાખલ થતાં આસુરી માની બોલી.

" આ અનંગરાય ભોળો નથી હો ! એ હેમનું મૂલ્ય પૂરેપૂરૂં લેવાનો." અનંગરાયના મુખમાંથી પણ દુરક્તિ નિકળી.

નિર્મળાને ખંડમાં લઇ જઇ અનંગરાયના પલંગપર પછાડી

માની ખંડ બહાર જઈ ઉભી. અનંગરાયે નિર્મળાને બળથી પકડી રાખી, દાબી રાખી. તેનું ઉત્તરીય વસ્ત્ર ખેંચી કાઢી ભય દર્શાવતો બોલ્યોઃ–" રાંડ ધૂતારી ! મારી ઇચ્છાને આધીન નહિ થાય તો હમણા જ તને યમનો ભક્ષ બનાવી દઇશ."

શું નિર્મળા પરાત્મવશ હતી? નહિ જ. નિર્મળા પરમાત્મા વશ હતી. પ્રભુ તેને ભૂલી ગયો નહોતો. શીલ સંરક્ષણ અર્થે ઉગ્ર પ્રયાસ કરતાં આવી વિકટ દશામાં આવી પડેલી વિશુદ્ધહૃદયા બાળામાં પ્રભુએ દિવ્યબળ રેડયું. કોઇ દિવ્ય પ્રેરણાથી અદ્દભુત સામર્થ્યના આવેશમાં આવી અચાનક પલંગપરથી સફાળી કુદી પડી; દ્વાર પ્રતિ ધસી. માની તેને પકડવા પ્રયાસ કરવા ગઇ. પણ તેને એક પ્રબળ હસ્તપ્રહારથી ભૂમિસાત્ કરી દીધી. અનંગરાય દિગ્મૂઢ બની ગયો. નિર્મળાની પાછળ ધસવા ઇચ્છા થઈ આવી; પણ પાદમાંની ગમન ક્રિયા ગુમ થઇ હોય તેમ લાગ્યું.

અનંગરાય અને માનીની દૃષ્ટિને નિર્મળા સાક્ષાત્ અગ્નિદેવની ભવ્ય મૂર્તિ હોય તેમ જણાઇ. તેને સ્પર્શ કરવા તેઓના ગાત્રમાં હવે બળ ન રહ્યું; હિંમત વહી ગઇ. નિર્મળા દાદર ભણી ધસી જતી હતી. પોતાની પાછળ પદરવ થતો હોય તેમ તેને લાગ્યું. પાછળ જોયું તો અનંગરાય અને માની પૂર વેગમાં ધસી આવતાં હોય એવો તેના ક્રોધાવિષ્ટ નેત્રને ભાસ થયો. સંભ્રમમાં સોપાન ઉતરતાં પગથીયું ચૂકી, અને દડતી ગબડતી નીચે પડી. પડતાં પડતાં દુઃખતપ્ત અંતરથી અભિશાપ આપ્યોઃ–" કુકર્મ કીટો! નરકથી યે અધમતર સ્થળમાં તમારો ચિરવાસ થજો."

નિર્મળાને હાથ પગ અને શિરોભાગમાં ઇજા થઇ. આ તેનું પતન ન હતું, એ તો ઉર્ધ્વગમન હતું. આ ઉર્ધ્વગમનના ઉદ્યમમાં

મચેલી ઉદાત્તાશય બાળા ક્ષતાંગ બની, છતાં પીડાને ન ગણી; ભગ્નોત્સાહ ન બની. ગૃહદ્વારનો અર્ગલો ઉઘાડી પિતૃગૃહ પ્રતિ એકદમ વિદાય થઇ.

ગૃહમાં રહેલા કુકર્મકીટો વિસ્મિત બની આશ્ચર્યોદ્ગાર કાઢવા લાગ્યાઃ–" આ છોકરી શીયળની આવડી મમતા કેમ રાખતી હશે? ખરેખર એ નાદાન છોકરી સ્વહિતઘાતિની છે."

નિર્મળા છટકી જતાં અનંગરાય હતાશ થયો, પણ તેણે મનમાં નિશ્ચય કર્યો કેઃ–" હવે ફરીથી લગ્ન કરવું. સૂર્યોદય થતાં જ કોઈ સુંદર કન્યાની શોધ કરવી."

રાત્રિનો ત્રીજો પ્રહર ચાલે છે. સર્વત્ર ગાઢ તિમિર વ્યાપી રહ્યું છે. અખિલ શહેર મૃત્યુ તુલ્ય ભયાનક શાન્તિમાં પડ્યું છે. ક્યાંય જનપદરવ સંભળાતો નથી. નિર્જનતા અને નિઃશબ્દતાને લઇ માર્ગો અઘોર, વિકરાળ અને બિહામણા જણાય છે.

આ સમયે એક બાળા કંપતા હૃદયે માર્ગમાં ચાલી જાય છે. આકાશમાં ઝગઝગતા તારાનો મંદ અને ક્ષુદ્ર પ્રકાશ આ બાળાને માર્ગદર્શક થઈ પડે છે. શ્વાન ભસવાનો દૂરથી આવતો અવાજ આ બાળાના હૃદયમાં ઉંડી ફાળ પાડે છે. વિષમ ભૂમિસાથ પદાંગુલિ અથડાતાં આખા અંગમાં ભયકંપ છૂટે છે.

આ બાળાની સ્થિતિ તો જુવો! તેના શરીરપર છાયલ સરખું પણ નથી. અંગની મર્યાદા સાચવવા તેના દેહપર માત્ર ચોળી અને ચણીયો છે. તેનાં વિવિધ અવયવ ક્ષત થયાં છે. તેમાંથી રૂધિરસ્રાવ ચાલી રહ્યો છે. નેત્રમાંથી અશ્રુ સરી રહ્યાં છે. પ્રત્યેક પગલે દીર્ઘ નિશ્વાસ મૂકે છે. હૃદય ભયગ્રસ્ત છે. આ અનાથ કુમળી બાળાને આવી ક્રૂર કાળ રાત્રિએ આવી દુઃખદ દશામાં બહાર કેમ નીકળવું

પડયું ? કેવળ શીલસંરક્ષણ નિમિત્ત ! આહા શું શીલનું મમત્વ !

વાંચનાર ! તને એ અનાથ બાળાની દયા આવે છે ? જો ! એ બાળા અનાથ નથી. એ તો શીલ સાચવી સનાથ બની છે. એ દયાપાત્ર નથી. એ તો ધન્યવાદને પાત્ર છે. સર્વને શિરવંદ્ય છે. ઉભો થા ! અને એ નિર્મળાત્માની પવિત્ર મૂર્તિ તારાં માનસ ચક્ષુ સમીપ ખડી કરી તેનાં ચરણકમળને પુનઃ પુનઃ વંદના કર. તારા આત્માની વિમળતામાં વૃદ્ધિ કર.

આવી સ્થિતિમાં ચાલી જતી નિર્મળા પર કોઇની દૃષ્ટિ ન પડી. માર્ગમાં એક પહેરેગીરની ચોકી આવી. પણ પ્રહરી સૂતો હતો. નિર્મળા નિર્વિઘ્ને આગળ વધી; નિર્દિષ્ટ સ્થળે આવી પહોંચી. દ્વાર ઉઘડાવી તે પિતૃગૃહમાં પેઠી.

---

# પ્રકરણ ૧૮ મું.

## " વ્યવહારયજ્ઞ " ના કુંડમાં હોમાતી આહૂતિનો ઉદ્ધાર.

નિર્મળા અનંગરાયને ત્યાંથી નાસી ગઇ એ વાત કર્ણોપકર્ણ આખા શહેરમાં ચાલી. એનું ખરૂં નિશ્ચિત કારણ કોઇ કળી ન શકેલું. સૌ જુદાં જુદાં અનુમાન બાંધવા લાગ્યા.

કોઇ દોષગ્રાહીએ ધાર્યું:–" એ હલકી ચાલની હશે તેથી જ અનંગરાયે કાઢી મૂકી હશે. "

કોઇ અશુભદર્શીએ વળી જુદી જ કલ્પના કરીઃ " એ હલકા પગની છે. એ ઘરમાં આવ્યા પછી બિચારા અનંગરાયના કુટુમ્બમાંથી બે મનુષ્ય ઓછાં થયાં. "

કેટલાક કુકર્મશીલ મનુષ્યો એવી માન્યતાપર આવ્યા કેઃ– " નિરાનંદ નિર્ધન છે. એ કોઈ અજાણ્યા પ્રદેશમાં જઇ નિર્મળાને વેચશે કે તેની પાશે વેસ્યાવૃત્તિ કરાવશે. "

જે કોઈ અનંગરાયની પાશવવૃત્તિથી સુપરિચિત હતા તેઓ તર્કસિદ્ધ નિર્ણયપર આવ્યા કેઃ–" માની અને અનંગરાયને આડો સંબંધ છે. માનીનો નિવાસ હાલ અનંગરાયને ત્યાં છે. તેમની પશુચર્યા અહર્નિશ મુક્ત મનથી ચાલવી જોઇએ. નિર્મળાનું નિર્મળ સ્ત્રીહૃદય આ પાપકૃતિમાં અંતરાય રૂપ હશે. તેથી જ નિર્મળાને ત્રાસ આપી કાઢી મૂકી હશે. "

પણ કોઇને આ વિચાર ન આવ્યો કે અનંગરાય તો નિર્મળાનું શીલ લૂંટવા પ્રવૃત્ત થયો હતો. એ હિંસ્ર નિશાચરના પાતકી પંઝામાંથી છૂટવા નિર્મળા નાસી ગઇ હતી.

નિરાનંદની પત્ની આયુષ્મતી હત તો ગૃહે ગૃહે ફરી, આક્રન્દ કરી, સત્ય બીના જણાવી આખા શહેરને અનંગરાયના અધમાચારથી ગજાવી મૂકત. આની અંગત વાત સ્ત્રીહૃદયમાં છૂપી રહી શકે નહિ. પણ બિચારો નિરાનંદ શું કરે ? એ પુરૂષ હતો. વળી આ હૃદયભેદક બનાવનું સ્મરણ થતાં જ તેના અંતરમાં પશ્ચાત્તાપનો પાવક પ્રગટી નીકળતો. એટલે સત્ય શું છે એ તેના મુખથી કોઇને પોતે કહી શક્યો નહિ. નિરાનંદ પશ્ચાત્તાપના પાવકમાં બળવા લાગ્યો. કારણ અનંગરાયની પ્રપંચજાળમાં પોતે ફસાયો, અને દુહિતાને ફસાવી. દુહિતાની દુર્દશાનું મુખ્ય કારણ પોતે જ છે, એમ તે માનવા લાગ્યો. અને આ માન્યતા રૂપી ભ્રમર તેનું કાળજું કોરી ખાવા લાગ્યો.

× × × ×

બીજે દિન અનંગરાય કન્યાની શોધમાં પડયો. તેને ખબર મળી કે જુઠાદવે હસ્તક એક સુંદર, ભણેલી અને વિવાહયોગ્ય કન્યા છે. પોતે જુઠાદવેને મળ્યો અને મનની ઇચ્છા વ્યક્ત કરી.

" પણ તને કન્યા આપશે કોણ ? આજકાલ તારી ચાલ માટે નાતમાં અને જાતમાં બહુ ખરાબ વાતો થાય છે. ' જુઠાદવેએ કન્યાનું વધારે મૂલ્ય ઉપજાવવા પ્રપંચ આદર્યો.

"પણ કાકા ! તમારે આ કામ અવશ્ય કરવું જોઇએ. ગમે તેટલું ખર્ચ થાય પણ આટલું સુધારી આપો. " અનંગરાયે ગમે તે ખર્ચ કરવા સંમતિ આપી.

જુઠાદવેએ પોતાની દલાલીનું યથેચ્છ દ્રવ્ય ઠરાવી હેમુને પછી બોલાવ્યો; અને લીલાનું વિક્રયમૂલ્ય ઠરાવ્યું.

પ્રિય વાચક ! દશમું પ્રકરણ સ્મરણમાં લાવીશ એટલે હેમુની પિછાન તને તાજી થશે; અને લીલાનો પ્રસંગ સમજાશે.

આ લીલાના વિક્રયદ્રવ્યમાંથી પણ જુઠાદવેએ હિસ્સો પડાવ્યો. જુઠા અને હેમુને રોકડ નાણાં પત્યાં એટલે તેઓએ અગ્રેસર જ્ઞાનિજનોને બોલાવી તેમની સમક્ષ અનંગરાય સાથે લીલાનું વાગ્દાન કર્યું. નવલ સાથેનું સગપણ રદ કરી લીલા અનંગરાયને આપી એ માટે ન્યાતના નાયકો ખુશ થયા. જ્ઞાતિ નિયમના પરિપાલન માટે સ્વાર્થસાધુઓ ગંગાની અને હેમુની ઘેર ઘેર સ્તુતિ ગાવા લાગ્યા. જુઠાદવેને પણ જ્ઞાતિનિયમની ચૂસ્ત હિમાયત કરવા માટે અને આ કાર્યમાં લીધેલા પરિશ્રમ માટે યથા યોગ્ય ધન્યવાદ મળ્યો.

અનંગરાય હવે બિચારા નિરાનંદનો કટ્ટો વેરી બન્યો. નિર્મળાને પોતાના ઘેર રાખી એ માટે તે નાતમાં અનેક અફવા ફે-

લાવવા લાગ્યો. જે તે બાબતમાં આ નીચ તે બિચારાને સતાવવા લાગ્યો. નાતીલા પણ આ નીચની ઉશ્કેરણીથી તેની પત્નીના રહી ગયેલા કારજની ઉઘરાણી કરવા લાગ્યા. અને અનેક રીતે બિચારા અનાથ જેવા નિરાનંદને ધમકી આપી સંતાપવા લાગ્યા.

× × × ×

સવિતાદેવ ગગનપરિક્રમણના શ્રમથી મુક્ત થઇ, અસ્તાચલ પર આરામ લેવાની તૈયારીમાં હતા. આ વિશ્રાંતિ દશાને લઇ તેમના પ્રકાશમાં મધ્યાહ્ન કાળની પ્રખરતા રહી ન હતી. અર્કરશ્મિ રક્તવર્ણી પણ સૌમ્ય અને ઉષ્માહીન હતાં. અસ્તાચલ પ્રતિ દૃષ્ટિ કરનારને આખું સૂર્યમંડલ ધગધગતા અંગારથી ભર્યું હોય તેવો ભાસ થતો હતો. આ ધગધગતો અંગાર અન્ય નહિ, પણ સવિતાદેવના અંતરમાં વ્યાપી રહેલો કોપાગ્નિ હતો. આદિત્ય ભગવાન અવનીપર થતા સર્વ કર્મના સાક્ષીભૂત છે. છતાં તેમની સન્મુખતા અને તેમના દેવત્વથી નહિ ડરતાં અસંખ્ય દુરાત્માઓ કુકર્મ કર્યેજ જાય છે. અને પોતાને મૌન ધરી દુઃખિત હૃદયે એ સર્વ નિહાળવું પડે છે. આ તેમના કોપનું મૂળ છે. સૂર્યપ્રકાશ તિમિરને દૂર કરે છે છતાં અવનીપર વિચરતા અનેક અધમ જનનાં અંતર પાપતિમિરથી ભરપૂર હોય છે. પોતે સર્વવ્યાપી છે અને સકળ જડ વસ્તુને ઉજાળે છે; પણ આ દુર્જનોનાં મલીન અંતરમાં પ્રવેશી તિમિરહનન થઇ શકતું નથી, એ તેમના કોપનું કારણ છે.

આ સમય એક નીચ વ્યક્તિના ત્રાસથી કંટાળી એક અજન્મ દુઃખી મનુષ્ય શહેરથી દૂર એકાન્ત સ્થળમાં આવેલા એક ઊંડા કુવા નજીક ઉભો છે. તેનું મન અનેક ઉપાધિઓથી ઘેરાયેલું છે. તેનું હૃદય ચિન્તાગ્નિથી દગ્ધ થયું છે. મુખપર ગ્લાનિ છવાઇ રહી છે.

મહાન આફતમાં આવી પડયા હોય અને કોઇ ભયંકર નિશ્ચય મનમાં રમી રહ્યો હોય એવું તેને નખથી શિખ પર્યંત ઝીણી નજરે નિહાળનારને જણાઇ આવે. ચોપાસ નિર્જન પ્રદેશ દષ્ટિએ પડતાં, છાતીપર હાથ મૂકી, હ્રદયના ઊંડાણુમાંથી આ વિપદ્ગ્રસ્ત મનુષ્ય દુઃખોદ્ગાર કાઢવા લાગ્યોઃ–"કોઈ કહે છે સંસાર દુઃખમય છે. કોઈ કહે છે સંસાર સુખમય છે. મારે મન તો સંસાર દુઃખનો જ સાગર છે. સંસારને સુખમય ગણનારા સુખી હશે. હું તો દુઃખી, દુઃખીને જન્મનો દુઃખી જ છું. લક્ષ્મી ! ઓ ! લક્ષ્મીદેવી ! તારી અપ્રસન્નતા એજ મારી દુર્દશાનું કારણ. તારી અવકૃપાએ મને આજ દુઃખના ડુંગર નીચે દાબી દીધો છે. પ્રભુ ! ઓ પ્રભુ ! આ તારૂં વિશ્વ નિયમન કેવું વિચિત્ર ! શ્રીમંતો સ્વાર્થના કીડા છે, છતાં દુનિયા પોતાની દીનતા તેમની આગળ ગાય છે. શ્રીમંતો શીંગના સડેલા હોય છે, છતાં જગત તેમને સાધુ પુરૂષ ગણી માન આપે છે. લક્ષ્મીપુત્રો જુલમ અને અન્યાય કરે ત્યારે લોકો તાળીઓ ઠોકી વાહ વાહ કરી તેમને અભિનંદન અપે છે. પ્રભુ ! શું તેં સ્વાર્થ માટે, સ્વચ્છંદતા માટે અને સુખ માટે શ્રીમંતો સરજ્યા છે ? અને ધર્મભીરૂતા, દાસત્વ, અને દુઃખી માટે જ મારા જેવા નિરક્ષર અને નિર્ધન ? "

આ સમયે પ્રભાકર અંતરિક્ષમાંથી નીચે ચાલ્યો ગયો, કૂપની આસપાસ, તરૂપાન પર, ક્ષેત્રમાં ઉગેલા લીલા મોલપર જે તેજની લાલીમા પથરાઇ હતી તે હવે આછી બની અદશ્ય થઇ. દારિદ્રનો પરિશોચ કરતો આ મનુષ્ય હવે કૂપના કોઠા પર બેઠો, અને બે ચાર ઊંડા નિઃશ્વાસ ખાઈ તેણે પોતાની દુઃખદ કથની પુનઃ ચાલુ કરીઃ–"લોકો કહે છે જ્ઞાતિ તો ગંગા છે; કષ્ટહારિણી છે, ચિન્તાવિદારિણી, પતિતોદ્ધારિણી છે, તેનો અનુગ્રહ શાન્તિવાહક, સુખ

જનક અને સ્વર્ગપ્રદ છે. પણ આ સર્વ હલાહલ જૂઠું લાગે છે. ભર્તૃહરી કહે છેઃ '**ज्ञातिश्चेदनलेन, किम्.**' મનુષ્યનું અંતર બાળી નાંખવા જ્ઞાતિ જ બસ છે, સાક્ષાત્ અગ્નિની શી જરૂર છે ? એ યથાર્થ છે. મારો અનુભવ સાક્ષી આપે છે, જ્ઞાતિએ મારૂં હૃદય દગ્ધ કર્યું છે, રૂધિર ચૂસી લીધું છે. જ્ઞાતિ નિયમનું પરિપાલન કરતાં આજે હું અઘોર દારિદ્રમાં, દુઃખના દાવાનળમાં આવી પડયો છું."

"ઓ ! જ્ઞાતિવ્યવહાર ! તારી અસ્ખલિત ભક્તિમાં મેં સુખ કલ્પ્યું હતું, પણ એ સુખ તો મૃગજળ સમ મિથ્યા નિવડયું, અને તારી ભક્તિ અર્થે આપેલી સર્વ દ્રવ્ય આહુત વ્યર્થ ગઈ. ઓ ! ક્રૂર જ્ઞાતિવ્યવહાર ! તું એક જુલ્મી કૃતઘ્ન નૃપતિ સમાન છું, તને જે ચુસ્તપણે ભજે છે તેને જ તું સતાવે છે, તારા ભકતોનો રક્ષક નહિ બનતાં તું તેમના દ્રવ્યનો, તેમના દેહનો ભક્ષક બને છે, તારી સવામાં મનુષ્યો કેવા ગાંડાં બને છે ! ભીખ માગી, કરજ કરી, ઘર વેચી, દીકરીને કૂવામાં નાંખી, દિકરાને નિર્ધન કરી, જાતે દુઃખ વેઠી અને પ્રસંગે પ્રાણુનો પણ ભોગ આપી તારી સેવા અખંડ સાચવે છે ! વ્યવહાર ! તું આ સેવાના ફલરૂપે તારા પૂજારીઓને શું આપે છે ? અંધ બની હું જ્ઞાતિ વ્યવહારને વળગી રહ્યો તો આજ મારે વ્યવહારની વેદીપર પ્રાણુની આહૂતિ આપવાનો પ્રસંગ આવ્યો. નિર્મળા ! દારિદ્રમાં ડુબેલો તારો પિતા જ તારી દુર્દશાનું કારણ છે. તારી મર્મભેદક વિપદ્કથા ત્રાસજનક છે. એ સ્મૃતિમાં આવતાં જ હૃદય ચીરાઇ જાય છે. દેહમાં ભીષણ દુઃખજ્વાળા પ્રગટે છે. નિર્મળા ! તારા વિવાહ કાલે હું જ્ઞાતિને વશ થયો. તારા વૈધવ્ય કાલે હું રૂઢિને વશ થયો. તારી ઇચ્છા વિરૂદ્ધ તને શ્વસૂર ગ્રહે રાખી. હમણાં જ તેં મને નમ્ર યાચના કરી, છતાં હું તને ઘેર ન લાવ્યો.

પાપી અનંગરાયના અંતરની અધમતા હું જોઇ ન શકયો. એની લાલચમાં હું ફસાયો. તારાપર એ દુષ્ટોની પ્રપંચ જાળ પાથરવા દીધી. પણ તું તારાં પુણ્યના પ્રભાવ વડે, તારા વિશુદ્ધ હૃદયના બળે ભ્રષ્ટ થતાં બચી. ઇશ્વર કૃપાથી તારો વિપદ્ મોક્ષ થયો. પણ પુત્રી! હું તારો પિતા અજ્ઞપણે પાપી બન્યો. મારે હવે જીવીને શું કરવું? તારી મા તારૂં વૈધવ્યદુઃખ જોઇ પ્રાણ ત્યાગી ચાલી ગઇ. હું જ અભાગી, નિષ્ઠુર હૃદયનો, પ્રાણ વ્હાલા કરી જીવતો રહ્યો, અને તારા શિરે આવી પ્રાણઘાતક વિપદ્ આવી. તારૂં યૌવન, તારૂં સૌન્દર્ય જોતાં દિકરી! તારા દેહપર હજુ શું શું વિપદ્ નહિ પડે? હરિ! હરિ! સંસારમાં શું સુખ છે? પ્રાણોત્સર્ગમાં જ ચિર શાન્તિ રહેલી છે."

પ્રાણ વિસર્જનનો ભયંકર નિશ્ચય કરી તે પાસે પડેલા પત્થરના મોટા કટકા વીણવા લાગ્યો. બરોબર આજ અવસરે કષાયવસ્ત્રધારી ખિલતા યૌવનવાળા બે બ્રહ્મચારી સાધુઓ માર્ગે ચાલ્યા જતા હતા તેઓની દૃષ્ટિ આ પુરૂષપર પડી. સંધ્યા સમયે શિરબંધનના વસ્ત્ર વડે કમરની આસપાસ મોટા પત્થરને બાંધવાની વિચિત્ર ક્રિયામાં આ પુરૂષને લાગેલો જોઇ આ દ્રય સાધુ પુરૂષને મોટું આશ્ચર્ય થયું. આ વિચિત્ર પ્રવૃત્તિ જોવા બન્ને સ્થંભ્યા.

તે પુરૂષ સજ્જ થઇ કૂવના થાળાપર ચડી કાંઠે ઉભો રહ્યો. બન્ને બ્રહ્મચારી સહજ પણ પગરવ કર્યા વિના તેની પાછળ આવી ઉભા. પેલો કાંઠે ઉભેલો પુરૂષ થોડી પળ વિચારમાં લીન બન્યો પછી "પાપી અનંગરાય! તારા શિરપર સત્વર યમદંડ પડજો. તારો નરકપાત થજો." એવો અભિશાપ આપી, બે કર ઉંચા કરી, "જય અંબે!" નો ઘોષ કરતો જેવો કૂવામાં કૂદી પડવા જાય છે કે તત્ક્ષણ જ્યેષ્ઠ બ્રહ્મચારીએ પાછળ આવી તેનો એક પાદ બળપૂર્વક

પકડી રાખ્યો, અને ઉચ્ચ સ્વરથી પ્રશ્ન કર્યો:—"મૂર્ખ ! તું આ શી પ્રવૃત્તિ કરે છે ?"

"દુઃખ અને દારિદ્રથી મુક્ત થવા આયુષ્યનો અંત આણું છું."

"શું તું નથી જાણતો કે આયુષ્યનો અકાળ અંત આણનાર રાજ્યનો અપરાધી બને છે ?"

"અન્યના દેહનો ઘાત કરવો એ ગુન્હો ગણાય. પણ શું મારા પોતાના આત્માનો ઘાત કરવા મને અધિકાર નથી ?"

"આત્માને વિમળ બનાવી તેનો વિકાસ કરવો એટલો જ તમારો અધિકાર; વિશેષ નહિ."

"શું મારા દેહનો યે હું સંપૂર્ણ સ્વામી નહિ ?"

"નહિ જ. તમારા દેહ ઉપર રાજ્યનું સ્વામીત્વ છે, તમારૂં નહિ. રાજ્ય માગે ત્યારે રાજ્યના હિત માટે પ્રાણનો ભોગ આપવો એ ધર્મ છે. વિપદ્કાળે પણ આત્મઘાત કરવો એ ગુન્હો છે."

"પણ હું દુઃખદાવાનળમાં બળી રહ્યો છું."

"મરદ થઇ, ધૈર્ય ગુમાવી, અબળાને છાજતો આવો અધાર્મિક અને દોષિત માર્ગ ગ્રહણ કરવા તૈયાર થયા છો! કેવી શરમની વાત! નીચે ઉતરો અને કહો તમારૂં નામ શું ? અને તમારે શું કષ્ટ છે ?"

"મારૂં નામ નિરાનંદ."

"નિરાનંદ! તમારી દુઃખદ કથા કહો. અમો તમને બનતી સહાય આપીશું."

નીચે ઉતરી નિરાનંદે પોતાનો સકળ વૃતાંત્ત નિવેદન કર્યો. એ શ્રવણ કરી જ્યેષ્ઠ સાધુ વ્યક્તિએ પ્રશ્ન કર્યો:—"અનંગરાયે પશુ-

વૃત્તિ ચલાવવા તમારી પુત્રીને આટલો ત્રાસ આપ્યો છતાં નાતીલાએ તેને કંઇએ ન કહ્યું ?"

"નાતીલાઓ બધા અધમ અને સ્વાર્થશીલ છે. આ બનાવ પછી ત્રીજે જ દિવસે નાતીલાએ આનંદોત્સવથી એ અનંગરાયનુ લીલા સાથે સગપણ કરાવ્યું."

"એ લીલા કઈ?" સાધુએ અત્યંત આતુર મનથી પૂછ્યું.

"ગંગાની પુત્રી લીલા." નિરાનંદ ઉત્તર આપી સાધુ ભણી જોઈ રહ્યો.

"ગંગાની પુત્રી લીલા!" એ સાંભળતાં જ સાધુ સ્તબ્ધ બન્યો. તેના અંતરમાં પ્રબળ આઘાત થયો. દિગ્મૂઢ બની મૌન ઉભો. આ જોઇ નિરાનંદે પ્રશ્ન કર્યોઃ—"લીલાનું નામ સાંભળી આપ આમ ચમક્યા કેમ ?"

"હું ચમક્યો નથી. જ્ઞાતિઓમાં કેવી દુર્જનતા વ્યાપી રહી છે, એ વિચાર મને વિસ્મિત બનાવે છે." સાધુએ મનની ખરી સ્થિતિ છૂપાવવા યત્ન કર્યો.

"અરે અમારી જ્ઞાતિની દુર્જનતાની તે શી વાત કરૂં? એ જ અધમ અનંગરાયની પ્રેરણાથી નાતીલા મને ત્રણ દિન થયાં સંતાપવા લાગ્યા છે. મારી સદ્ગત પત્નીનું ઉત્તરકારજ બાકી રહ્યું છે, તેની તેઓ ભય અને ધમકી આપી માગણી કરે છે. મારી પાસે ખોટી બદામ પણ નથી."

"ગરીબને પણ લૂંટીને મિષ્ટાન્નથી હોજરૂં ભરવું! આહા! નાતીલાની કેવી નીચવૃત્તિ છે! નિરાનંદ, તમો જરા યે ડરશો નહિ. એ નાતીલા અને એ અનંગરાયને જગન્નિયંતા યોગ્ય નસીયત આપશે. ઇશ્વરપર શ્રદ્ધા રાખો. આ શહેરના એક પરમ ઉદાર અને ધર્મિષ્ટ

પુરૂષ દીનાનાથ સાથે અમારે પરિચય છે, તે તમારૂં કષ્ટ નિવારણ અવશ્ય કરશે. નિશાનો પ્રથમ પ્રહર વ્યતીત થયો છે. આ સમય એમને ત્યાં જવું ઉચિત નથી. પ્રાતઃકાળ પર્યંત તમારે ત્યાંજ અમો આશ્રય લઇશું. તમારી પુનીતાત્મા પુત્રીના મુખથી આ સકળ વૃતાંત યથાસ્થિત શ્રવણ કરવા ઇચ્છા છે. ”

બન્ને બ્રહ્મચારી અને નિરાનંદ માર્ગે પડયા. માર્ગમાં કોઈ કોઇ મળતું, પણ નૈશ્ય અંધકારને લઇ આ સાધુ વ્યક્તિને કોઈ જોઇ શકયું નહિ. ત્રણે વ્યક્તિએ નિરાનંદના ગૃહમાં પ્રવેશ કર્યો. નિર્મળા પિતાના આગમનનું આતુર મનથી ચિન્તન કરતી કરતી અધીરી બની હતી, તેથી દ્વાર ઉઘડતાં જ તેના અંતરમાં ઉલ્લાસ વ્યાપી ગયો.

પિતાની પાછળ આવતી બે સાધુ વ્યક્તિ જોઇ તે ચમકી. સાધુએ કષાય વસ્ત્રના એક જ લાંબા ઝભ્ભાથી અંગ છાદન કર્યું હતું. સિરપર સ્કન્ધને સ્પર્શ કરતી ટૂંકી જટા આવી રહી હતી, દક્ષિણ કરમાં કમંડળ હતું. વામભાગમાં કટિ પર્યન્ત એક ઝોળી લટકતી હતી. કંઠમાં રૂદ્રાક્ષના મોટા મણકાની માળાઓ આવી રહી હતી. સાધુઓ વર્ણે ગૌર હતા. તેમનું યૌવન હજુતો ખીલતું હતું. તેમનાં વદનપર દિવ્ય તેજ ઝળકી રહ્યું હતું. મુખાકૃતિ પ્રસન્ન હતી. આ જોઇ નિર્મળાએ ધાર્યું કે, “ કોઇ ઉદાત્ત આશય સિદ્ધ કરવા સ્વર્ગથી દેવો અવનીપર ઉતરી આવ્યા હશે. અગર પ્રત્યેક નરનારીને શીલ મહિમા સમજાવવા બ્રહ્મચર્યદેવે પૃથ્વીપર પોતાના અમર દૂતોને મોકલ્યા હશે. ”

તે કાલરાત્રિએ પુણ્ય પાપના યુદ્ધમાં થયેલાં ક્ષતમાં નિર્મળાને વેદના થતી હતી. આ પીડા અને અશક્તિને લઇ તે પથારીમાં

પડી હતી બ્રહ્મવર્ચસ ભૂષિત બ્રહ્મચારીઓને પથારી ભણી આવતા જોઇ નિર્મળાએ બેઠા થવા પ્રયાસ કર્યો.

બ્રહ્મચારી અને નિરાનંદ નિર્મળાની પથારી પાસે બેઠા. નિરાનંદે કહ્યું:–" બેટા નિર્મળા! તું વિધવા થઇ, મા વિનાની થઈ, અને આજે બાપ વિનાની પણ થઈ હોત, પણ આ બ્રહ્મકુમારોએ મને યમમુખમાંથી પાછો ખેંચી લીધો. તેઓના પવિત્ર દર્શનથી મને લાગે છે કે આપણાં સર્વ કષ્ટોનો અંત આવ્યો છે. તું એમને વંદન કર."

નિર્મળાએ વંદન કર્યું. બ્રહ્મકુમારોએ નિર્મળાને આશીર્વાદ આપી, તેની શારીરિક સ્થિતિ સંબંધી કેટલાક પ્રશ્ન કર્યા પછી છેવટ કહ્યું:–" મૈયા! અનંગરાયના વર્તન સંબંધમાં અમને પૂર્ણ પરિચય કરાવો. તમારા અને તે નરાધમ વચ્ચે બનેલા પ્રસંગનું યથાસ્થિત વર્ણન શ્રવણ કરવા અમારી અભિલાષા છે."

આ સાધુ વ્યક્તિનું સાગ્રહવચન આદરપાત્ર ગણવું જોઇએ એમ ધારી નિર્મળાએ પોતાની કથા અથઇતિ તેમને શ્રવણગોચર કરાવી. નિર્મળાનો દુઃખદ વૃત્તાંત આદ્યન્ત સાંભળ્યો. બ્રહ્મચારીએ પ્રશ્ન કર્યો:–" શું આ પાપાચાર અર્થેજ અનંગરાયે સ્વપત્નીને ઝેર આપ્યું?"

" હા. બાલકૃષ્ણ વૈદ્યના અભિપ્રાયપરથી હું એવું અનુમાન બાંધું છું. અને પેલી દુષ્ટા માની પણ આ કૃત્યમાં શામીલ હશે એમ ધારી શકાય છે." નિર્મળાએ પોતાની અનુમાનિક માન્યતા દર્શાવી.

" એ બન્ને પાપીઓને તેમના પાપકૃત્યની યોગ્ય શિક્ષા ટૂંક સમયમાં અવશ્ય અપાવીશું. આજથી અમારી એ જ પ્રવૃત્તિ રહેશે." પાપ પ્રતિ રોષ દર્શાવતાં બ્રહ્મચારી બોલ્યો.

" એમને શિક્ષા થતી જોઇ મારૂં દીલ દુભાશે. એ પાપીઓ

સન્માર્ગે વળે એ જ માર્ગ ઉચિત છે.” નિર્મળાએ દયાભાવ દર્શાવ્યો.

“ તેમનામાં સદંશનો અવશેષ હશે તો સન્માર્ગે વળશે. નહિતર અધમ વિનાશનો ભોગ થઇ પડશે. ” બ્રહ્મચારીએ રોષવૃત્તિનો પરિત્યાગ કરી સત્ય કથન કર્યું.

ત્યારપછી એ જ્યેષ્ઠ બ્રહ્મકુમારે દીનાનાથ પર એક પત્રિકા લખી તેમાં નિરાનંદની દરિદ્ર સ્થિતિનું વર્ણન કરી તેને આર્થિક સહાયતા આપવા લખ્યું. જ્ઞાતિજનો તેને જે નિમિત્ત કાળ પજવે છે તે વિષયમાં જ્ઞાતિજનોના કાન ખખડાવવા આગ્રહ કર્યો. નિર્મળાનો મર્મવિદારક વૃત્તાંત નિરાનંદના મુખથી શ્રવણ કરવા લખ્યું અને નિર્મળા જેવી સાધ્વી સ્ત્રીનું ભાવિ જીવન આર્ય મહિલાના જીવન અભ્યુદયની પ્રવૃત્તિમાં વ્યતીત થાય એવી યોજના ઘડવા જણાવ્યું. લીલા કોણ ? એ પત્રમાં દર્શાવ્યું નહિ. પણ ‘ થોડા દિન પછી પ્રત્યક્ષ મળીશ ’ એ પત્રનું અંતિમ વાક્ય હતું.

રાત્રિનો દ્વિતીય પ્રહર પૂર્ણ થયો હતો; જેથી સર્વ નિદ્રાદેવીનો સુખ અને શાન્તિજન્ય આશ્રય લેવા પથારીવશ થયા. પ્રાતઃકાળ થતા બન્ને બ્રહ્મકુમારો નિદ્રાનો પરિત્યાગ કરી પ્રસ્થાનની તૈયારી કરવા લાગ્યા. નિરાનંદ જાગૃત થયો અને ‘ નિર્મળે ! સ્વામીજી પધારે છે, તેમનો આર્શીર્વાદ લે ’ એમ કહી નિર્મળાને શયનમુક્ત કરી.

પોતાના ખંડ બહાર આવી મહા કષ્ટે પગલાં ભરી સાધુ પ્રતિ જઇ નિર્મળાએ નમસ્કાર કર્યા. આ વિધિ જાણે અનુચિત હોય તેમ વડિલ બ્રહ્મકુમાર બોલી ઉઠયોઃ—“ દેવી ! આવો આયાસ ન લ્યો.”

“આપ તો પતિતપાવની છો. ” એમ કહી બન્ને બ્રહ્મકુમારોએ નિર્મળાના ચરણમાં વંદન કર્યું.

“ સ્વામીજી ! હું તો એક દુઃખી પામર અબળા છું. ” નિર્મળાએ પ્રતિ પ્રણામ કરી નમ્રપણે કહ્યું.

"આપ અબળા નહિ,પણ શીલવિભૂષિત સિદ્ધાંગના છો. શીલ-સંપતિને પ્રાણથી અધિક ગણી તેનું સંરક્ષણ કરવામાં અસુર સામે આપે જે અડગતા, વીરત્વ અને દિવ્ય મનોબળ દાખવ્યાં તે ખરેખર અનિર્વચનીય છે. એ દેવદાનવના યુદ્ધમાં પરમાત્માપરની અચલ શ્રદ્ધાએ આપને વિજય અપાવ્યો. એ વિજયને લઇ આપ સર્વને વંદનીય છો. જીતેંદ્રિયે! આપ દુઃખી નથી. દુઃખી તો વિષયપંકમાં ડૂબેલા કીડાઓ. તે આ જન્મ દુઃખી અને ભવોભવ દુઃખી રહેવાના. દેવી! આપ અબળા નથી. આપ તો ઇન્દ્રિયાધિરાજ્ઞી છો, જેની ઇંદ્રિઓ ચલિત છે, જેણે ઇન્દ્રિયપર આધિપત્ય મેળવ્યું નથી, જેઓના દેહમાં ઇન્દ્રિયોનું સામ્રાજય છે, તેજ મનુષ્ય અબળ છે, પામર છે, રંક , રોગી છે, ગુલામ છે, યમદંડને યોગ્ય છે."

"ભગવતિ! તમારા વ્રણપર બાંધેલા શ્વેત વસ્ત્રછેદ એ ક્ષુદ્ર વસ્ત્રછેદ નથી, પણ શીયળના શ્વેત વિજયકેતુ છે. દેવતાઓએ પોતાના પ્રસાદ રૂપે આપને અર્પણ કરેલાં દેવત્વનાં શુભ્ર ચિહ્નો છે. સુરાસુરના સંગ્રામમાં આપે દાખવેલાં અદ્દભૂત પરાક્રમના સ્મારક રૂપે સેનાપતિ બ્રહ્મચર્ય દેવે આપેલા ચંદ્રક છે."

"જગદંબે! આ શીલસંરક્ષણના સંગ્રામમાં આપના દેહમાં થયેલા વ્રણ પણ નિષ્પ્રયોજન તો નથી જ. એ નરકકીટ અનંગરાયના અધમ સ્પર્શથી તમારા દેહનો જે જે ભાગ કલુષિત થયો તે પરનો ત્વગ્ભાગ (ત્વચા) વ્રણ થતાં દૂર થયો, એ અધમ સ્પર્શથી જેટલું રૂધિર મલીન થયું તે આ વ્રણદ્વારા વહી ગયું: હવે તમારા અખિલ દેહમાં અશુદ્ધતા અણુ માત્ર રહી નથી. અગ્નિમાં પડી કુન્દન અધિક તેજને પામ્યું."

"વિમળહૃદયે! અમે આપને પુનઃ પુનઃ પ્રણામ કરી પુનીતતા વાંચ્છીએ છીએ." બન્ને બ્રહ્મકુમારો વિદાય થયા.

# પ્રકરણ ૧૯ મું.

## બિન્દુમૈયાની આત્મકથા.

ગંગાના ગૃહ પાસે એક સાધ્વી આવી કહેવા લાગી:–" બ્હેન ! હું તૃષાતુર છું, જરા જળ આપશો ? "

ગૃહમાંથી ગંગા બહાર આવી. સાધ્વી પ્રતિ દૃષ્ટિ કરતાં તેને લાગ્યું કે, " આ કોઇ અલૌકિક સાધ્વી છે. એ સ્ત્રી જો સામાન્ય સાધુડી હોત તો ગંગા જળદાનની ઉદારતા દર્શાવત કે કેમ, તે સંદેહ જેવું હતું. પણ આ સાધ્વીના ઓજસ આગળ તે એટલી અંજાઇ ગઇ કે તેને બહારથી જ જળ પાઇ વિદાય નહિ કરતાં અંદર આવવા આમંત્રણ આપ્યું. " પધારો મૈયા, અંહિ બિરાજો. " એમ કહી તે સાધ્વીને તેણે આસન દીધું.

નવીન આગન્તુકની ખબર પડતાં જ લીલા શિર નમાવી આ સાધ્વી બાઇ સન્મુખ આવી બેઠી. ભગવાં વસ્ત્ર પરિધાના આ તરુણ મનોહર સ્ત્રીમૂર્તિના દર્શન થતાં લીલાનું અંતર અતિ પ્રસન્ન થયું.

જળપાત્ર પાસે મૂકી ગંગાએ પ્રશ્ન કર્યો:–" મૈયા ! આપ શી જ્ઞાતિ છો ? "

" હું તમારી જ જ્ઞાતિની બ્રાહ્મણી છું. માર્ગમાં જળપાનની ઇચ્છા થઈ. કોઈ સજ્ઞાતિની પૂછપરછ કરતાં એક વ્યક્તિએ તમારૂં ઘર બતાવ્યું તેથી હું આંહિ આવી. " સાધ્વીએ ઉત્તર આપી ગંગાના અંતરમાં વિશેષ જીજ્ઞાસા ઉત્પન્ન કરી.

" શું ! અમારી જ જ્ઞાતિનાં ! અરે ! ત્યારે આ યૌવનકાળે આવો વૈરાગ્ય શો ? " ગંગાએ આશ્ચર્ય દર્શાવ્યું.

"મારી વિરક્તિનું કારણુ અતિ વિચિત્ર છે. મારી વિસ્તૃત કથા ક્ષોભ અને ધૃણાથી ભરપૂર છે." સાધ્વીએ ગંગાને વધારે શ્રવણોત્સુક બનાવી.

"નિવેદન કરવામાં આપને કશી હાનિ ન હોય, સમય વ્યયનો ભય ન હોય તો આ ત્યાગવૃત્તિની દુઃખદ કથની મારા અધીર બનેલ મનને શ્રવણ કરાવો એ વૃત્તાંતમાં કંઇક નવું જ રહસ્ય હશે." ગંગાએ આગ્રહ કર્યો.

"તમને આટલી બધી શ્રવણજીજ્ઞાસા છે તો સાંભળો." એમ કહી સાધ્વીએ આત્મકથાનો આરંભ કર્યો.

"સૌરાષ્ટ્રમાં આવેલું કૃષિપૂર મારી જન્મભૂમિ છે. મારૂં વય આઠ વર્ષનું થયું ત્યારે મારા પિતાનો દેહવિલય થયો. વૈધવ્યના આરંભમાં મારી માનું મન દેવદર્શનમાં પરોવાયું. સવાર સાંજ દેવદર્શને હું જવા લાગી. એવામાં અમારાજ સંપ્રદાયના અનુયાયી બે ખલ પુરૂષોએ ધર્મધૂર્તતા ખેલવા માંડી. આ ધર્મધૂર્તનાં નામ દયારામ અને ભાનુ છે. દયારામની મુખાકૃતિ ગૌરવર્ણી, તેજસ્વી અને ભવ્ય હોવાથી, જોનારને એ કોઈ ધ્યાનસ્થ ધર્મમૂર્તિ જણાય એ સ્વાભાવિક હતું. આ નૈસર્ગિક આકૃતિને મહાત્માનો આડંબર ધારણ કરાવી તેના અન્ય સહચારી ભાનુએ સર્વત્ર ધતિંગ ચલાવ્યું કે, 'દયારામભાઇ તો મહાપુરૂષ છે, પ્રભુનો અવતાર છે. પ્રભુ એમને પ્રત્યક્ષ દર્શન આપે છે. પ્રભુએ એમને પ્રસાદરૂપે વચનસિદ્ધિનું વરદાન આપ્યું છે. એ તો અહર્નિશ સમાધિનિમગ્ન રહે છે."

"ધર્મધતિંગ હાલ્યું. ભક્તોની સંખ્યા વધવા લાગી. એ સંપ્રદાયની સ્ત્રીઓ વિચારવા લાગીઃ 'પુરૂષો આમ મહારાજનો સંસર્ગ કરી કૃતાર્થ થાય છે, આપણે જ મંદભાગી કે મહારાજના

દર્શનથી વંચિત રહીએ છીએ." વિધવાઓ અને સધવાઓ દર્શનાર્થે આવતી થઈ. પાદસ્પર્શથી પાવન થવા કેટલીક તરૂણ વિધવાઓની ઇચ્છા થઇ. સ્ત્રીઓને એ અનુકૂળતા કરી આપવા ધૂર્ત ભાનુએ એક દિવસ મરદોને વિજ્ઞપ્તિ કરીઃ ધર્મનું ગાઢ અજ્ઞાન બહુધા અબળાઓમાં જોવામાં આવે છે. જેથી પ્રતિદિન સાંજરે ખાસ સ્ત્રીઓને શીક્ષાવલિ શ્રવણ કરાવવા મહારાજશ્રીએ અનુગ્રહ કર્યો છે. આ પ્રસંગે પુરૂષ–વ્યક્તિઓ હાજર હોય તો સ્ત્રીઓની મર્યાદા સચવાય નહિ, અને કેટલીક સ્ત્રીઓ આ ધર્મલાભ લેતી અટકી પડે. જે ઉપરથી વિજ્ઞપ્તિ કરવામાં આવી કે, પુરૂષવર્ગે મહારાજશ્રીનાં દર્શન સવારમાંજ કરી જવા. સ્ત્રીઓને ચરણસ્પર્શની છૂટ મળી. થોડા દિન પછી પગચંપીનો અધિકાર મળ્યો. " મહારાજશ્રી સાક્ષાત્ પ્રભુનો અવતાર છે. એમની સેવામાં જ જીવન સાફલ્ય છે."

"આવી માન્યતા સ્ત્રીવર્ગમાં ચાલી. કેટલીક યુવતીઓ મહારાજનાં યૌવન, કાન્તિ અને શાન્તિપર આસક્ત બની. પતિ જતાં નિરંકુશ બનેલી કેટલીક વિધવાઓ મોડી રાત સુધી પગચંપીમાં રસ લેવા લાગી. આ સ્ત્રીઓ મહારાજની કૃપાપાત્ર બની. અને તેમને 'રૂચિવાળા' એવું નામ આપવામાં આવ્યું. આ 'રૂચિવાળા' વર્ગમાં મારી મા પણ હતી.

મહારાજ કંઇ કૃતઘ્ન નહોતા. પગચંપી કરનાર 'રૂચિવાળા' પ્રસાદ વિના પાછા ન મોકલતા. પગચંપીના પરિશ્રમ બદલ મહારાજશ્રીએ તેઓની દેહચંપી કરવાનો અનુગ્રહ કરવા માંડયો. આ અનુગ્રહને આ વિધવાઓ 'અહોભાગ્ય' 'દેહની સાર્થકતા' ગણવા લાગી. મહારાજશ્રીનું નિવાસસ્થાન 'વ્રજ' જેવું બની રહ્યું.

એ વ્રજમાં કહાનગોપીની લીલાનો આરંભ થયો. દેવસદન વિલાસ-ભુવન બન્યું. ધર્મ જ શ્રવણું હતું ત્યાં રસક્રીડા થવા લાગી.

આ કાનુડાનો પ્રસાદ લેવા ભક્તિઅંધ વિધવા, કામતપ્ત સધવા અને પુત્રકામી વંધ્યાઓ આવવા લાગી. આ પ્રમાણે કંઇક નિર્દોષ યુવતીઓને આ ધર્મ ધૂતારા ફસાવતા. મારી મા તો અહર્નિશ એ ધર્મધૂતારા પાપીઓના સંગમાં જ રહેતી. હું ઉમર લાયક થઇ, છતાં મારા વિવાહની યોજના મારી પાપિષ્ઠ માએ ન કરી. મારાં સૌંદર્યભર્યાં અંગોમાં યૌવન સંચાર થતો જોઇ આ ચંડાલ કૂતરાઓએ મને તેમના વિલાસ ભોગનું રમકડું બનાવવા નીચ ધારણા કરી. એક રૂચિવાળી સ્ત્રીએ મને કહ્યું:–" અશ્રુમતિ ! તું બહુ પુણ્યશાળી છું. મહારાજનો તારા પર અત્યંત અનુગ્રહ છે. તું ચરણવંદના કરી મહારાજની કૃપાપાત્ર બનીશ તો તારો જીવનનો ઉદ્ધાર થઇ જશે. "

" જે ખંડમાં આ ધર્મઢોંગી નિરંતર બેસી રહેતો એ ખંડને રૂચિવાળા ' અક્ષર ધામ ' કહેતા. એક દિવસ હું એ ' અક્ષર ધામ'માં ગઇ. મને જોઇ એ ધૂતારે નેત્ર મીંચી ધ્યાનમૂર્તિનું સ્વરૂપ ધારણ કર્યું. બે સ્ત્રીઓ અંગમર્દનની ક્રિયામાં પ્રવૃત્ત હતી. " અશ્રુમતિ ! મહારાજની પગચંપી કર. હું હમણાં આવું છું. " એમ કહી એક સ્ત્રી ચાલી ગઇ. મેં એ ધૂર્તનું પાદમર્દન આરંભ્યું. કંઇક મિષ કાઢી બીજી સ્ત્રી ધીમેથી સરી ગઇ. એ ' અક્ષર ધામ ' કહોને ' નરક ધામ ' માં હું અને એ ધૂર્ત એકલાં રહ્યાં. એ શ્વાન યોનિએ મને કંઇક અડપલું કર્યું. તરત જ હું ચમકીને બેઠી થઇ. ' મહારાજ! આજ આમ ધ્યાનભ્રષ્ટ થઇ ઇન્દ્રિયલોલુપ કેમ બન્યા ? કેમ ! કંઇ મન બગડયું છે કે શું ? ' એમ કહી હું સત્વર ખંડ છોડી ચાલી

ગઈ. નિત્ય આવો પાપાચાર ચાલે છે એ મને તે સમયે વિદિત નહોતું. અન્ય સંયમેંદ્રિયા પણ ધર્મભીરૂ યુવતીઓ આવા પ્રસગે આ ચંડાલનાં બાહ્ય ધ્યાન, માહાત્મ્ય, અને દેવત્વનો આડંબર જોઇ ચૂપચૂપ આ પાપીની ઈચ્છાને વશ થઇ જતી. ' તું તો હવે પ્રભુની કૃપાપાત્ર બની. તને તો પ્રભુનો પ્રસાદ મલ્યો !' એવું એવું કહી ' રૂચિવાળા ' આવી યુવતીઓનું આત્મગૌરવ વધારતા. "

" મારી મા પ્રભુની કૃપાપાત્ર હતી. તેની તીવ્ર ઇચ્છા હતી કે મારે પ્રભુના પ્રસાદભોગી બની મહારાજનું મનરંજન કરવું. મારી દુરાચારી માની આ નીચ ધારણા પાર ન પડી. તેથી તે મારા પર ક્રોધિષ્ઠ બની. મારૂં અનેક રીતે અહિત કરવા તત્પર થઈ. અંહિથી મારી દુર્દશા, કહોને મારા અહોભાગ્યનો આરંભ થાય છે. "

" હવે પેલા બે સિદ્ધ સાધક અને મારી મા એ ત્રણની નીચ ત્રિપુટીએ મારો વિક્રય કરવા યોજના કરી. ભાનુ સુરત જઇ સાત હજાર રૂપીઆ લઇ એક સંતાનહીન વૃદ્ધ ડોસા સાથે મારા સગપણનું સાટું કરી આવ્યો. આટલા દ્રવ્યથી આ નીચોને સંતોષ નહોતો. તેઓએ એવી બાજી ગોઠવી રાખી હતી કે, આ વૃદ્ધ ડોસો એક બે વર્ષમાં જાતે સ્વધામ ન જાય તો આપણે તેને સ્વધામ પહોંચાડી દેવો. અને પછી એના નિઃસંતાનપણાનો લાભ લઇ સર્વ મિલ્કત હાથ કરવી અને મને તેમની ચેલકી બનાવવી. હું તો ચૂપ બેસી આ સર્વ જોયાં કરૂં. લગ્નનો દિવસ નિર્માણ થયો. મંડપ રોપાયો. અમારા ઘરમાં જેટલી હેમની વસ્તુઓ હતી એ સર્વ મારી માએ મારા કંઠમાં નાંખી. રોકડ દ્રવ્ય કયાં રહેતું એ હું જાણુતી હતી. લગ્નની આગલી રાત્રે એ દ્રવ્ય હાથ કર્યું અને

રાત્રિના ત્રણ વાગે જ્યારે બધા નિદ્રામાં ઘોરતા હતા ત્યારે છૂપી રીતે ધીમેથી ગૃહમાંથી સરી જઈ સ્ટેશન ગઇ અને પ્રાતઃકાળની ટ્રેનમાં પલાયન થઇ ગઇ. મેં ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં. મારૂં નામ મેં બિન્દુમૈયા રાખ્યું. એક વિદુષી બાઇ પાસેથી સંસ્કૃતનો અભ્યાસ કર્યો અને બે ત્રણ શાસ્ત્રીય પુસ્તકોનું પઠન કર્યું. હાલ........."

"બિન્દુમૈયા! શું તમે સંસ્કૃત જાણો છો ?" લીલાએ આનંદમાં આવી આતુરતાથી વચમાં જ પ્રશ્ન કર્યો.

"હા સાધારણ જાણું છું ખરી." બિન્દુમૈયાએ આત્મશ્લાઘા નહિ કરતાં ઉત્તર આપ્યો.

"ત્યારે હું તમારી પાસેથી સંસ્કૃત શિખીશ. " લીલાએ પોતાની અંતરેચ્છા દર્શાવી.

બિન્દુમૈયા લીલાને કંઇ કહેવા જતી હતી એવામાં ગંગાધીરીની વચમાં જ બોલી ઉઠીઃ—"બિન્દુમૈયા! તમે નાસી ગયા એ બહુ જ હિંમતનું કાર્ય કર્યું. ત્યારે તમે તો કુંવારા જ રહ્યાંને શું ?"

"હા, હું કૌમારવ્રતની ઉપાસક છું. મારી બ્હેનો સદ્વર્તનશીલ થાય, વિદ્યામૃત પીતી થાય, હિંમતવાન અને ઉદયગામી બને, ખોટા વ્હેમ અને નિંદ્ય રૂઢિનું ગાઢ તિમિર ટાળે એવો સત્યધર્મનો પ્રકાશ તેમનાં અંતરને ઉજાળે, અને ધર્મભીરૂ બની આવા પાપી ધર્મધૂતારાની જાળમાં ન ફસાય એ ઉદ્દેશથી હું બે વર્ષ થયાં સ્થળે સ્થળ ફરી સ્ત્રીઓ સમક્ષ વ્યાખ્યાન આપું છું. અત્ર પણ એ જ ઉદ્દેશથી મારૂં આગમન થયું છે. સ્ટેશન પાસે એક અલગ મકાનમાં ઉતરી છું. ઉદરનિર્વાહ અને મુસાફરીનું ખર્ચ મને મુંબાઇના એક ઉદારચરિત્ત શેઠ તરફથી મળે છે એટલે હું કેવળ નિસ્પૃહ વૃત્તિથી સ્ત્રીજીવનના ઉદય અર્થે આ ઉદ્યમ કરૂં છું."

" વાહ ! તમારો જીવન ઉદ્દેશ પણ અતિ ઉદાત્ત છે ! " ગંગાએ બિન્દુમૈયાના પ્રભાવ આગળ નમ્ર બની પ્રશસ્તિ કરી.

ચંચળ લીલા શ્રવણાતુરતા છૂપાવી શકી નહિ. તેણે પૂછ્યું:– " વ્યાખ્યાન આપવા આપે કયું સ્થળ પસંદ કર્યું છે ? "

" સ્થળનિર્ણય હજુ નથી થયો. શહેરમાં હું એ જ તપાસ અર્થે નીકળી છું. " બિન્દુમૈયાએ ઉત્તર દીધો.

" હમણાં અહિં જ આરામ લ્યો. અમને કંઇક શ્રવણ કરાવો. હું અમારા મહોલ્લાની સ્ત્રીઓને બોલાવું છું. " લીલાએ વિજ્ઞપ્તિપૂર્વક માગણી કરી.

એક ગાદીપર બિન્દુમૈયા બેઠી. તેની સન્મુખ શ્રોતાજનો એક પછી એક આવી બેસવા લાગ્યા. પચીશ ત્રીસની સંખ્યા થઇ એટલે બિન્દુમૈયાએ હાથમાં એક પોથી લીધી. ઉપરનું ભગવું વસ્ત્ર છોડી માંહેથી એક પુસ્તક કાઢ્યું, અને પ્રવચનનો આરંભ કર્યો.

શું સ્ત્રીગણ શ્રવણલીન બન્યો હતો ? નહિ જ. સ્ત્રીઓ તો આ તરૂણ સાધ્વીના રૂપદર્શનમાં મુગ્ધ બની ગઇ. કોઇ તેનાં તારૂણ્ય અને ગૌર કાન્તિનો વિચાર કરતી બેઠી, કોઇની દૃષ્ટિ તેનાં ભસ્મ અને ચંદન ચર્ચિત કપાલ પર જ ચોંટી રહી. કોઇ તેની વાક્છટાની મનમાં પ્રશંસા કરવા લાગી. બિન્દુમૈયાએ પંચધાતુની બંગડીઓ પ્હેરી હતી. વારંવાર થતા કર ઉત્ક્ષેપને લઈ આ બંગડીઓમાંથી એક અનેરો મધુર સ્વર નીકળતો. કોઇ આ કર્ણપ્રિય સ્વરમાં જ આનંદ લેવા લાગ્યું. વ્યાખ્યાન સમાપ્ત થયું. શ્રોતૃગણ વિસર્જન થયો. બિન્દુમૈયાએ જવાની તૈયારી કરી.

" તમે અમારે ત્યાં જ નિવાસ રાખો, તમને સર્વ અનુકૂળતા

કરી આપશું." લીલાએ આગ્રહ

"મારી સાથે એક સ્વામી સેવાનંદજી આવેલ છે. તેમની અનુજ્ઞા વિના મારાથી અત્ર રહી શકાય નહિ. હું કાલે વહેલી આવીશ. તમને સંસ્કૃતનું થોડું શિક્ષણ આપી પછી જ આપણે વ્યાખ્યાનનો આરંભ કરશું." બિન્દુમૈયાએ લીલાને આશ્વાસન આપ્યું.

સાધ્વી પોતાના નિવાસ પ્રતિ જવા નીકળી.

# પ્રકરણ ૨૦ મું.

## પૌર્વાપત્ય અથવા બિન્દુમૈયાનો ભેદ.

બિન્દુમૈયા રસ્તે ચાલી જતી હતી. માર્ગમાં જતાં નાના મોટા સર્વે સ્ત્રી પુરૂષ વિસ્મિત બની આ નવીન વ્યક્તિને પૂર્ણપણે નિહાળવા લાગ્યા; કામી પુરૂષો તેના પ્રતિ સરાગ દૃષ્ટિથી જોઇ રહ્યા હતા. પાછળ આવતા નિશાળિયા ઉતાવળે ચાલી બિન્દુમૈયાની આગળ નીકળી જઇ તેને જોવા ઉભા રહેતા. વેપારીઓ દુકાનમાંથી મુખ બહાર કાઢી ત્રાંસી નજરે તેને જોવા લાગ્યા. માર્ગમાં બિન્દુમૈયા એક આકર્ષક વસ્તુ થઇ પડી. આવી વિચિત્ર મૂર્તિ અગાઉ કદી શહેરમાં આવી નહતી.

બિન્દુમૈયા સ્ટેશન તરફ ચાલી. પોતાના નિવાસસ્થળ પાસે આવી પહોંચી. અહિં સ્વામી સેવાનંદજી તેની આતુર મનથી રાહ જોતા ઉભા હતા. 'દૃષ્ટોદૃષ્ટ' મળતાં બન્નેનાં મુખપર હાસ્ય છવાઇ રહ્યું. બિન્દુમૈયાએ ઉંબર પર પગ મૂક્યો કે તરત જ સેવાનંદે પ્રશ્ન

કર્યો:–" કેમ ! બિન્દુમૈયા ! સિંહ કે શિયાળ ! "

" આજ તો સર્વ સફળતાનાં શુભ ચિહ્ન લાગે છે." હાસ્ય સાથે જ ઉત્તર આપી બિન્દુમૈયાએ દ્વાર બંધ કર્યું. બન્ને મેડી ઉપર ગયાં.

મેડી ઉપર જઇ બિન્દુમયાએ ભગવા રંગની સાડી કાઢી એક બાજુ ફેંકી દીધી. અનંગરાયથી ત્રાસ પામેલી નિર્મળા રાત્રિએ જે વેશમાં ચાલી જતી હતી, તે વેશમાં હવે બિન્દુમૈયા ઉભી રહી. પણ ફરક એ હતો કે નિર્મળાનાં નેત્ર જલપૂર્ણ હતાં. બિન્દુના વદનપર હાસ્ય હતું. નિર્મળા ભયથી કંપતી હતી. બિન્દુ આનંદથી ઉછળતી હતી. નિર્મળા જાહેર માર્ગ પર ચાલી જતી હતી. બિન્દુ કોઇને દૃષ્ટિગમ્ય ન હતી. નિર્મળાને એ વેશમાં જોત તો તેને લજાવું પડત, તેની મર્યાદાનો ભંગ થાત. બિન્દુને એ મર્યાદાભંગનો ભય નહોતો.

બિન્દુને આ વેશમાં જોઇ હસતો હસતો સેવાનંદ તેની પાસે આવ્યો. " બિન્દુમૈયા ! તારૂં સ્તનકાઠિન્ય કેવું છે એ જોવા તો દે ! " એમ કહી સેવાનંદે બિન્દુની ચોળીમાં હાથ નાંખી બે કપડાના બનાવટી સ્તન ખેંચી કાઢ્યા. શિરપરથી ચોટલો ઉતારી લીધો. કરકંકણ કાઢી કોરે મૂક્યાં, નાડી છોડી ચણીયાને દૂર ફેંકી દીધો એટલે બિન્દુમૈયા આપણો પરમ પ્રિય મિત્ર વસંત બની ઉભો રહ્યો. સેવાનંદ એ અન્ય નહિ પણ આપણી નવલકથાનો નાયક નવલ છે.

હવે વાંચનારને આ છદ્મવેશની કંઇક સમજુતી આપીએ:–

તે રાત્રિએ લીલાનો તિરસ્કાર કરી નવલ ચાલ્યો ગયો. પછી તેને અત્યંત પશ્ચાત્તાપ થયો. તે જોઇ શક્યો હતો કે, લીલા તેને ખરા જીગરથી ચાહે છે. એ સ્નેહમુગ્ધ બાળાને આશ્વાસન

આપી તેની પાસેથી ક્ષમા યાચવી એવી તેને ઇચ્છા થઇ. પણ તરત જ તેની રજા પૂરી થઇ અને તેને કૉલેજમાં જવું પડ્યું. કૉલેજમાં તેના આત્માને શાન્તિ ન મળી. ચિત્ત ઉદાસ રહેવા લાગ્યું. મનમાં લીલાનાજ વિચારો આવવા લાગ્યા. લીલાની તસ્વીર હાથમાં લઇ કલાકના કલાક કંઇક કંઇક કલ્પનાસૃષ્ટિ રચતો, અને આ કલ્પનાસૃષ્ટિમાં વિહાર કરી દિવસ વ્યતીત કરતો.

એક દિવસ તેને સંદેહ થયો કેઃ—" લીલા મારા અંતરમાંથી ખસતી નથી. મારી કલ્પનાસૃષ્ટિમાંથી એની મૂર્તિને ભૂંસી નાખવા હું ઘણો યે પ્રયાસ કરૂં છું, પણ એની મૂર્તિ વધારે અને વધારે આકર્ષક બની ચક્ષુ સમીપ પુનઃ પુનઃ ખડી થાય છે. હું આમ લીલા પાછળ મરૂં છું, શું લીલા મને યાદ કરતી હશે ? નક્કી એ મને ભૂલી ગઇ હશે. એની મા એના માટે અન્ય પતિ શોધવાની છે; એટલે એ મને શા માટે ન ભૂલે ? વળી મેં એના પર નિષ્કારણ ક્રોધ કર્યો છે. મારા પરની એની અચલ આસક્તિની અવજ્ઞા કરી મેં એનો નિર્દય રીતે ત્યાગ કર્યો છે. હવે એ મને શાને ચાહે ? હવે તો એ મારી નિન્દા કરતી હશે. મનમાં મને ધિઃક્કારતી હશે. તેણે માંની ઇચ્છાને વશ થઇ અન્ય પતિના સંગમાં સુખી થવાનો નિર્ણય કર્યો હશે. "

વળી તેના મનમાં વિચાર સ્ફુર્યોઃ–" આ શંકા કંઇ સત્ય ન ગણાય. એ તો કેવળ કાલ્પનિક છે. આવો અનુમાનિક સંદેહ લાવી લીલાનો સર્વ કાળ ત્યાગ કરવો એ ઉચિત નથી. એવા પ્રેમદ્રોહી બનવું એ અધર્મ છે. હું એનો એકાએક ત્યાગ તો નહિં જ કરૂં. અરે ! કરી શકતો પણ નથી. એમને ચાહે છે કે નહિ એ મારે પ્રથમ જાણવું. પછી શું કરવું એ જોઇશું. "

લીલાની પ્રેમકસોટી કરવાની પોતાની ઇચ્છા નવલે વસંતને વિદિત કરી વિદિત કરી. "જો કસોટીના તાપમાં લીલાનો પ્રેમ કથીર નહિ નિવડતાં શુદ્ધ કુન્દન જ રહે, અને લીલાની મા ગંગા એનું અન્ય પતિ સાથે લગ્ન કરવા દુરાગ્રહ લઇ બેસે તો કોઈ પણ પ્રકારે લીલાને લઇ નાસી જવું, અને લીલાને અન્યના હાથમાં જતી બચાવવી."

નવલની આ યોજના હતી. હવે આ યોજના કેવી રીતે ફતેહમંદ પાર ઉતારવી એ સંબંધી બન્ને મિત્રો વિચાર કરવા બેઠા. અન્તે નિર્ણય કર્યો કે છૂપા વેશે પ્રગતિપૂર લીલાને ત્યાં જવું અને લીલાનું અંતર ઓળખવું.

રજા પડી એટલે બન્ને મિત્રો ઉદયપૂરથી ઉપડયા. પ્રગતિપૂરની નજીક એક નાના સ્ટેશને ઉતરી પડયા. ખેતરોમાંના કેડેકેડે પ્રગતિપૂર ચાલ્યા. એકાન્ત નિર્જન પ્રદેશ આવ્યો ત્યાં પોટકું છોડી બ્રહ્મચારી વેશની સર્વ સામગ્રી શરીરપર ધારણ કરી. પોતાનાં મૂળ વસ્ત્ર ઝોળીમાં ભર્યાં. સૂર્યાસ્ત થતાં શહેરની સીમ પર્યન્ત આવી પહોંચ્યા, ત્યાં નિરાનંદને યમસદનની શોધમાં ફરતો નિહાળ્યો. કાળ મૂખમાં જઇ પડતાં તેને બચાવ્યો. કેવો સમયનો શુભ સંયોગ! નવલને થોડી પળ વિલંબ થઇ હોત તો આ વિશ્વપરથી નિરાનંદનો વિનાશ થઇ જાત. બિચારી નિર્મળા નિરાધાર બનત અને કુકર્મી અનંગરાય પાપશિક્ષાથી બચી જાત.

નિર્મળાનો હૃદયદ્રાવક વૃત્તાંત સાંભળી અનંગરાય પ્રતિ નવલના દેહમાં રોમેરોમ પ્રચંડ ક્રોધ વ્યાપી ગયો. આ સ્થિતિમાં જ્યારે તેને ખબર મળી કે આ નરાધમ પોતાની પ્રિયતમા લીલાનો ભાવિ પતિ થવાનો છે, ત્યારે તો તેના કોપની સીમા જ ન રહી. તેના નેત્રમાંથી ઇર્ષ્યાગ્નિ ઝરવા લાગ્યો. "આવો દુરાત્મા લીલાનો

સ્વામી થશે ! ” એ પ્રશ્ને તેનું મસ્તિષ્ક ફેરવી નાંખ્યું. પોતાના પ્રતિસ્પર્ધી અનંગરાયનું શું કરવું ? એ જ વિચારમાં હવે તે પડયો. અંતે માર્ગ સુઝયો. ‘અનંગરાયે સ્વપત્નીના પ્રાણનો વિષ દઇ વિનાશ કર્યો છે, એવું નિર્મળા માને છે.’ અનંગરાયના અસ્તિત્વનો અંત આણવાનો આ એક જ માર્ગ છે એમ તેને લાગ્યું. નવલે મનમાં જ પ્રતિજ્ઞા લીધી કે, “ આ વધૂવધની વધુ વિગત મેળવીશ અને એ દુષ્ટને પોતાના અધમ કૃત્ય માટે યોગ્ય શિક્ષા અપાવીશ ત્યારે જ આ બ્રહ્મચારીવેશ હું ઉતારીશ. નહિ તો સર્વ કાળ સાધુ જ રહેવાનો. ”

અનંગરાયને ફસાવી આ કાર્યની સિદ્ધિ કરવા કોઇ સુંદર સ્ત્રીની જરૂર હતી. કઇ શીલવંતી સુંદરી આવું જોખમભર્યું કાર્ય શિરપર લેવા તત્પર હોય ? આ કાર્ય સર્વથા પુરૂષવર્ગથી બની શકે તેમ હતું. એવો પુરૂષ નવલ પાસે હાજર જ હતો. વસંતના કંઠમાં માધુર્ય હતું; વદનપર લાલિત્ય હતું, ને તે સ્ત્રીપાઠ ઉત્તમ રીતે ભજવી જાણતો. તે નવલનો પરમ મિત્ર હતો. નવલે વસંત ખાતર કેવું સાહસ ખેડયું છે ? કેવો આત્મભોગ આપ્યો છે ? વસંતની જ પ્રણયેચ્છા સફળ કરતા નવલના માર્ગમા આ વિઘ્ન આવી પડયું છે. બિચારી સ્નેહઘેલી લીલા હાલ દુ:ખાર્ત્ત બની, અનાથ બની અંતરમાં ઉદ્વેગ અને પરિતાપ અનુભવે છે તેનું કારણ પણ વસંત છે. વસંત આ સર્વ જાણે છે વસંત કૃતઘ્ન ન હતો. નવલનો મનોરથ પરિપૂર્ણ કરવા તેણે બિન્દુમૈયાનો વેશ ધારણ કર્યો.

આ છદ્મવેશ ધારી સેવાનંદ અને બિન્દુમૈયા કોણ છે તે આખા શહેરમાં કોઇ જાણતું નથી. માત્ર દીનાનાથ જાણે છે. અને તેની જ સહાયથી બિન્દુમૈયાની વેશસામગ્રી નવલે પ્રાપ્ત કરી છે.

---

# પ્રકરણ ૨૧ મું.

---

## પ્રેમવેલડીની અચલતા.

લીલાના સંસ્કૃત અધ્યયનનો આરંભ થઇ ગયો છે. આજ શિક્ષિકા બિન્દુમૈયાએ આની શિષ્યાને ચોથા ગણના ધાતુની સમજુતી આપી. લીલાનું મન અતિ પ્રસન્ન થયું. દૈનિક પાઠ પૂર્ણ થતાં શિષ્યા અને શિક્ષિકા વાર્તાલાપમાં પડયાં.

"મને તમારા સંસર્ગમાં બહુ આનંદ પડે છે. મને એવું થાય છે કે હું પણ વિરક્ત બની આખું જીવન તમારી સાથે જ ગાળું. વિરક્તિમાં અક્ષય્ય સુખ છે." લીલાએ અંતરની ઉર્મિ દર્શાવી.

બિન્દુમૈયાએ હાસ્ય સાથે કહ્યું:–"લીલા તારો વૈરાગ્યમનોરથ વૃથા છે. તું તો પરણીને અનંગરાયની હવેલીમાં સુખ માણવાની."

અનંગરાયનું નામ કર્ણદ્વારા પ્રવેશ કરી લીલાના અંતરમાં ઉતરી તેના મર્મભાગને કાપવા લાગ્યું. એ મર્મછેદનના અંગે થયેલો રૂધિરપ્રવાહ નેત્રદ્વારા બિન્દુરૂપે સરવા લાગ્યો. અંકમાં પડેલું સંસ્કૃત પુસ્તક બિન્દુથી ભીંજાઇ ગયું. લીલા નિઃશબ્દ બેસી રહી. કેવળ બિન્દુસ્ત્રવણ ચાલ્યાં કર્યું.

"વત્સા! વિવાહની વાતથી તું આમ દુઃખાર્ત્ત કેમ બની?" ઘણા જ વ્હાલ અને મૃદુ સ્વરથી આ પ્રશ્ન કરી લીલાને આશ્વાસન આપવા બિન્દુમૈયા કહેવા લાગીઃ—"લીલા! હું વિરક્તા છું. હું તારી માતા કે બ્હેન ગણાઉં. મારી પાસે શરમ ન રાખ. કહે જોઇએ તારા અંતરમાં શું દુઃખ થાય છે? હું દુઃખદલનનો યોગ્ય માર્ગ તને સૂચવીશ."

આશ્વાસન મળતાં લીલામાં વાગ્ધૈર્ય આવ્યું. તેણે ધાર્યું કે બિન્દુમૈયા પોતાના શિર આવી પડેલ વિવાહની વિપદ્‌માંથી અલૌકિક હિંમત દાખવી નાસી છૂટી હતી. એનું માર્ગસૂચન મને અમૂલ્ય થઈ પડશે. આવી આશાથી પ્રેરાઇ લીલા પોતાનું દુઃખ વ્યક્ત કરવા લાગીઃ—"જે વ્યક્તિમાં મારૂં અંતર આસક્ત બન્યું હતું તેની સાથે પ્રથમ મારૂં વાગ્દાન થયું. કારણવશાત્ મારી મા વચનભંગ કરી આ અન્ય પુરૂષ સાથે મારૂં લગ્ન કરવા માગે છે. આ મારા આંતરિક દુઃખનું કારણ છે."

"માતૃ આજ્ઞાનું પાલન એ પુત્રીનું કર્તવ્ય છે. તમારા સરસ્વતીચંદ્રમાં લખ્યું છે કે કુમુદનું ચિત્ર સરસ્વતીચંદ્રમાં ચોંટયું હતું. છતાં માતપિતાની આજ્ઞાને વશ થઇ તે પ્રમાદધન સાથે પરણી." બિન્દુમૈયાએ લીલાની અંતરપરીક્ષાનો આરંભ કર્યો.

"સરસ્વતીચંદ્ર નાસી ગયો હતો. મારૂં પ્રેમપાત્ર નાસી ગયું નથી. વળી એ વાતને એક જમાનો વીતી ગયો. આ નવીન યુગમાં સ્ત્રીસ્વાતંત્ર્યનું સ્થળે સ્થળ સમર્થન થાય છે. વિવાહના જ વિષયમાં તમે પોતે જ માતૃ આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું અને મને આવો આજ્ઞાપાલનનો ઉપદેશ કરોછો ?" લીલાએ બિન્દુમૈયાનો પ્રતિવાદ કર્યો.

"એ આજ્ઞાપાલન સિવાય તમારા માટે અન્ય માર્ગ રહ્યો નથી." બિન્દુમૈયાએ ભાર દઇ કહ્યું.

"હું તમારી પેઠે નાસી જઇશ. નાસવાની તક નહિ મળે તો લગ્નને દિવસે જ આત્મઘાત કરીશ. પણ મારા 'પ્રાણપતિ' સિવાય અન્યને મારા 'સૌભાગ્યપતિ' તરીકે નહિ સ્વીકારૂં." લીલાએ માર્ગ કાઢી નિશ્ચય દર્શાવ્યો.

"પણ આ સર્વ કોના માટે ? જેના માટે તમે પ્રાણોત્સર્ગની

સીમા પર્યન્ત કષ્ટ વેઠવા તત્પર થયાંછો તે પુરૂષ શું તમને આટલી હદ સુધી ચાહે છે?" લીલાને નિશ્ચયથી ચલાવવા બિન્દુમૈયાએ યત્ન કર્યો.

"એ તો દયાહીન બની મારો તિરસ્કાર કરી ચાલ્યો ગયો છે. છતાં એની મૂર્તિ મારા અંતરમાં નિરંતર નિવાસ કરી રહી છે. ચાહે તો એ મને દરિયામાં ફેંકી દે ચાહે તો શસ્ત્રવડે એ મારૂં શિરચ્છેદન કરી નાંખે, છતાં હું એને ભૂલીશ નહિ, ભૂલી શકીશ નહિ, ભૂલી જવા ઇચ્છા પણ નથી." લીલાએ દિલનું દિગ્દર્શન કરાવ્યું.

"આહા! જે ક્રૂર બની એક વેળા ત્યાગ કરી ચાલ્યો ગયો તેના પર આવી આસક્તિ!" બિન્દુમૈયાએ વિસ્મયતા પ્રકટ કરી.

"બિન્દુમૈયા! પ્રેમ શું ચીજ છે એથી આપ અપરિચિત છો. એ પુરૂષના સૌન્દર્યપર હું મોહી ગઇ નથી. એના ગુણનું બારીક નિરીક્ષણ કર્યા પછી જ મારૂં હૃદય એના પ્રતિ આકર્ષાયું છે. હું એને ચાહવા લાગી, એ પણ મારા પ્રેમમાં આસક્ત બન્યો. વિશુદ્ધ હૃદયથી મને ચાહવા લાગ્યો. અમારી મહોબ્બત દિન પ્રતિ દિન દૃઢ થતી ગઇ. એ મારા પ્રતિ એટલો બધો પ્રેમાતુર બન્યો હતો કે રાત્રિએ છૂપી રીતે એ મને મળવા આવતો. હું એ સર્વ ભૂલી ગઇ નથી."

"બિન્દુમૈયા! એના ગુણ અને નિઃસીમ પ્રેમનાં અવલંબન-પર મારી પ્રેમવેલડી ચડી, વિસ્તરી અને પુષ્ટ બની. આટલો કાળ એ વેલડી એ અવલંબન પર ટકી રહી. હવે એને એ અવલંબનની જરૂર નથી. એ પુરૂષ પ્રેમદ્રોહી બની મને ધિઃક્કારે તોયે આ પ્રેમ-વેલ ટકી રહેવાનીઃ એનામાં સર્વ ગુણનો લોપ થઇ જાય તોયે આ પ્રેમવેલ અચલ ઉભી રહેવાની. અખિલ વિશ્વ શસ્ત્ર લઈ એ વેલ

કાપી નાખવા ઉદ્યમ કરે, છતાં એ વેલ તો વધવાની—તેનો અણુ માત્ર ભાગ કમી નહિ થવાનો. એ પ્રેમવેલડી તો હવે અમરવેલડી બની." લીલાએ પ્રેમની અમરતા ગાઇ સંભળાવી

"તારા માટે એ પુરૂષના અંતરમાં આવો અમરપ્રેમ હોય તો તારૂં કેવું સદ્‌ભાગ્ય!" બિન્દુમૈયાએ આવો અભિલાષ દર્શાવી કહ્યું:—"લીલા તારી હસ્તરેષા જોવા દે! હું તારૂં ભાગ્ય કહું."

"લ્યોને હું જ કહું મારા ભાગ્યમાં શું લખ્યું છે તે લગ્નકાળે મારા ભાગ્યમાં ત્રણમાંથી એક વસ્તુ નિર્માણ થઇ છે. એ હૃદયાધિપ વર, અગર વૈરાગ્ય કાં યમદ્વાર."

"લીલા નિરાશ નહિ થા. ચાલ, મારા ગુરૂ સેવાનંદજી પાસે. એ પણ સમર્થ જ્યોતિર્વિદ છે. તારૂં ભાગ્ય કહી આપશે. તને કોઇ ગ્રહ નડતો હશે તો એ ગ્રહનિવારણ અર્થે તને વ્રત કે કોઇ મંત્ર સુઝવશે. એ વ્રતપાલન કે મંત્રજાપ કરીશ તો તને તારા હૃદયપતિ સાથે અવશ્ય મિલન થશે. તું નિરાશ નહિ થા. મારી સાથે ચાલ." બિન્દુમૈયાએ લીલાને સેવાનંદ પાસે આવવા લલચાવી.

લીલા તૈયાર થઇ બિન્દુમૈયા સાથે ચાલી. માર્ગમાં પ્રેમની જ વાતો ચાલી. બિન્દુમૈયાએ કહ્યું:—"લીલા! તારા પ્રિયતમ પુરૂષના ઉદાત્ત ગુણ રસે સિંચાઇ સિંચાઇ તારાં પ્રેમવૃક્ષનાં મૂળીયાં દૃઢ બન્યાં છે. એ ગુણ—રસે તારાં પ્રેમવૃક્ષમાં સર્વત્ર સંચરી પ્રત્યેક વિટપ અને પ્રત્યેક પાનને પુષ્ટિ આપી છે. એ જ તારા પ્રેમની અનશ્વરતાનં મુખ્ય કારણ છે."

"હા! એના ઉત્તમ ગુણે જ મારા દિલનું આકર્ષણ કર્યું છે. હું એના સૌન્દર્ય પર મોહી નથી." લીલાએ પોતાના પ્રેમની ઉત્તમતા દર્શાવી.

"લીલા! મારા જીવનમાં હું એક વ્યક્તિના સૌન્દર્યમાં મોહી પડી હતી. આ સૌન્દર્યાકર્ષણનું પ્રાબલ્ય એટલું બધું વધી પડ્યું કે મારા હાથે તારો અપરાધ થઇ ગયો. હાલ તું જે પ્રણયકષ્ટ અનુભવે છે તેનું નિમિત્ત હું છું. એ દોષનું પ્રાયશ્ચિત કરવા હું તારી પાસે આવી છું." વિણાના સૌન્દર્યપર પોતાને થયેલ મોહને ઉદ્દેશી બિન્દુમૈયાએ ગુહ્યાર્થમાં સત્ય જણાવ્યું.

લીલા વિસ્મિત બની. કંઈ અર્થ કળી ન શકી. તેણે આશ્ચર્યોદ્‌ગાર કાઢ્યોઃ–"શું! તમે મારા અપરાધી! એ કેમ બને? તમારી વાત શશશૃંગસમ છે."

બિન્દુમૈયાએ કંઈ ઉત્તર ન આપ્યો. લીલાના અંતરપર એક ઝાંખી સંદેહરેષા અંકિત થઇ. કદાચ, બિન્દુમૈયા નવલ સાથે પ્રેમમાં પડી હશે!

"લીલા! તું આશ્ચર્યચકિત કેમ બને છે? હું કહું છું તે આ જન્મની નહિ પણ પ્રાગજન્મની વાત છે." બિન્દુમૈયાએ વાતને ફેરવી. તેણે ધાર્યું કે વધારે સ્પષ્ટ કહેવા જતાં લીલા સમજી જશે અને તેમનો છૂપો વેશ પ્રગટ થશે, અને અર્થ સિદ્ધિ અટકી પડશે. પૂરાવા મેળવી પત્નીના ખૂન માટે અનંગરાયને પોલીસ પાસે પકડાવવો એ બિન્દુમૈયાની અર્થસિદ્ધિ હતી.

લીલાએ પ્રશ્ન કર્યો:–"એ આગલા જન્મની વાત તમે કેમ જાણો?"

બિન્દુએ સત્વર ઉત્તર આપ્યોઃ–"મારા ગુરૂ સેવાનંદજી ત્રિકાલજ્ઞાની છે તેમણે મારા ગ્રહ જોઇ મારા આગળ જન્મની પ્રેમકથા આ પ્રમાણે કહીઃ—"એક પુષ્પોદ્યાન હતું. તેને ફરતી કાંટાની વાડ હતી.

આ ઉદ્યાનમાં ચકલાં, પોપટ, હંસ, પારેવાં વગેરે નિર્દોષ તેમ જ કાગડા, બાજ, ગીધ વિગેરે નિર્ઘૃણ અને સર્વભક્ષી પક્ષીઓ રહેતાં. તેમની સાથે અજ કુટુમ્બ, માંજારકુલ અને શ્વાનમંડલ પણ રહેતું હતું. આ કૂતરા, કાગડા, બિલાડા, ગીધડા વગેરે હિંસ્ર પશુ પક્ષીઓ ચકલાં અને પારેવાંને ઘણીવાર ઉદરગત કરી જતા; અજકુલમાંથી કોઇ મરે તો એ કુટુમ્બની જીવતી વ્યક્તિઓનાં પણ હાડમાંસ ચૂસી લેતા; હંસ અને પોપટને પજવતા, તેમનું ઉર્ધ્વગમન અટકાવતા. તેઓ ઉદ્યાન બહાર વિહાર કરવા યત્ન કરે તો આ મલીનમુખા હા...હા...ધૂ... ધૂ...હૂ.. હૂ...કરી તેમને અધમુવા કરી નખતા."

"એ ઉદ્યાનમાં એકે સપરિમલ પ્રસરાવતો પુષ્પછોડ ઉગવા દેતા નહિ. રસપૂર્ણ મિષ્ટ ફૂલનાં સર્વ વૃક્ષ છિન્નભિન્ન કરી નાંખ્યાં હતાં. પેલા દૌર્જન્યશીલ પ્રાણીઓ સર્વ વ્યાપાર તજી એ ઉદ્યાનના કંટકદુર્ગની ઘૂરકતા ડોળે અહોરાત્ર ચોકી રાખતા. કોઇ મધુરકંઠ કે ઉદારાશય વિજાતીય પ્રાણીને એ કંટકદુર્ગમાં પ્રવેશવા દેતા નહિ. પણ જો એ કલહપ્રિય, સ્વાર્થલંપટ ચોકીદારો માંહોમાંહે બાઝી મરતા તો એ ઉદ્યાનમાં જ આડી કાંટાની વાડો નંખાતી અને એ વાટિકાના નાના ભાગલા પડતા. અંદર વસંતા પ્રાણીઓના આવા વ્યવહારથી એ મનોહર પુષ્પવાટિકા અરણ્યભૂમિ બની ગઇ. એ ભૂમિને 'આલ્હાદજનક ઉપવન' નહિ કહેતાં લોકો તેને 'વિવિધ પ્રાણીઓના કોલાહલ અને કલહનાદથી ગાજતો વાડો' કહેવા લાગ્યા."

"એક દિવસ એક પોપટ આ વાડા ઉપર થઇ ઉડતો જતો હતો. તેવામાં એક લાવણ્યવતી, ચારૂઅંગી, કિશોરવયની મેના ઉપર તેની દૃષ્ટિ પડી. પોપટ સૌન્દર્ય—મુગ્ધ બન્યો. તેના ચિત્તમાં વિહ્વલતા ઉપજી. સર્વ જીવનવ્યાપાર અપ્રિય થઇ પડયો. એ મેના પોતાની જીવન

સહચરી ન બને તો એ પોપટ સંસારત્યાગ કરવા તત્પર થયો. આ ઉદ્યાનની કંટકવાડ પાસે અશ્રુ સારતો તે પોપટ બેઠો હતો. તે સમયે ઉદ્યાનના એક નાનકડા જલાશયમાં એક હંસ અને હંસીનું યુગ્મ નિશ્ચિંતપણે વિનોદપૂર્વક વિહાર કરતું હતું. હંસની મારાપર દૃષ્ટિ પડી. મારાં નેત્રમાંથી વહી જતાં અશ્રુ જોઇ તેને દયા આવી. અંતરમાં આસક્તિ થતાં પ્રિય વસ્તુના દર્શનની આતુરતા કેવી તીવ્ર, કેવી દુઃસહ્ય અને કેવી અવિલંબક્ષમ છે તેનો તે હંસને અનુભવ હતો. તેથી પોતાનાં જનકજનનાની ઇચ્છા વિરૂદ્ધ એ મેનાને ઉપાડી કંટકવાડ કૂદી બહાર આવ્યો અને એ મેનાનું મને પાણિગ્રહણ કરાવ્યું."

"પણ જ્યારે એ હંસ પોતાની પ્રિયતમા હંસીને મળવા ઉદ્યાનમાં પાછો જતો હતો, ત્યારે આ 'કા...કા...'કરતા કાગડા અને હૂ-હૂ...ખાઉં...ખાઉં...કરતા કૂતરા કંટકવાડની આસપાસ ફરી વળ્યા, અને બિચારા હંસને અંદર પેસવા ન દીધો. હંસી અને તેના વચ્ચે પ્રેમવિયોગ રહ્યો. આ વિયોગ મનુષ્યના મર્મભાગને કેવો વિંધી નાખે છે એ તો જેને અનુભવ હોય તે જ જાણે. ઉદ્યાનની અંદર હંસી ઝુરી ઝુરી મરતી હતી. બહાર આ હંસ બેભાન હૃદયે ભ્રમણ કરતો હતો. આ હંસ હંસીના વિયોગદુઃખનું કારણ પોપટ હતો."

"લીલા ! તું કંઈ સમજી ? આપણા આગલા જન્મમાં હું પોપટ હતી, તું હંસી હતી. જે પુરૂષના માટે તારૂં ચિત્ત આતુર બન્યું છે એ હંસ હતો. મારા જ નિમિત્ત તમે પ્રાગ્જન્મમાં વિયોગદુઃખ સહન કર્યું છે. મેં તમારો અપરાધ કર્યો છે. તેથી જ આ જન્મમાં મારે સંસાર તજી આમ ભગવાં વસ્ત્ર રઝળવું પડે છે."

"મારા ગુરૂજીએ કહ્યું છે કે જો મારે આ અપરાધમાંથી—આ

ઋણાનુબંધમાંથી મુક્ત થવું હોય તો આ જન્મમાં તારો અને તારા હૃદયપતિનો સંયોગ કરાવી દેવામાં મારે સહાયભૂત થવું."

"લીલા ! આ અપરાધમાંથી મુક્ત થવા હું મારા ગુરૂજીને લઈ તારી પાસે આવી છું. તારા અંતરની સર્વ વાત ખુલ્લા મનથી મારા ગુરૂ પાસે કહેજે. મને તારા વલ્લભનું નામ આપજે. હું તેની પાસે જઇ તારા હૃદયની અનન્ય ભક્તિ તેની આગળ જણાવીશ. તમારાં બન્નેનું મિલન કરાવીશ, ત્યારે જ મને શાન્તિ મળશે, સુખ મળશે, અને ત્યારે જ મને ઋણમુક્તિ મળશે."

આ પ્રાગ્જન્મની કથા પૂર્ણ થતાં સેવાનંદનું નિવાસ સ્થળ આવી પહોંચ્યું. બિન્દુમૈયા અને લીલા ઉપર ગયાં.

આ પ્રાગ્જન્મની કથામાં બિન્દુમૈયાએ કશુંયે અસત્ય કહ્યું ન હતું. બિન્દુમૈયા પોતે વસંત છે, અને એ મેના નવલની ભગિની વિણા છે, એનાં સૌંદર્ય પર વસંતને થયેલો સંમોહ વાંચનારને સુવિદિત છે. એ ઉદ્યાનભૂમિ અન્ય નહિ પણ નવલની જ્ઞાતિ છે. એ કંટકવાડ નાતીલાએ ઉભો કરેલો ગોળ છે. એ ગોળમાં કોઇ પારેવા જેવા નિર્દોષ છે, તો કોઇ ગીધ જેવા હિંસ્ર પણ છે. 'કા કા' અને 'ઘૂ ઘૂ' કરનારા પટેલીયા છે. પ્રિય વાંચક ! ફરીને એ કંટકદુર્ગનું વર્ણન વાંચીશ અને એની સાથે જ્ઞાતિઓની અર્વાચીન પરિસ્થિતિ સરખાવીશ તો એ વર્ણનની યથાર્થતા તને સારી રીતે સમજાશે.

મૃગચર્મપર સેવાનંદ પદ્માસન વાળી ધ્યાનસ્થ બેઠો હતો. તેના પર લીલાની દૃષ્ટિ પડી. શું લીલા તેને ઓળખી શકી ? નહિ જ. કેમ ઓળખી શકે ? નિરાનંદના ગૃહમાં પ્રાતઃકાળે શીલ-

રક્ષણ માટે નિર્મળાને અભિનંદન આપ્યું, ત્યારે નવલનું સ્વરૂપ નૈસર્ગિક તરૂણ વયના બ્રહ્મચારી જેવું દીસતું હતું. અત્યારે એ વેશ બદલી નવલે એક વૃદ્ધ જોગી મહાત્માનું કૃત્રિમ સ્વરૂપ ધારણ કર્યું હતું.

સેવાનંદના વદનનો અર્ધભાગ જટાથી ઢંકાયો હતો. દાઢી અને શ્મશ્રુ દીર્ઘ અને શ્વેતવર્ણી હતી. કંઠમાં મોટા મણકાની માળા હતી. દેહ એક ભગવા વસ્ત્રથી આવૃત્ત હતો. દેહનો જે ભાગ વસ્ત્રથી અનાચ્છાદિત અને પ્રેક્ષકને દૃષ્ટિગમ્ય હતો તે પર ગાઢ ભસ્માલેપન જણાતું હતું. આવા ભસ્મચર્ચિત એક કરની અંગુલિમાં વિપુલ મણકાની પણ ટુંક પરિધની રૂદ્રાક્ષમાળાનું સંચલન થતું હતું.

દાખલ થતાં જ લીલાએ નીચા નમી અભિવંદન કર્યું. સેવાનંદે ગંભીર સ્વરથી "બાળા ! અખંડ સૌભાગ્ય રહો." એવો આશીર્વાદ આપ્યો. થોડી પળ અટકી વળી કહ્યું:–" અનંગરાયનું આયુષ્ય શતવર્ષનું છે."

" અનંગરાય પ્રાતઃકાળમાં જ પંચત્વ પામે તેની મને પરવાહ નથી. મારી સ્નેહસરિતા અન્ય દિશામાં વહે છે. મહારાજ! હું એટલું જ જાણવા માગું છું કે આ સરિત્ પ્રવાહ સાગર ઝીલશે કે નહિ ? આ સરિતાને સાગરનો સંગમ થશે કે નહિ ?" લીલાએ મહાત્મા આગળ પ્રશ્ન મૂક્યો.

મહાત્માએ વિચાર કરી કહ્યુ:–" સાગર નિર્દય છે. બિન્દુમેયાના પ્રયાસથી માત્ર એક વાર તને એનાં દર્શન થશે. પણ પુનઃ એ તારો ત્યાગ કરી ચાલ્યો જશે. "

લીલા બિન્દુમેયા પ્રતિ કહેવા લાગી:–" એ સાગરનાં એક

વાર દર્શન કરી કૃતકૃત્ય થવા મારી મનોવાંચ્છના છે. બિન્દુમૈયા એક વાર એ મારા અંતરની વેદના જાણે, મારા અંતરમાં બળતી પ્રબળ પ્રેમઆગ નિહાળે, એના સાહચર્ય માટે મારા મનની આતુરતા કેવી અસહ્ય થઇ પડી છે, એણે કરેલો તિરસ્કાર મારા મર્મને કેવો વિંધી નાંખે છે એ જોવે, પછી ભલે એ આ હૃદય છૂંદી નાંખે, કચરી નાંખે, ટૂકડે ટૂકડા કરી નાખે, તો પણ હું એને એક શબ્દ પણ નહિ કહું. એને જ નિહાળતી, એનું જ ધ્યાન ધરતી હું એનાં જ ચરણ આગળ તે જ ક્ષણે મરીશ, અને પરમ શાન્તિને પામીશ. આ લીલાએ એક વાર દીલ વેચ્યું છે ફરી એ દીલ અન્યને વેચશે નહિ"

સેવાનંદે ગંભીર મુદ્રા ધારણ કરી કહ્યું:—" તમારા દયિત પુરૂષના ચરણ આગળ પ્રાણોત્સર્ગ કરવાની તમારી ઇચ્છા સફળ થવાની નથી. તમારી આયુષ્યદોરી લાંબી છે."

" આયુષ્યના બળે જો હું મરી શકીશ નહિ તો એ આયુષ્યને હું મારૂં દુર્ભાગ્ય સમજીશ." લીલાએ સખેદ કહ્યું—" પ્રાણાન્ત સુધી અંતઃકરણમાં અન્યનો પ્રવેશ થવા નહિ દઉં. બિન્દુમૈયા પેઠે સંસારત્યાગિની બનીશને અહર્નિશ એ પુરૂષના સ્નેહનું સ્મરણ કરીશ. એના જ નામનો નિરંતર જાપ જપીશ."

" પ્રેમીનું ચિન્તન કરવું એ તો વૈરાગ્યધર્મને પ્રતિકૂળ ગણાય." સેવાનંદે સંસાર અને વૈરાગ્યનો ભેદ કહ્યો.

" વિવિધ વસ્તુઓમાં વેરાયલી આપણી સર્વ શક્તિઓને પાછી ખેંચી લઈ એક જ ઇષ્ટ વસ્તુમાં કેંદ્રિત કરવી એનું નામ ભેખ અથવા વૈરાગ્ય. વૈરાગ્ય એટલે અંતઃકરણની એકાગ્રતા. આવો ભેખ ધારણ કરી હું સંસારની સર્વ વસ્તુઓનો ત્યાગ કરીશ. માત્ર તે પુરૂષનું

નામ ભૂલીશ નહિ." લીલાએ વૈરાગ્યનું વિવરણ કર્યું.

બિન્દુમૈયા વચમાં બોલી ઉઠી:-" મહારાજ ! બિચારી બાળકીને દુઃખી નહિ કરો. આપના તપોબળ વડે એના પ્રેમપાત્રને પ્રણયાભિમુખ કરો. એના ઋણાનુબંધમાંથી હું છૂટું એવો મને પણ કોઇ સરળ માર્ગ બતાવો."

સેવાનંદે એક પ્રાણાયામ ખેંચ્યો. પાંચ મીનીટ સમાધિસ્થ સ્થિતિમાં રહ્યો. પછી ભવિષ્ય જોઈ શક્યો હોય તેવો ડોળ કરી ધીમેથી બોલ્યો:—" લીલાના પ્રણયીનું નામ નવલ છે." લીલા વિસ્મિત બની.

" એ ઉદયપુરની કૉલેજમાં ભણે છે. આ નગરમાં એ અલ્પ સમયમાં પ્રત્યક્ષ થશે."

આ સાંભળી લીલા આશ્ચર્યલીન બની મનમાં બોલી:-" આહા! કેવું અદ્દભૂત સામર્થ્ય !"

મહારાજે આગળ કહ્યું:-' બિન્દુમૈયાના પ્રયાસથી લીલાને એનો મેળાપ થશે. પણ લીલાની મા સુતાના સ્નેહની પરમશત્રુ છે."

લીલા તો મહારાજને સમર્થ ભવિષ્યદર્શી મહાત્મા ગણવા લાગી. સેવાનંદપર તેની શ્રદ્ધા અનેક ગણી વધી. સેવાનંદના પ્રત્યેક વચને તે કર જોડી પ્રણામ કરવા લાગી.

બિન્દુમૈયાએ પ્રશ્ન કર્યો:-" એ શત્રુત્વનો કંઇ પ્રતિકાર ?" સેવાનંદ ઉત્તર આપ્યો:-" માનો પરિત્યાગ કરી લીલાએ અત્રેથી છૂપી રીતે સરી જવું. વિદેશમાં નવલ સાથે રહેવું. આ કાર્ય બિન્દુમૈયાની સહાયથી પાર પડશે."

લીલા બિન્દુમૈયા ભણી નમ્ર દષ્ટિ કરી જોઇ રહી. એ દષ્ટિમાં

ઉપકારવશતા હતી. બિન્દુમૈયા કહે તે કરવાની અનુમતિ હતી. સેવાનંદનાં વચનમાં મૂકેલી અપૂર્વ શ્રદ્ધા પણ હતી. અને એ વચન-સિદ્ધિના અંતે થવાનો નિઃસીમ આનંદ અત્યારે પણ એ દૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતો હતો.

લીલાના અંતરમાં રહેલી પ્રેમની નિશ્ચલતા જોઇ નવલ ઘણો પ્રસન્ન થયો. મનમાં થયું કેઃ—" આ સાધુનો છદ્મવેશ ફેંકી દઇ લીલા સમક્ષ તત્ક્ષણ નવલરૂપે પ્રકટ થઉં, અને અંહિથી જ લીલાને લઇ નાસી જઉં. "

પણ એ ઇચ્છાને તેણે દબાવી. પેલા નરપિશાચ અનંગરાયને તેનાં કુકર્મ માટે યોગ્ય દંડ દેવાની યોજના તેના મનમાં રમી રહી હતી. બિન્દુમૈયાના વેશમાં વસંત એ કાર્ય સાધી શકે તેવો સંપૂર્ણ સંભવ હતો.

---

# પ્રકરણ ૨૨ મું.

## • પશ્ચાતાપના પાવકમાં અનાચારનો અંત.

---

આજરોજ બિન્દુમૈયાએ આવી ' ભગિની સમાજ પત્રમાળા ' વાંચવાનો આરંભ કર્યો. શ્રોતૃગણ મોટી સંખ્યામાં એકઠો થયો. તૃતીય અને ચતુર્થ પ્રહરની સંધિનો સમય હતો. કોઈ સ્ત્રી બાળકને અંકમાં લઇ પયપાન કરાવતી હતી. કોઇ ઝોલાં ખાતી હતી. કોઇ બિન્દુમૈયાનું યૌવન તેજ જોઇ અંતરમાં ઇર્ષ્યાગ્નિથી બળતી હતી. માત્ર

જૂજ સંખ્યા જ વ્યાખ્યાનમાં રસ લેતી હતી. એવામાં માની ત્યાં આવી ચડી. લીલા સાથે અનંગરાયનો સંબંધ થયો ત્યારથી માનીને પ્રસંગોપાત ગંગાને ત્યાં આવવું પડતું. માનીના પાપાચાર વિષે સ્ત્રીવર્ગમાં સૌ કોઇ જાણતું હતું. અનંગરાય અને તેના વચ્ચે અધમ વ્યાપાર ચાલે છે, એ વાત લોકોમાં પ્રથમ સંશયાત્મક ગણાતી. હવે અનંગરાયના ગૃહે માનીનો અહર્નિશ નિવાસ જોઇ લોકોએ એ વાત સત્ય માની હતી.

"મોટાનો મંદવાડ અને સામાન્ય લોકની છીનાળી" એ છૂપાં ન રહે. પાપી પુરુષ અને પતિતા સ્ત્રીના મુખપર તેમનાં પાપકર્મ વિષે કોઈ કંઇ કહેતું નથી; તેથી કોઇએ એમ ન ધારવું કે પોતાના દુરાચાર વિષે વિશ્વમાં કોઇ કંઈ જાણતું નથી. સર્વ કોઇ જાણે છે. પણ એ પાપીઓના મુખપર એમના દુર્ગુણની વાત કહેવાની લોકોને શી ગરજ ? એમનાં દુર્ગુણ વિષે લોકો પરસ્પર વાતો કરી એક બીજાને ચેતવે છે. માત્ર તેમને જ કંઈ કહેતા નથી. ડાકણના મોઢે ડાકણ કોણ કહે ? મનમાં સૌ કોઈ સમજે છે. લોકો આવા દુર્ગુણીઓને તૃણવત્ લેખે છે. તેમના પ્રતિ ધિક્કારની દૃષ્ટિથી જુવે છે. તેમને "અસ્પર્શ્ય"ની કોટિમાં ગણે છે. લોકોના આવા વલણને લઇ ઘણીવેળા એવું બને છે કે પુત્ર કે પુત્રી શીલભ્રષ્ટ બની પાપપંથે ચડી ગયાં હોય તો એ વાત ગામમાં કર્ણોકર્ણ સર્વની જાણવામાં આવે. માત્ર એ પુત્ર અને પુત્રીનાં માબાપ સવેળા એ વાત જાણવા પામતાં નથી. તેમના ઘેર જઇ તેમના મોઢે એ વાત કોણ કરે ? દુર્ગુણમાં દૃઢ થયા પછી વંઠેલ પુત્રપુત્રીને સન્માર્ગે લાવવાનો સર્વ પ્રયાસ વ્યર્થ જાય છે.

વાણીપર અંકુશ રાખવામાં પુરુષ કરતાં સ્ત્રીઓ ઉતરતી છે.

સ્ત્રીઓની અસંયમિત વાગેંદ્રિય ઘણી વેળા નિષ્પ્રયોજન કલુષિત બની મહાભારત કજીયાનું મૂળ થઇ પડે છે. સ્વાર્થ વિના સત્ય પણ ન બોલવું, પ્રિય પણ ન વદવું, એવું વ્રત બહુધા પુરૂષોમાં જોવામાં આવે છે.

માનીની એવી માન્યતા હતી કે પોતાના અનાચારથી અખિલ નગર અનભિજ્ઞ છે. સતીત્વની સંપૂર્ણ ખૂમારી અને નિડર વૃત્તિ ધારણ કરી ગંગાના ગૃહમાં જ્યાં સ્ત્રીશ્રોતૃગણ બેઠો હતો ત્યાં તેણે નિડરતાથી પ્રવેશ કર્યો; પણ મોટો સ્ત્રીગણ જોઇ ક્ષણવાર સ્તંભી રહી.

"માનકુંવર આમ આવો." ગંગાએ આદર આપતાં કહ્યું.

સ્ત્રીસમૂહમાં થઇ ગંગા પાસે જવા માનીએ પ્રયાસ કર્યો. સ્ત્રીઓએ તેને ચાલવાની જગ્યા ન આપી.

"આ રાંડ કુભારજા અંહિ ક્યાંથી આવી?" એક ખુણામાંથી અવાજ નીકળી માનીના કર્ણમાં પેઠો.

"ગામનો ઉતાર આવ્યો. આઘા ખસો, અડશો તો અભડાશો." અન્ય દિશામાં ધ્વનિનો ઉદ્દ્ભવ થયો. માનીએ કરડી નજરે એ તરફ જોયું. કોણ બોલ્યું તે ન કળાયું. પાછા ચાલી જવાની વૃત્તિ થઇ. પણ તેમ કરવામાં પૂરી ફજેતી થવાનો ભય હતો.

વળી માનીની પૂંઠ પાછળ એક વાક્યોચ્ચાર થયોઃ—"જગ્યા કરો, સતીશિરોમણી શ્રવણ કરવા પધાર્યાં છે." માની મૂઢ બની ઉભી રહી. માની પાસે પાણીદાર જીભ હતી. પણ સામો પક્ષ સબળ હતો એટલે વાગ્યુદ્ધમાં વિજયનો કશો સંભવ ન હતો. પાપી મને માનભંગ સહન કરી મૌન્યનું સેવન કર્યું.

બિભત્સ વાણી વિષે એવો નિયમ પ્રવર્તી રહ્યો છે કે કટુવચન કહો તો કટુવચન સાંભળો. ગાલીનો પ્રતિગ્રહ કરવો હોય તો ગાલીપ્રદાન કરો. પ્રતિપક્ષમાં નિઃશબ્દતા જોવા ઇચ્છા હોય તો જાતે મૌ-

ન્યનું સેવન કરો. પણ અત્રે તો આ સ્ત્રીસમુદાયમાં આ નિયમનો અપવાદ જ પ્રવર્તી રહ્યો. માનીએ મૌન્યવ્રત ધારણ કર્યું છતાં સ્ત્રીઓની જીવ્હાનું બળ જરા યે કમી ન થયું.

એક સ્ત્રી બોલી:—" છાશવારે બદલાતા ધણી, એ કેવા સતીશિરોમણી ! "

વળી બીજી સ્ત્રીએ ટકોર મારી:–' વર ગયો વિદેશ, એટલે નિત્ય નવા વેશ. "

વળી એક ત્રીજી સ્ત્રીએ અંતરનો ઉદ્દગાર કાઢ્યો: " કમલાને બદલે આ રાંડ કુલટા મૂઇ હોત, તો ગામનું પાપ જાત. "

આવાં એક પછી એક મર્મવિદારક વાક્યો નીકળવા લાગ્યાં. આ માની છે એવું બિન્દુમૈયા એ જાણ્યું કે તરત જ પોતે ઉભી થઈ માની પાસે ગઇ, અને તેને પોતાના આસન પાસે લાવી બેસાડી. બિન્દુમૈયાએ દર્શાવેલો આવો અતિ આદર જોઇ તેના પ્રતિ માનીને અત્યંત પૂજ્યભાવ થયો. સ્ત્રીઓનાં વાક્યો તેના અંતરમાં શલ્યતુલ્ય થઇ પડયાં. તેણે મનમાં વિચાર્યું:–" બિન્દુમૈયા મારા અનાચારથી અનભિજ્ઞ છે, તેથી મારા પ્રતિ એણે પ્રેમ અને માન દર્શાવ્યાં. આ સ્ત્રીઓ મારાં પાપકર્મથી પરિચિત હોઇ મારી મ્હોંપ્રાટ નિન્દા કરે છે. મને હડધૂત કરે છે. ખરેખર વેશ્યાવૃત્તિ કરવી અને જનસમુદાયમાં ફરવું એજ સામાજિક શુભ પ્રવૃત્તિમાં ભાગ લેવો એ બન્ને પરસ્પર વિરોધી કાર્ય છે. ઘઉં વીણતાં નાના ઝીણા વિજાતીય દ્રવ્યકણો ઘઉં ભેગા ચાલ્યા જાય, પણ મોટા કાંકરા દૃષ્ટિએ પડતાં જ દૂર ફેંકી દેવામાં આવે છે. તેમ જે વનિતાનો વ્યભિચાર પ્રસિદ્ધ થયો તેને સ્ત્રીસમૂહના સંસર્ગથી અલગ રાખવામાં આવે છે. અરેરે! મેં નહોતું જાણ્યું કે મારૂં પાપ આટલી સીમા પર્યન્ત પ્રકાશિત થયું હશે. હવે

મારાથી સદ્દગુણનો શણગાર સજી શહેરમાં નહિ ફરાય." માનીના અંતરમાં પશ્ચાતાપનો પાવક પ્રબળપણે પ્રગટી નીકળ્યો.

બિન્દુમૈયાએ પુસ્તકવાચન બંધ કરી મુખથી સુબોધવચનામૃતનો આરંભ કર્યો:—

"ધર્મપરાયણ બ્હેનો! શ્રદ્ધા સદ્દગુણની જનની છે એટલે શ્રદ્ધામાંથી સદ્દગુણનો જન્મ થાય છે. અને સદ્દગુણ શાન્તિની જનની છે એટલે સદ્દગુણના સેવનથી મનુષ્યને શાન્તિની પ્રાપ્તિ થાય છે. સર્વ મનુષ્યો શાન્તિને ચાહે છે. કારણ, શાન્તિ એ જ પરમ સુખ છે."

"હવે શ્રદ્ધા એટલે શું એ હું તમને સમજાવીશ. પરમાત્મા સર્વ વ્યાપી છે એવું અસંખ્ય મનુષ્યો મુખથી વદે છે, પણ અંતરથી માનતા નથી. "પ્રભુ મારા અંતરમાં છે." "પ્રભુ મારી સન્મુખ છે" "તરૂવરના પાનેપાને પ્રભુ બેઠો છે." "પ્રભુ તો અણુ અણુમાં વ્યાપી રહ્યો છે." આવી દઢ માન્યતા એ જ શ્રદ્ધા કહેવાય. સત્યના પંથે ચાલતાં શિરપર દારૂણ સંકટ આવી પડે છતાં નહિ ડરવું, અને અંતરમાં ધારવું કે 'પ્રભુ તો મારી પડખે જ ઉભો છે.' એનું નામ શ્રદ્ધા. 'પ્રભુ તો ઉભો ઉભો સર્વ જુવે છે' એવું ધારી કુકર્મ કરતાં ડરવું એનું નામ શ્રદ્ધા. પણ 'પ્રભુ તો અંતર્યામી છે. સર્વ સાક્ષી છે' એવું મુખેથી વદવું અને કુકર્મો કર્યે જવાં એ કંઇ શ્રદ્ધા ન કહેવાય. આપણે માતપિતાની દૃષ્ટિઆગળ કુકર્મ કરતાં ડરીએ છીએ; ઇતર જન સમક્ષ પાપકર્મ કરતાં આપણું મન અચકાય છે. પણ પરમાત્માના સાન્નિધ્યમાં અઘોર પાપ કરતાં જરાયે આંચકો ખાતા નથી. આનું કારણ આવા પાપીઓ પરમાત્મા સર્વવ્યાપી છે એવું માનતા જ નથી. આવી માન્યતા અશ્રદ્ધા કે નાસ્તિકતા કહેવાય. આવા નાસ્તિક જન આ ભવ પાપકીચડમાં ગળાંડૂબ રહી મરણાન્તે નરકકીટ

બને છે. નાસ્તિકય નરકનો પંથ છે અને શ્રદ્ધા સદ્‌ગુણજનની છે. પાપકાજળથી સુલિપ્ત ચિત્તમાં શાન્તિનું જલબિન્દુ ટકી શકતું નથી. એક અસત્ય છૂપાવવા અનેક અસત્ય વચનનો આશ્રય લેવો પડે છે. એક પાપકર્મ નભાવતાં અનેક પાપકર્મ કરવાં પડે છે. પાપ એકલું કયાંય ન હોય. પાપની તો પરંપરા જ હોય. વિવિધ પાપથી ઘેરાયેલા ચિત્તમાં અણુ માત્ર શાન્તિ કયાંથી હોય ? પાપીઓ પરમાત્માથી ડરતા નથી. પણ તેઓ સગાંથી ડરે છે; સ્નેહીઓથી ડરે છે; સમાજથી ડરે છે. આ પ્રમાણે પાપકર્મમાં જ્યાં સર્વત્ર ભય વ્યાપી રહ્યો છે, ત્યાં શાન્તિ કયાંથી હોય ? સદાચરણમાં જ પરમ શાન્તિ રહેલી છે. સત્યના પંથે ચાલનારને આત્મજનોના તિરસ્કારનો પ્રસંગ ન આવે. સમાજભ્રષ્ટ થવાનો ભય ન રહે. રાજ્યશાસનના ભંગનો ડર ન રહે. સદાચાર આગળ તો જગત શિર નમાવે છે. સદાચરણીની જગત્ સહૃદય પૂજા કરે છે, મુક્તકંઠે પ્રશંસા કરે છે. લોકો સત્યાગ્રહી માટે તો પ્રેમથી પ્રાણ અર્પણ કરે છે. **સત્ય એ જ સુખ છે. સત્યમાં જ શાન્તિ છે.** ”

“ વ્હાલી બ્હેનો, વર્ષાકાળે છીછરી નદીમાં પૂર આવે . એ પૂર અલ્પ કાળ પણ ટકી રહેતું નથી. રેલ્વેટ્રેન જેમ પુલ ઉપર થઈ જોત જોતામાં વેગથી પસાર થઈ જાય છે તેમ આ નદીનું પૂર એક ક્ષણે આવ્યું એવું જ બીજી ક્ષણે ઉતરવા મંડી જાય છે. સ્ત્રીઓ છીછરી નદી જેવી છે. યૌવનકાળે તેમનાં અંગોમાં જે રસપ્રવાહ છલકી રહે છે, તે તો જોત જોતામાં ક્ષીણ થઇ જાય છે. ગરમા ગરમ ભોજન સ્વાદ આપે છે, પણ રસોઇ પીરસતાં ઉષ્ણતા કમી થાય છે, અને જમવા માંડયું ન માંડયું ત્યાં તો ભોજન ઠંડું બની જાય છે. સ્ત્રીનાં સૌન્દર્યને અને યૌવનરસને પણ આ નિયમ લાગુ

પડે છે. પુરૂષો સ્ત્રીના યૌવનભોગનો હજુ તો આરંભ કરે છે એટલામાં તો સ્ત્રીનાં અંગો રસહીન બની જાય છે. સ્ત્રીની શ્વેતત્વચામાં રસ નથી. સ્ત્રીની યુવાવયમાં રસ નથી. રસ તો સ્ત્રીનાં અંગોમાં છે. અને તે પણ જ્યાં લગી એ અંગો કાચાં છે ત્યાં લગી જ રસપૂર્ણ છે, સુંદર છે, પુરૂષચિત્તને આકર્ષક છે; વિલાસીના હૃદયને વિંધી નાંખનારા છે. પણ એ અંગોને પક્વ થતાં શી વાર ? કુદરતનાં સર્વ વૃક્ષ ફળો પક્વ બની રસપૂર્ણ, મધુર અને મનોહર બને છે. સ્ત્રીના અંગ પરત્વે પક્વતા જૂદું જ કાર્ય કરી રહી છે. પક્વતા એ અંગોને રસવિહીન બનાવે છે. સ્ત્રીનાં પક્વ અંગો ખુદ પોતાના વિલાસી પતિને શુષ્ક ભાસે તો પરપુરૂષને એ અંગો કેવી રીતે મોહજનક જણાય? શીલપ્રિય બહેનો! નદીની સેર વહેતી રહે છે, પણ પૂર આવ્યું એવું જ ચાલ્યું જાય છે. ભોજન જમાય છે પણ જમવાના આરંભમાં જ સ્વાદપ્રદ ઉષ્ણતા ઉડી જાય છે. તેમ સ્ત્રીનાં અંગો રહે છે, પણ અલ્પકાળમાં જ એ અંગોનો યૌવનરસ વહી જાય છે. આવાં ક્ષણિક સૌન્દર્ય, અલ્પાયુ યૌવનનો મદ કરી મદનના ઉન્માદને વશ બની જે યુવતી પરપુરૂષના ફંદમાં ફસાઇ એક વાર શીલભ્રષ્ટ બને છે, તે પોતાના કીચડમાં દિન પ્રતિ દિન ઉંડી અને ઉંડી ઉતરતી જાય છે. આવી શીલભ્રષ્ટાએ સમજવું કે આ યૌવનકાળ ચાલ્યો જશે એટલે તેના રૂપમાં મોહાંધ બનેલા યારો તેને ગટરમાં ફેંકી ચાલ્યા જશે. એ યારોને તો તમારા યૌવન સાથે યારી છે, તમારા પંડ સાથે નહિ. તમારા પંડ સાથે તો તમારા પતિને જ પ્રીતિ છે, જે યૌવન જતાં પણ તમોને તજી શકે નહિ. ”

“ માટે આ અલ્પયૌવનકાળમાં ઇન્દ્રિયસંયમ રાખી પતિ-

ભક્તિમાં જ જે સ્ત્રી રત રહે છે તે આ જીવનમાં અખંડ શીલનું અલૌકિક પુણ્ય પ્રાપ્ત કરે છે. ઇન્દ્રિયપર સ્ત્રીનો સબળ સંયમ હોય, શીલ સાચવી રાખવાનો સ્ત્રીના હૃદયમાં અડગ નિશ્ચય હોય તો પુરૂષની મગદૂર નથી કે એ સ્ત્રીની પવિત્રતાનો ભંગ કરી શકે. અરે, એવી પતિવ્રતા સ્ત્રી પ્રતિ વિકારી દૃષ્ટિ સરખી પણ કરવાની પાપીમાં પાપી પુરૂષની પણ હિંમત ચાલી ન શકે. ”

વ્યાખ્યાન સમાપ્ત થયું. બિન્દુમૈયાનો ઉદ્દેશ માનીના અંતરમાં પશ્ચાતાપનો પાવક પ્રગટ કરવાનો હતો તે સિદ્ધ થયો. એ પ્રગટેલા પાવકમાં માનીના મનની મલીનતા પ્રજળવા લાગી. પવિત્રતાનો ભાવ જાગૃત થયો. ગંગાને જે સંદેશ કહેવાનો હતો તે કહી માની ગૃહ ભણી ચાલી. માર્ગમાં નિશ્ચય કર્યો કે અનંગરાય સાથેનો સંબંધ છોડી દઇ શેષ જીવન સદાચરણમાં જ ગાળવું.

હવે અમે અનંગરાય અને માનીના સંબંધની વિગત વાંચનારને કહીએ છીએઃ—

એક દિવસ અનંગરાય પોતાના ઘરના ઓટલાપર બહાર ક્ષૌર કરાવતો હતો. રામરાત્રુના ચરણ આગળ મસ્તક નમાવી અનંગરાય બેઠો હતો. તેની ગર્દનપર વપનશસ્ત્ર ફરતું હતું. એવામાં ઠમક ઠમક રૂમઝુમ કરતી એક યુવતી એ માર્ગે નીકળી. તરૂણીઓ પ્રતિ સરાગ દૃષ્ટિ ફેંકવાના અભ્યાસવાળાં નેત્રો આ સુંદરીને નિહાળવા આતુર બન્યાં. હજામે એક હસ્તે અનંગરાયની ગરદન પકડી હતી, અને બીજા કરથી તે પર અસ્ત્રો ફેરવતો હતો. એટલે તિરછી નજરે આ સુંદરીને જોઇ લેવાનું અશક્ય હતું. છતાં આતુરતાને વશ થઈ ગરદન ફેરવી એ નવયૌવના નારીને નિહાળી લીધી. વપનશસ્ત્રની ગતિમાં આ પ્રમાણે અણુધાર્યો વિક્ષેપ થતાં તે ગરદનમાં વાગી ગયું. અને

એ ક્ષતભાગમાંથી રૂધિરાભિસરણુ થયું. રામશત્રુ મનમાં રાજી થયો કે, પાપભરી દૃષ્ટિવાળાને યોગ્ય શિક્ષા થઇ છે ! અનંગરાયે મનમાં નિશ્ચય કર્યો કે, જે નવોઢાના સૌન્દર્યથી હૃદય વિંધાયું અને ગરદન ઘવાઇ એને અવસ્ય હાથ કરવી !

આ યુવતી માની હતી. જાતની સોનારણુ હતી. એનો પતિ બીજવર હતો. જૂની વહુને કંઈ સંતાન નહતું. કુટુમ્બમાં પતિપત્ની સિવાય અન્ય કોઇ નહોતું. લાલચ આપી છળ પ્રપંચથી માનીને અનંગરાયે મેળવી. સોનીનો પોતે ઘરાક બન્યો. દાગીના ઘડાવવાના મષે પતિની હાજરીમાં અને ગેરહાજરીમાં માનીને ત્યાં જવા લાગ્યો. માનીના પતિનો પરમસ્નેહી બન્યો. વારંવાર નાટકનો પાસ લાવી માનીના વરને મફત આપતો. 'તમે કેમ નાટક જોવા નથી જતા' એમ સોની પૂછતો તો કહેતો કે 'ઉજાગરાથી મને શિર દુઃખે છે.' માનીનો વર મનમાં આનંદ પામી રાત્રિએ નાટક જોવા જતો અને અનંગરાય માનીભુવનમાં રસાનંદ લેવા જતો.

એક દિવસ અનંગરાયે સોનીને કહ્યું:–" આફ્રિકામાં સોની લોકો ધનાઢ્ય બની ગયા છે. ત્યાં મારી ખાવાનું બહુ મળે છે. પાંચ વર્ષ ત્યાં કાઢો તો દેશમાં આવી પછી જીંદગીસુધી બેઠા બેઠા મોજ માણો એટલું દ્રવ્ય મળે. જવા ઇચ્છા હોય તો વાટખર્ચી હું આપું"

ધનાઢ્ય થવાની ઇચ્છા કોને ન હોય ? સોની આફ્રિકા ગયો. છ માસ પછી વહુને તેડાવવાનો પત્ર આવ્યો. અંહિથી ઉત્તર ગયો. વળી થોડા અંતરે બીજો પત્ર આવ્યો. સોનીના કોઇ સગાના નામે અનંગરાયે ઉત્તર લખ્યો:–

" તમારી વહુએ વેશ્યાવૃત્તિ માંડી છે. તમારી પાસે આફ્રિકા જવાનું અમે ઘણું યે કહીએ છીએ, પણ માનતી નથી. તમારી

વહુ અનાચાર નહિ છોડે તો એક બે અઠવાડીયામાં નાતીલા એક મત થઇ તેને જ્ઞાતિ બહાર મૂકશે. પછી તમારે પણ એનો ત્યાગ કરવો પડશે. ”

થોડા દિન જવા દઇ એ જ સગાના નામે અનંગરાયે બીજો પત્ર લખ્યો:–

“ તમારી વહુ એક મુસલમાનને લઈ રાતોરાત ભાગી ગઇ છે. જ્ઞાતિજનો કહે છે કે ‘નાતમાંથી એક બલા ગઇ !’ પાડોશીઓ કહે છે કે ‘પોળમાંથી એક પાપ ગયું. એ બાઇ તો વટલાઇ ગઇ.’ એ હવે પાછી આવે તો યે તમારે શું કામની ? ”

આ બન્ને પત્રો વાંચી બિચારા સોનીનું મન બહુ જ ખિન્ન થયું. હવે પત્નીને તેડાવવાની વાત જ ક્યાં રહી ? કેવો અધમ પ્રપંચ ! કેવી પાપમય યુક્તિ !

આવી પતિતા પત્નીથી સોનીએ પોતાની જાતને અને કુળને એવું મોટું કલંક માન્યું કે જીંદગી પર્યંત દેશમાં જઈ કોઇને મુખ ન જ દેખાડવું એવું તેના મનમાં થઇ આવ્યું.

અત્ર માની અને અનંગરાયને ઇપ્સિત અનુકૂળતા મળી ગઇ. તેમનો દુરાચાર આજ પર્યંત ચાલ્યો. આજે બિન્દુમૈયાના દર્શનથી, તેણે આપેલા અપૂર્વ બોધના શ્રવણથી અને સ્રીઓનાં નિન્દાત્મક વચનોથી માનીના અંતરમાં પૂરેપૂરો પશ્ચાત્તાપ સળગી ઉઠયો. એ પશ્ચાત્તાપની આગમાં વિષયવૃત્તિ બળીને ભસ્મ થઇ. અનાચારનો આજે અંત આવ્યો.

# પ્રકરણ ૨૩ મું.



## વૈરિણી કે મોહિની?

રાત્રિનો પ્રથમ પ્રહર પૂર્ણ થયો. એક સ્ત્રી અંધકારમાં પોતાના ઘરમાંથી બહાર નીકળી. હાથમાં એક નાનું પોટકું હતું. તે નિર્મળાના ઘર તરફ જતી હતી. કેટલીક વારે તે નિર્દિષ્ટ સ્થળે આવી પહોંચી. ઘર બંધ હતું. તે સ્ત્રી દ્વાર ખખડાવતી બોલી:– " નિર્મળા બ્હેન! ઉઘાડો. હું બ્રહ્મચારી પાસેથી આવી છું."

બ્રહ્મચારીનું નામ કર્ણપર પડતાં જ નિર્મળા સફાળી બેઠી થઇ. પાસે આવી દ્વાર ખોલ્યું અને જોયું તો માનીને દીઠી. માની દૃષ્ટિએ પડતાં જ ક્રોધાવિષ્ટ બની બોલી:–" અનાચારીઓને અત્રે આવવાને અધિકાર નથી. ચાલ્યાં જાવ!"

માની નમ્ર બની. નિર્મળાના ચરણમાં વંદન કરી ગદ્‌ગદ કંઠે બોલી:–"બ્હેન, મારો અઘોર અપરાધ ક્ષમા કરો. મેં આપને નિષ્પ્રયોજન અસહ્ય ત્રાસ આપ્યો છે. હું આપના ચરણમાં વારંવાર પડી ક્ષમા યાચું છું."

" એ ત્રાસનું વૈર લેવા મેં કદી ઇચ્છા કરી જ નથી તો પછી ક્ષમાનું પ્રયોજન શું?" નિર્મળાએ આશ્ચર્ય સાથે પૂછ્યું.

" પતિતપાવની! અનુગ્રહ કરી મારા શિરપર તમારો કર મૂકો જેથી હું પવિત્ર બનું." માનીએ નમ્રપણે અભ્યર્થના કરી.

" કાજળમાં શુભ્રતા લાવવા હું અસમર્થ છું. આ સમય તમારૂં અત્ર આગમન મને તો પ્રપંચમય જણાય છે." નિર્મળાએ

સંદેહ પ્રદર્શિત કર્યો.

"એનો સંદેહ અસ્થાને છે. હું હવે અનંગની માની નથી. હું હવે પ્રથમની માની નથી. બિન્દુમૈયાની અમૃતમય કથનીનું શ્રવણ થતાં મારામાં દબાઈ રહેલા શુભ સંસ્કાર જાગૃત થયા છે, આજે એ ભગવતીને હું મળી હતી. મારૂં સર્વ દ્રવ્ય મેં એ ભગવતીના ચરણે અર્પણ કર્યું. તેમણે તેનો સ્વીકાર નહિ કરતાં મને કહ્યું:—" તમે નિર્મળા નામની પરમ સાધ્વી બાઇનો અઘોર અપરાધ કર્યો છે. તેના ચરણે આ દ્રવ્ય ધરી તેની ક્ષમા યાચો એટલે તમારાં સર્વ પાપ ધોવાઇ જશે." 'તમે આ દ્રવ્યનો અંગીકાર નહિ કરો ' એવી મેં શંકા કરી ત્યારે એ મૈયાએ કહ્યું કે ' બ્રહ્મચારીએ ભેટ મોકલાવી છે ' એવું કહેજો એટલે સ્વીકારવાની ના નહિ કહે." માનીએ બિન્દુમૈયા સાથે થયેલી વાતનો સાર કહ્યો.

" એ બિન્દુમૈયા કોણ છે ? શું એ બ્રહ્મચારીઓ અહિ તેમની સાથે રહે છે ? " નિર્મળાએ અધિરાઇથી પૂછ્યું.

" બિન્દુમૈયા સાથે તો એક વૃદ્ધ મહાત્મા રહે છે. અન્ય કોઇ નથી. હું ધારૂં છું કે બ્રહ્મચારીઓ બિન્દુમૈયાને મળ્યા હશે અને તમારા વિષે કંઇ કહ્યું હશે. એ વાત ગમે તેમ હોય; પણ તમે આ મારા દ્રવ્યનો સ્વીકાર કરો, અને મારો અપરાધ ક્ષમા કરી મને આશીર્વાદ આપો, જેથી મારાં પાપ ધોવાય અને આત્માનો ઉદ્ધાર થાય. " માનીએ ફરી પુણ્યપ્રાપ્તિની યાચના કરી.

નિર્મળાએ જોયું કે માનીનાં પાપ પશ્ચાતાપમાં પ્રજળે છે તેથી તેને પોતાની પાસે બેસાડી ધિરજ આપી. અંતરથી આશીર્વાદ આપી તેનું કલ્યાણ ઇચ્છ્યું; અને પૂછ્યું: " હવે તમે કયો માર્ગ લેવા ધારો છો ? "

" બિન્દુમૈયાનો નિવાસ આ શહેરમાં છે ત્યાં લાગી મારા ઘેર રહી તેમની પાસે અવાર નવાર જતી રહીશ. પછી કલ્યાણમય પ્રવૃત્તિમાં મારૂં જીવન વ્યતીત થાય એવી કોઇ ધાર્મિક સંસ્થામાં મને લઇ જવા તેમણે વચન આપ્યું છે." માનીએ ઉત્તરમાં બિન્દુમૈયા સાથે થયેલી યોજના જણાવી.

" બહિર્મુખ વૃત્તિનો સદંતર ત્યાગ કરી અંતર્મુખ વૃત્તિ રાખજો. અને પાપનું ચિન્વન સરખું પણ નહિ કરજો. પરમાત્મા તમારૂં કલ્યાણ કરશે." નિર્મળાએ ઉપદેશ સાથે આશીર્વાદ આપ્યો.

માની પ્રસન્ન ચિત્તે વિદાય થઇ. નિર્મળાના ચરણ આગળ મૂકેલા દ્રવ્યમાં કંઇક રોકડ અને કંઇક અલંકાર હતાં. અનંગરાય પાસેથી અનાચારના પુરસ્કારરૂપે એ સર્વ મળ્યું હતું. પાપ માર્ગે મેળવેલી કોડી પણ જ્યાં લગી ઘરમાં હશે, ત્યાં લગી અંતરમાં કંઈ પણ શુભ અંકૂર ઉગશે નહિ, એવું બિન્દુમૈયાનું વચન અંતરમાં ઉતારી માનીએ એ સર્વ અનિષ્ટ માર્ગનું ઉપાર્જન પુણ્ય માર્ગે વાપરવાનો નિશ્ચય કર્યો હતો. એ રકમ આશરે ચાર પાંચ હજારની હતી.

નિર્મળા પાસે આવી મોટી રકમ અનાયાસે આવેલી જોઇ તેના પિતા નિરાનંદના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે માન્યું કે " પુત્રીની પવિત્રતા આગળ દારિદ્રનું દલન થયું. પુત્રીપર પરમાત્માનો પ્રેમ છે. તે દિવસ દેવકુમાર જેવા દિવ્ય બ્રહ્મચારીએ નિર્મળાનાં ચરણમાં વંદન કર્યું, આજ કુકર્મથી ભરેલી માની પસ્તાઇ, પશ્ચાતાપ કરતી તેના પાદ આગળ પૈસાનું પોટકું મૂકી, પગે લાગતી ક્ષમા અર્થે પ્રાર્થના કરવા લાગી. દુહિતા ! ખરેખર તું કોઇ દિવ્યાંગના છું ! વૈધવ્યથી તો તારામાં વધુ વિમળતા આવી ! "

ઉપદેષ્ટા કરતા આદર્શરૂપ બનવું એમાં જગતનું વધારે કલ્યાણ રહેલું છે. આટલું તો નિર્વિવાદ સિદ્ધ થઇ ચૂક્યું છે કે ઉપદેશ કરતાં દૃષ્ટાંત બળવત્તર છે, વિશેષ હૃદયગ્રાહી છે. દૃષ્ટાંત કદી ન ભૂંસાય એવા ઊંડા સંસ્કાર હૃદયપટપર અંકિત કરે છે. નીતિના શુષ્ક પ્રવચનમાં આવું સામર્થ્ય નથી. આ સિદ્ધાન્ત અનુસાર જગતને સન્માર્ગે દોરી જવામાં માણભટની કથા કરતાં રંગભૂમિપર ભજવાતાં નાટકોની ઉપયોગીતા વિશેષ છે એવું સ્વીકારવું જોઇએ. પણ નીતિના ઉત્તમ દૃષ્ટાતની કક્ષામાં અર્વાચીન નાટકો આવી શકે તેમ નથી. નવીન નાટકો ઉપદેશ કરતાં આનંદને પ્રાધાન્ય આપે છે. 'આનંદભુવન થીએટર' એવું રંગભૂમિનું નામ એ જ આધુનિક નાટકોના ઉદ્દેશનું યથાર્થ સૂચન છે. લોકોના વિનોદ અર્થેજ નાટકો ભજવાય છે એવી માન્યતા પ્રેક્ષકગણ અને નાટકના પાત્રગણમા ફેલાઇ છે. નાટકમાં આવતો પ્રહસન વિભાગ એવા ક્ષુદ્ર પ્રકારનો હોય છે કે તેથી વસ્તુ ( Plot ) માં રહેલા સકળ નીતિરસનો ધ્વંસ થાય છે.

નાટકકાર ઉપર્યુક્ત સર્વ દોષથી પોતાની કૃતિને મુક્ત રાખે તો પણ પ્રેક્ષકો સમજે છે કે રંગભૂમિપર ભજવાતું નાટક 'આખરે કૃત્રિમ વસ્તુ છે, એ કંઈ જીવનના યથાર્થ પ્રસંગ કે અનુભવ નથી. કૃત્રિમતાની અસર ક્ષણિક જ હોય. સમાજના ઉદય અર્થે જગતની રંગભૂમિપર નિર્મળા જેવો પાઠ ભજવી બતાવનાર પાત્રોની જરૂર છે. તે અઘોર રાત્રિએ શીલદુર્ગના સંરક્ષણ અર્થે નિર્મળાએ મચાવેલું તુમુલ યુદ્ધ માનીએ નજરે નિરખ્યું, ત્યારથી જ તેના અંતરમાં પવિત્રતાનો સંચાર થયો હતો. શીલરક્ષાના અભિલાષનો ઉદય થયો હતો. અનંગરાયને ત્યાં તે રહી પણ અનાચાર હવે તેને ધગ-

ધગતા અંગાર સમ ભાસ્યો. તેનું મન ઉદ્વિગ્ન બન્યું. તેના હૃદયમંથનનો આરંભ થયો. હૃદયમંથનની ક્રિયાથી તેના અંતરમાં ઘણા દિન થયાં જામી ગયેલો પાપપંક ઉખળ્યો. આ સર્વ પાપપુંજ તેના આત્માની આસપાસ એકઠો થઈ તેને મુંઝવવા લાગ્યો.

માનીના અંતરની આ સ્થિતિ હતી, એવામાં અનંગરાયે તેને કાર્ય નિમિત્ત પોતાની સાસુ ગંગા પાસે મોકલી. ગંગાને ત્યાં સ્ત્રીગણનાં દુર્વાક્યશ્રળથી તેનાં મર્મ વિંધાઇ ગયાં. પોતાનો પાપભાર હવે તેને અસહ્ય જણાયો. બિન્દુમૈયાના ઉપદેશજલથી એ પાપમેલ કંઈક ધોવાયો અને શેષ ભાગ સાયંકાળે પુનઃ સમાગમ થતાં. બિન્દુમૈયાએ આપેલાં આદર, આશ્વાસન, અને ઉપદેશામૃત જલથી ધોવાઇ ગયો. માનીનો આત્મા હવે વિશુદ્ધ થયો.

સાત વર્ષ થયાં અનંગરાય સાથે બંધાયેલી નરક પ્રદાયિની સ્નેહગાંઠપર ઉમંગભેર કુઠારપ્રહાર કરી રાત્રિએ સ્વગૃહ પ્રતિ માની ચાલી ગઈ. આ પ્રસંગે બન્ને આશક માશૂક વચ્ચે શબ્દની સારી ટપાટપી થઇ હતી. અમને એ વર્ણનમાં ઉતરવાનું યોગ્ય લાગતું નથી.

માની ઘણી વેળા રીસાતી, ક્રોધ કરતી, ભોગવિમુખ બનતી. પણ આ સર્વ માત્ર અર્થ અર્થે થતું, કંઇ શીલરક્ષા નિમિત્ત નહતું. એટલે અનંગરાય આ વિલાસવિમુખતાની અવજ્ઞા કરી પૌરૂષબળે માનીના દેહને બાઝતો અને ભોગવતો. પણ આજનો પ્રસંગ જૂદો જ હતો. માનીની મુખમુદ્રાપર છવાઇ રહેલો કોપાગ્નિ આ અવજ્ઞાને કશો અવકાશ આપે તેમ ન હતું. એ કોપાગ્નિની જ્વાળા આગળ એ પૌરૂષબળ સ્થંભી રહ્યું. અનંગરાયે પ્રથમ વાણીબળ વાપર્યું પણ માનીએ એ ન માન્યું. પછી મનરંજન કરવા પ્રયત્ન કર્યો, પણ સર્વ નિષ્ફળ ગયું. માની તો ચાલી ગઇ. હા. તે તો

ખરે જ ગઈ. હવે અનંગરાયનું શું થયું ?

વિસ્ફુટકના રોગથી પીડાતા મનુષ્યના દેહમાં સ્થળે સ્થળે ચાંદા પડી જાય છે. આ ચાંદાંમાં જ્યારે ચળ ઉત્પન્ન થાય ત્યારે જેટલો સમય ખણીએ એટલો સમય એક પ્રકારનો મીઠો આનંદ ઉપજે છે. પણ આનંદના અંતે ચાંદુ વિસ્તરે, રૂધિર અને પરૂ નિકળે અને પીડા અનેક ગણી વધે. આજ પ્રમાણે વ્યભિચાર પણ એ એક પ્રકારનું વિષ્ફુટક છે.

અનંગરાયને આ વિષ્ફુટકનો રોગ લાગુ પડયો હતો. તેના ચાંદાંમાં ઉપડેલી ચળ તેને તીવ્ર વેદના આપતી હતી. ખણીને મીઠો આનંદ આપનાર માની તો ફરી બેઠી. હવે આ વેદના કેમ વેઠવી ? વિરામાસનપર લાંબો થઇ અનંગરાય વિચારતરંગપર ચડયોઃ– " માની કહે છે લોકો આપણી નિન્દા કરે છે. પણ તેથી શું? નિન્દા તો લોકોનો ખોરાક છે. કેટલાક લોકો તો નિન્દાપરજ જીવે છે. આપણે નિન્દાનો પ્રસંગ ન આપીએ તો આ લોકો જીવે કેમ ? જગતમાં તો સદાચારનીયે નિન્દા થાય છે, તો લોકનિન્દાનો શોચ શો ? સદ્‌ગુણી લોકો દુર્ગુણીની નિન્દા કરે છે. પણ ખરૂં પૂછો તો નિન્દા એ પણ દુર્ગુણ જ છે. તો પછી અમારી નિન્દા કરનારા બધા સદ્‌ગુણી હોય તો પણ તેઓ દુર્ગુણીઓ ઠરે છે. દુર્ગુણીઓનો તે વળી ડર હોય ? ચોર ચોરથી ડરતો નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે મનમાં દુષ્ટ ઇચ્છા કરો એટલે શિર પર પાપ ચડી ચૂક્યું. પરસ્ત્રીપર દૃષ્ટિ કરો એટલે વ્યભિચાર થઇ ચૂકયો. અવનીપર એવું કોણ છે જેણે મનમાંયે પાપ કલ્પ્યું નહોય ? પરદારપર દૃષ્ટિ સરખી પણ કરી ન હોય ! આખી અવની પાપમાં જ ડૂબી રહી છે. હું એકલો જ પાપી નથી. પાપ જ નિત્ય વસ્તુ છે,

પુણ્ય તો ખાલી ભ્રમ છે. જગતને પાપ જેટલું પ્રિય છે એટલું પુણ્ય પ્રિય નથી. કરો જોઇએ ગણત્રી ! દુનિયામાં પાપી ઝાઝા કે પુણ્યશાળી ?"

" પેલી સાધુડી બિન્દુમૈયા સદાચારની વાતો કરે છે. પણ હું જોઇશ એ કેવી સાધ્વી છે ? એ સાધુડીએ ઉપદેશ આપી માનીને મારાથી વિમુખ કરી. પણ ફીકર નહિ. કામદેવ કોઇનો પક્ષપાત કરતો નથી. ભગવાં વસ્ત્રથી એ ડરતો નથી. એ સર્વને સરખી પીડા કરે છે. બિન્દુમૈયા વૈરાગિણી છે. પણ ભરજોબનમાં વૈરાગ્ય કેવો? એ તો વૈરાગ્યના નામે વિલાસ માણવાની યુક્તિ છે. વળી સાંભળ્યું છે કે બિન્દુમૈયા સાથે એક બાવો રહે છે. હા. એનો ભેદ ખુલ્લો જ છે. એ તો બાવી સાથે બાવો ને લે આનંદનો લ્હાવો ! આવા સાધુડા સંસારી કરતાં વિષયમાં ચાર ચંદા ચડે તેવા હોય છે. હું કાંઇ કાચો નથી. બિન્દુમૈયા સાધ્વી હશે, તો એનાં અંગમાં અનંગ પ્રગટાવવાનું આ અનંગરાય ચૂકશે નહિ. માની ગઇ તો છો ગઇ. એ રાંડમાં હવે કંઇ રસ રહ્યો નહોતો. બિન્દુમૈયા રૂપવંતી છે, જોબનવંતી છે. ગમે તે પ્રકારે હું એને હાથ કરીશ. મારા સાસરે એ આવે જાય છે.. એ પણ અર્થસિદ્ધિમાં એક અનકૂળતા છે. લીલા પરણી મારે ત્યાં આવતી જતી થાય તે કાળાવધિ પર્યંત એ બિન્દુમૈયાને મારી શય્યાભાગિની બનાવીશ. માની મારૂં સુખનું સાધન હતું. એ સુખના સાધનને મારી પાસેથી ખુંચવી લઇ એ સાધુડીએ મને અન્યાય કર્યો છે. પણ હવે એ સુખ, એ આનંદ એ સાધુડી પાસેથી મેળવીશ ત્યારે જ હું જંપીને બેસીશ; ત્યારે જ મને થયેલ અન્યાયનો બદલો મળશે. બસ, હવે તો એ જ ચિન્તન, અને એ જ નિશ્ચય, અને એ જ ઘટના માટે અવિરત પ્રવૃત્તિ ! "

લગની એ સૂર્યકાન્તમણિ જેવી છે. આ કાચ સૂર્યના તાપ સામે ધરવામાં આવે તો તેમાંથી પસાર થતાં સર્વ સૂર્યરશ્મી એક બિન્દુમાં કેન્દ્રિત થાય છે, અને એ બિન્દુમાં અગ્નિ પ્રગટાવે છે. લગનીરૂપ સૂર્યકાન્તમણિ જે વસ્તુ ઉપર ધરવામાં આવે એ વસ્તુમાં આપણી સર્વ માનસિક અને આત્મિક શક્તિઓ એકાગ્ર થાય છે. એકાગ્રતામાંથી પ્રગટેલો અગ્નિ કઠિનમાં કઠિન કાર્યની કઠિનતાને ગાળી નાંખે છે; વિજયપ્રાપ્તિ સરલ બનાવે છે. તીવ્ર આસક્તિ વિના કાર્યસિદ્ધિ અશક્ય છે. આહા ! પ્રત્યેક મનુષ્યના ઉદાત્ત વિષયમાં જ આવી તીવ્ર આસક્તિ હોય તો કેવું સારૂં !

પણ તેમ બનતું નથી. અનંગરાયને તો વિષયમાં જ આવી આસક્તિ લાગી હતી. પાપ ઘટનાનું ચિન્તન કરતો તે સૂતો. બીજે દિવસ ગંગાને ત્યાં ગયો. ત્યાં બિન્દુમૈયા બેઠી હતી. આડી અવળી વાતચિત કરી ઉઠતી વેળા તેણે ગંગાને કહ્યું:—" આવતી કાલ મારા પિતાશ્રીની સંવત્સરી છે, તો તમારી દીકરીને મારે ત્યાં જમવા મોકલજો. "

થોડી પળ પછી અનંગરાય વિજ્ઞપ્તિ કરતો હોય તેવા ભાવથી બિન્દુમૈયા પ્રતિ બોલ્યો:—" મૈયા ! આપ પવિત્રાત્મા છો. ધર્મમૂર્તિ છો. મારાપર અનુગ્રહ કરી મારૂં ભોજનનિમંત્રણ સ્વીકારશો તો મારૂં ઘર પાવન થશે, અને હું કૃતાર્થ થઇશ. "

બિન્દુમૈયાએ નિમંત્રણ સ્વીકાર્યું. અનંગરાય મનમાં ખુશ થતો ગૃહ પ્રતિ ગયો.

અનંયરાયના ગયા પછી ગંગા બિન્દુમૈયાનો આભાર માનતી બોલી:— ' કાલ તમે બહુ જ ઉત્તમ કાર્ય કર્યું. પેલી હલકી ચાલની માનીને અનંગરાયનું ઘર છોડાવ્યું એથી મારી મોટી ચિન્તા દૂર

થઇ. એ બાઇ ઘરમાં રહેત તો મારી લીલાને દુઃખરૂપ થઈ પડત. હવે અનંગરાયને કંઇક સદ્બોધ આપી સદ્ગુણુ શિખવો. ”

“ લીલાને દુઃખમાંથી મુક્ત કરવા જ મેં અત્રે થોડો કાળ સ્થિતિ કરી પ્રભુકૃપા તો અનંગરાય પણુ અલ્પ સમયમાં ગુણાનુબદ્ધ બનશે. ” બિન્દુમૈયાએ દ્વિઅર્થી ઉત્તર આપ્યો. ગુણુનો અર્થ દોરી યા રજ્જુ પણુ થાય છે. ગુણાનુબદ્ધ એટલે દોરીથી બંધાશે, તેને ફાંસી મળશે એ બિન્દુમૈયાના કહેવાનો આશય હતો.

---

# પ્રકરણ ૨૪ મું.

---

## બિન્દુમૈયાના નેત્રકટાક્ષથી વિંધાયેલું હૃદય.

ભોજનાર્થે અનંગરાયને ત્યાં જવા બિન્દુમયા અને લીલા ઘેરથી નિકળ્યાં. માર્ગમાં લીલા ઊંડા વિચારમાં પડી. અર્ધ માર્ગ પસાર થયા પછી લીલા એકાએક ઉભી રહી. આગળ ન ચાલી. બિન્દુમૈયાએ પૂછ્યું:-“લીલા ! ઉભી કેમ ? મારી સાથે ચાલ ! ”

“ જેને મેં પતિ તરીકે માન્યો નથી, કદી માનવાની નથી, એને ત્યાં પત્નીભાવે જમવા જતાં મારા અંતરમાં દુઃખ થાય છે. હું નહિ આવું. તમે એકલાં જાવ. ” લીલાએ અંતરનું દુઃખ જણાવ્યું.

“ લીલા, તું તો કેવળ ભોળી જ રહી. જો, આ તો તારા પિયુને મળવાનો પંથ છે. ” બિન્દુમૈયાએ સત્ય કહ્યું. લીલાને એ વિનોદ લાગ્યો.

" બિન્દુમૈયા, ને તમારી આ મર્મગોષ્ઠી મને મર્મવિદારક થઇ પડે છે. આપને વિદિત છે કે અનંગરાય મારો પિયુ નથી. " ભાર દઇ લીલા બોલી.

" હું જાણુંછું તારો પિયુ તો નવલ છે. ' આ તારા પિયુને મળવાનો પંથ છે, ' એમ મેં કહ્યું તે સત્ય જ કહ્યું છે. લીલા ! આ પંથના આ છેડે આપણે બે ઉભાં છીએ. અને પેલા છેડે તારા અંતરનું વશીકરણ કરનાર જાદુગર નવલ ઉભો છે. તારો અને તારા સ્વામીનો સ્થાયી સમાગમ સાધવા જ હું આ પંથે જઉંછું." બિન્દુમૈયાએ વ્યંગાર્થમાં ઉત્તર આપી સમજાવ્યું. લીલા કશું યે ન સમજી.

" શુ આ માર્ગમાં જ મારા હૃદયસ્વામી ઉભા છે ? એ કેમ બને ? બિન્દુમૈયા ! મને સ્ફુટિતાર્થમાં સમજાવી શાન્તિ આપો. "

લીલા કુતૂહલવૃત્તિને વશ થઇ બિન્દુમૈયાના કંઠે ભેટી પડવા જતી હતી, એ જોતાં જ બિન્દુમૈયા દૂર ખસી જઇ બોલીઃ-"લીલા ! મેં તને વારંવાર સૂચના આપી છે કે તારે મારાં વસ્ત્રને, મારા દેહને જરા પણ સ્પર્શ કરવો નહિ. હું કોણ છું તેથી તું હજુ અજ્ઞાત છે, તેથી આ સ્પર્શથી તને જરાયે પાતક લાગે નહિ. પણ મારા દેહને હું તારો સ્પર્શ કરવા દઉં તો મારા શિર પાપનો પુંજ પ્રતિ દિન વધતો જાય. લીલા ! આ સર્વ ભેદ હવે અલ્પ સમયમાં પ્રકટ થશે. તું કુતૂહલિની નહિ બન. આ સર્વ ઘટના તારી ઇપ્સિત વસ્તુની પ્રાપ્તિ અર્થે છે. સેવાનંદના વચનમાં શ્રદ્ધા રાખ, મારામાં પ્રતીતિ રાખ. તારા અંતરમાં ધૈર્ય રાખી આ અલ્પ અવધિ વ્યતીત કર. તારા પ્રેમની કથાનો કોઇ આગળ ઉચ્ચાર સરખો પણ કરીશ નહિ. આપણા ખાનગી પ્રસંગની જરા યે વાત તારી મા જાણવા ન પામે તેની સંભાળ રાખજે. અનંગરાયને ત્યાં તારૂં આવવું આવશ્યક

નથી. તું ઘેર જા. અને જો તારી મા પૂછે ' કેમ પાછી આવી ?' તો કહેજે કે માથામાં ચક્કર આવે છે જેથી હું ચાલી શકતી નથી. જો ! આપણા ખાનગી પ્રસંગની જરા યે વાત તારી મા જાણવા પામે નહિ. હું હવે અનંગરાયને ત્યાં જઉં છું. "

"અનંગરાય કામી છે. જો જો ! લપટી પડતાં નહિ. " લીલાએ છૂટા પડતાં વિનોદ ભાવથી કહ્યું.

" હું લપટાઇશ તો જ સાગર સાથે તારી હૃદયસરિતાનો સંગમ થશે. " ઉત્તર આપી બિન્દુમૈયા માર્ગે પડી.

નવલે વસંતને મહા વિકટ કાર્ય સોંપ્યું હતું. બિન્દુમૈયાનો વેશ ધારણ કરવો એ કાંઇ વિકટ કાર્ય ન હતું. સ્ત્રીપાઠ ભજવવામાં તો વસંતે સારૂં પ્રાવીણ્ય મેળવ્યું હતું. પણ બિન્દુમૈયાના વેશમાં લીલા જેવી લલિતાંગી બાળા સાથે એકાન્તમાં રહેવું, એમાં જ તેના મનની ખરી કસોટી હતી. લીલા સંબંધી અમે આટલું તો નિશ્ચયપૂર્વક કહીએ છીએ કે સૂર લેકમાંથી સાક્ષાત્ સૂરપતિ ઇન્દ્ર ઉતરી આવી તેના પ્યારની અભ્યર્થના કરે તોયે લીલાનું હૃદય અણુમાત્ર ડગે નહિ. તો પછી વસંત બિન્દુમયાનો વેશ ઉતારી પોતાનું પૌરૂષરૂપ વ્યક્ત કરે તો લીલા એક ક્ષણ પણ તેના સંનિકર્ષમાં ઉભી રહે એવો તો સંભવ જ ક્યાં છે?

ત્યારે આમાં વસંતની કસોટી શી ? લીલાના કુસુમ સમ કોમળ કરનો મૃદુ સ્પર્શ વસંતને સુલભ હતો. કારણ લાલા અદ્યપિ બિન્દુમૈયાને સ્ત્રી જ ધારતી હતી. લીલા ઘણી વેળા વ્હાલ કરી બિન્દુમૈયાને ભેટી પડવા આવતી. પ્રત્યેક સમય યુક્તિ પ્રયુક્તિથી વસંત એ સ્પર્શ નિવારતો. વસંતમાં ઇન્દ્રિયલાઘવતા હોત તો લીલાનાં મોહક ગુલાબી કપોલને ચુંબન કરી, કરવડે સ્પર્શ કરી

પોતાના અંગને ઉલ્લસિત કરત. પણ વસંતમાં પ્રબળ આત્મસંયમ હતો. તેનામાં ઇન્દ્રિયોનું અધિરાજ્ય નહતું.

મૃદુ વસ્તુના સ્પર્શથી અંગને ઉલ્લસિત કરવાની મનોવૃત્તિ અનર્થકારી છે. સૂર્યોદય પહેલાં અરુણોદય થાય છે તેમ પ્રથમ સ્પર્શવૃત્તિ જાગે છે અને પશ્ચાત્ કામવૃત્તિ પ્રગટે છે. સ્પર્શવૃત્તિ એ તો કામવૃક્ષની કુંપળ છે. વૃક્ષપર ફળનાં દર્શન પહેલાં મોરનો આવિર્ભાવ થાય છે. તેમ સ્પર્શાનંદ એ કામફળનો મોર છે. સ્પર્શ એ કામનું ઉદ્દીપન છે. કામાર્થી પુરૂષો કિશોર વયના બાળ અને બાળાઓનાં કર અને કપોલને સ્પર્શ કરે છે, તે વડીલ તરીકે વાત્સલ્ય ભાવથી નહિ પણ આવો સ્પર્શાનંદ લેવાના ઉદ્દેશથી જ.

અનંગરાયે બિન્દુમૈયાને વિધિપૂર્વક સન્માન આપ્યું. સામસામાં આસન નાખી બન્ને જણ ભોજન લેવા બેઠાં. વિનોદાત્મક વાતો કરતાં ભોજનની સમાપ્તિ કરી. બન્ને જણ મેડી ઉપર મુખવાસ લેવા ગયાં. બિન્દુમૈયા એક કોચપર બેઠી. સામે થોડે દૂર ખુરશીપર અનંગરાય બેઠો.

" તમારી શિષ્યાને સાથે કેમ તેડી ન લાવ્યાં ? " અનંગરાયે પ્રશ્ન કર્યો.

" એકાન્તમાં ઇન્દ્રિયો હાથ રહી શકતી નથી. વનમાં નિર્દોષ મૃગલીપર શાર્દૂલ છલંગ મારી તૂટી પડે છે તેમ એકાંતમાં ભોગ્ય વસ્તુપર પુરૂષ કૂદી પડે છે. અવિવાહિત વધૂ અભોગ્ય છતાં એકાન્તની અનુકૂળતા મળતાં પતિ તેને ભોગ્ય ગણે છે. કોઇ વેળા આવો અસંયમ વિડંબનભરી વિટંબના ઉભી કરે છે. " બિન્દુમૈયાએ એકાન્તની અનિષ્ટતા વર્ણવી.

" એવી હાસ્યજનક વિટંબનાનો કોઇ પ્રત્યક્ષ પુરાવો છે કે

તમારી શિષ્યાને ન લાવ્યાં તેનો કાલ્પનિક બચાવ માત્ર છે ?" અનંગરાયે પ્રત્યક્ષ દૃષ્ટાંત માગ્યું.

"મુમ્બાપૂરીમાં આવું એક પ્રત્યક્ષ દૃષ્ટાંત બન્યું છે. જો કાળક્ષેપનો ભય ન હોય તો સવિસ્તર કહું." બિન્દુમૈયાએ ઉત્તર આપી ઇચ્છા જણાવી.

"ખુશીથી સવિસ્તર વાત કહો, હું સાંભળીશ." અનંગરાયે સંમતિ આપી.

અનંગરાયના મનમાં એવી ઇચ્છા હતી કે પોતાના ઘેર કોઈ પણ પ્રકારે બિન્દુમૈયા વધારે સમય રોકાય તો ઠીક. બિન્દુમૈયાની પણ એવી ધારણા હતી કે, પોતાનાં રૂપ અને લાવણ્ય પ્રતિ અનંગરાય જેમ વધારે સમય જોયાં કરશે તેમ તેના અંતરમાં કામની વિહ્વલતા વધારે અસહ્ય બનતી જશે.

બિન્દુમૈયાએ સવિસ્તર વાતનો નીચે પ્રમાણે આરંભ કર્યો:—

"વણિક જ્ઞાતિમાં અનક પેટા જ્ઞાતિઓ છે. તેનાં એક શ્રીમંત જાતિમાં એવો રિવાજ પ્રચલિત થઇ ગયો છે કે કન્યાનું સગપણ બાળપણમાં કરે પણ કન્યા ઋતુમતી થયા પછી મોટી વયે તેનું લગ્ન કરે. આ શ્રીમંત જાતિમાં એક મોતીનો વેપારી હતો. પુત્રનું વેવિશાળ કર્યું. વાર તહેવાર પુત્રવધૂને ઘેર તેડી લાવે. વહુઘેલી સાસુ મનના કોડ પૂરા કરવા વહુને નવીન નવીન વસ્ત્રો, નવીન દાગીના પહેરાવે. પુત્ર અને પુત્રવધૂને ગાડીમાં બેસાડી બહાર સાથે ફરવા લઇ જાય; અને પુત્રવધૂ એક દિવસ માટે આવી હોય તેને આગ્રહ કરી ત્રણ ચાર દિવસ રોકી રાખે."

"દરિદ્ર દંપતીને સંતતિ વધી પડે છે અને તેમનું નિવાસગૃહ એટલું નાનું હોય છે કે એમાં અહર્નિશ પુત્રપુત્રીઓનો કિલકિલાટ

ચાલુ જ હોય. તે ઘરમાં કોઇને અનાચાર માટે એકાંત, અવકાશ કે અનુકૂળતા ન મળે. શ્રીમંતની સંપત્તિ દિન પ્રતિ દિન વધતી જાય છે; પણ સંતતિ તો બાંધી હદની જ હોય છે. તેમના નિવાસનું મહાલય વિશાળ ત્રણ ચાર માળ અને વિવિધ ખંડયુક્ત હોય છે. આવા મહાલયમાં કોણ ને ક્યાં છે! અને શું કરે છે! એ પણ જાણી ન શકાય. આ મોતીના વેપારીનું મહાલય આવું વિશાળ અને ભવ્ય હતું. મા કોઇ ગૃહ કાર્યમાં પ્રવૃત્ત થતી એટલે પુત્ર અને પુત્રવધૂ મહાલયમાં બીજે કે ત્રીજે માળ કોઇ ખંડમાં જઇ બેસતાં, રમતાં, વાતો કરતાં. હૃદય અન્યોઅન્ય ગુંથાયાં. બે વર્ષ તો ઠીક ચાલ્યું. પણ પછી અનર્થનો આરંભ થયો. વર વધૂ એકાંતમાં મળતાં છૂટથી અન્યોઅન્યનાં અંગનો સ્પર્શ થતો. સ્પર્શથી પુત્રમાં મનોવિકારનો જન્મ થયો. વિકારનું પ્રાબલ્ય એટલું વધ્યું કે ભોગ માટે લગ્નવિધિ પર્યંત રાહ જોવાનું ધૈર્ય એ પુત્રમાં ન રહ્યું. એ બાળાની ઉમર પણ બાર વર્ષની થઇ હતી. સ્ત્રીપુરૂષના છૂપા વ્યવહાર સંબંધી બધું યે જાણતી હતી. કેમ ન જાણે? તે સાંપ્રત યુગમાં ઉછરી હતી. યુગનો મહિમા ઓરજ છે. આ કિશોર વયનું યુગલ અનંગનું ઉપાસક બન્યું. એ કન્યા અનાર્તવા હતી ત્યાં લગી આ અનંગ રસના પાનમાં અધર્મ સિવાય બીજો ભય નહોતો. પણ પુરૂષના ચાલૂ સ્પર્શથી, સંસર્ગથી એ બાળા વહેલી રૂતુમતી બની. તેનાં લગ્ન કરી નાખવાનો તેના પિતાના મનમાં સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. એમ વ્હેલાં લગ્ન કરી નાખવાની જ્ઞાતિમાં પ્રથા જ ન હતી."

"પ્રિયતમા રૂતુમતી થઇ છતાં પુત્રે પુષ્પધન્વાની પૂજા તો ચાલૂ જ રાખી. આવી અનિયમિત ઉપાસનાથી દૈવયોગે એ કન્યા

સગર્ભા થઇ. માતાને કોણ માહિતી આપે કે તેની અવિવાહિત પુત્રી તો ગર્ભવતી બની છે. પિતા તો ક્યાંથી જ જાણે? પુત્રી મનમાં મુંઝાય પણ કોની આગળ કહી શકે કે કામભક્તિનો મૂર્તવન્તો પ્રસાદ સ્વઉદરમાં રમણ કરે છે?"

"પુરૂષનો અનાચાર છૂપો રહી શકે છે, પણ સ્ત્રીનો વ્યભિચાર કોઇ વેળા પ્રકટ થઈ જાય છે. દુરાચારી વિધવાઓના માર્ગમાં આવો ભય ઉભો છે. પણ કેટલી પતિ હીન પતિતાઓ કેવળ આ ભયથી ડરી દુષ્કર્મથી દૂર રહેતી હશે? ગર્ભ રહી જતાં અરેરે! આ વિધવાઓ શું ઉપાય કરતી હશે?"

"થોડાક માસ વીતી ગયા. ઉદરવિકાસ અને બીજા આનુ-સંગિક લક્ષણ જોઇ માતાએ કહ્યું કે, નક્કી પુત્રી આપન્ન સત્વા બની છે. માતાએ મનમાં વિચાર કર્યો. "આનું કારણ શું હશે? પુત્રીનો દુરાચાર તો નહિ હોય? એમ તો નહિ હોય. પણ જામાતાનું જ આ કાર્ય હશે. પણ તેથી શું? કારણ ગમે તે હોય પણ આ કર્મમાં અધમતા અને અધાર્મિકતા તો છે જ. લોકદષ્ટિએ એમાં વિડંબન છે, નિન્દા છે, કુળકલંક છે." તેનો પિતા આ વાતથી પરિચિત થયો. પ્રસવ પહેલાં પુત્રીને પરણાવી દેવાનો નિશ્ચય કર્યો.

"માતાએ પુત્રીની સાસૂ પાસે જઇ મનનો પરિતાપ જણાવ્યો. સાસૂએ ક્યારથી એ વાત જાણી હતી. તેના મનનો ઉદ્વેગ અધિકતર હતો. તેણે કહ્યું:-" મારા મનની એક મોટી ચિન્તા એ છે કે ગર્ભમાં સુતેલા બાળકમાં જીવ સંચાર થઇ ગયો છે. આપણે શું જાણીએ કે અંદર પુત્ર છે કે પુત્રી! જો પુત્ર હોય તો તો કશી ચિન્તા નહિ. પણ જો એ પુત્રી હશે તો અધર્મનો પાર રહેનહિ.'

'અધર્મ તો થવાનો હતો તે થયો. હવે શું?" પુત્રીની માએ દુ:ખાર્ત સ્વરથી કહ્યું."

સાસુએ ઉત્તર આપ્યો:—"વિવાહ સમયે જે પુરૂષ અને સ્ત્રી સાથે ચોરીને ફરતા ચાર ફેરા ફરે તેઓ પતિપત્નીના સંબંધથી જોડાય છે. કેટલીક જ્ઞાતિમાં પયપાન કરતા હોય એવા નાના બાળકોનાં લગ્ન થાય છે. આ બાળકોને તેઓની માતાઓ તેડીને ચોરીને ફેરા ફરે છે એટલે તે બાળક બાળકી લગ્નની ગાંઠથી બંધાય છે. આવું આપણું બંધારણ છે. હવે મારો પુત્ર પરણશે ત્યારે તમારી પુત્રીના ઉદરમાં રમતી બાળિકા પણ તેની મા સાથે ચોરીમાં ફેરા ફરશે અને રૂઢિની દૃષ્ટિએ એ બાલિકા પણ પરણી ગણાય. આહા! કેવું ધર્મસંકટ! પિતા પુત્રીને પરણે! માટે હું તો એમજ કહું છું કે પ્રસવ કાળ વીતી ગયા પછી જ છૂપી રીતે લગ્નક્રિયા કરી નાખશું."

વાત સમાપ્ત કરતાં બિન્દુમૈયાએ કહ્યું:—"જુઓ! અનંગરાયજી! કેવી વિટંબના આવી પડી. અવિવાહિત યુગલે એકાંત સમાગમ વર્જ્ય ગણવો જોઇએ. એકાંતનું આનુકૂલ્ય પ્રખર સંયમને છિન્નભિન્ન કરી પુરૂષને ઉન્મત્ત બનાવી દે છે. ઇન્દ્રિયો સર્વદા અવિશ્વસનીય છે. ઇન્દ્રિયના ઉન્માદ સામે સમર્થ તપસ્વીઓ પણ ટક્કર ઝીલી શક્યા નથી. કોઇ વિરલ જ ઇન્દ્રિયપર પ્રભુતા મેળવે."

છેલ્લું વાક્ય બોલતાં બિન્દુમૈયાએ અનંગરાય ભણી તિરછી દૃષ્ટિએ એક રાગયુક્ત નેત્રકટાક્ષ ફેંક્યું. ઉરમાં આ કટાક્ષબાણ વાંગતાં જ કોઇ વિલાસીજન તો ખુરશીપરથી ગુલાંટ ખાઇ નીચે જ પડી જાય. અનંગરાયનું હૃદય એ બાણથી વિંધાયું. પણ અમે ખાત્રીથી કહીએ છીએ કે તે તમ્મર ખાઇ જમીનપર પડી ગયો

નહોતો. તેના હૃદયને આવાં અનેક બાણુ વાગેલાં હતાં. અનંગરાય કામભારતનો કંઇ નવોસવો શિષ્ય ન હતો. વિલાસવૃત્તિના આદિ પર્વ પૂરાં કરી હવે તે શ્વાન વૃત્તિ કે પાશવવૃત્તિના પાછલા પર્વમાં પેઠો હતો. જ્યાં ત્યાં ચીઘ્ર ઇન્દ્રિયતૃપ્તિ ભણી જ એની નજર દોડતી હતી.

બિન્દુમૈયાના કટાક્ષથી અનંગને ઓર આનંદ થયો. એ કટાક્ષ તો કામનું આમંત્રણ હતું; સંમતિનું સૂચક હતું. અનંગે એ કટાક્ષમાં ઇંદ્રિયતૃપ્તિની આશાનો અંકુર જોયો.

બિન્દુમૈયાનું અંતર જાણવા કોઈ વિરલ જ ઇન્દ્રિય પર પ્રભુતા મેળવે, એ વાકયને હાથમાં લઈ અનંગરાયે આગળ વાત ચલાવી:—
" અમે તો પામર પ્રાણી છીએ. ઇંદ્રિયપર પ્રભુતા મેળવવી એ તો આપના જેવા સાધુ જનોને સુલભ છે."

" સંસારી અને સાધુ બધા એક સરખા ઇન્દ્રિયના ગુલામ છે. અનાચાર કરવાની એકાંત તક ન મળે ત્યાં સુધીના સાધુ. તક મળતાં સાધુવૃત્તિનો લોપ થઈ જાય છે. પરસ્ત્રીને હાથ કરવાના ઉદ્યમમાં આઠે પ્રહર મચ્યા ન રહે, પરદારાની પ્રીતિ મેળવવા સમય અને દ્રવ્યની બરબાદી ન કરે, લોકોને સંદેહ ઉત્પન્ન થાય કે નિન્દા થાય, કે લોક જાણવા પામે એવી કોઈ રીતે તરૂણી સાથે ન વાત કરે, ન ફરે કે ન મળે. આટલી સીમા પર્યન્ત જેઓ મનપર સંયમ રાખી શકે છે, તેવા પુરૂષને લોકો સાધુ કહે છે. પણ આવા સાધુ પુરૂષો કોઇ સુંદરીને જોતાં જ મનમાં તેના સમાગમનો અભિલાષ કરે છે. પ્રેમદાનો પ્રસંગ પડતાં, તે સુંદરીનું મન અનુકૂળ થતાં કામેચ્છા બળવત્તર બને છે. અને સ્થળ અને સમયનો સુયોગ પ્રાપ્ત થતાં ઇંદ્રિયચલિત પણ બને છે. ટૂંકામાં સાધુ પુરૂષો શિકારની પૂંઠ પકડતા નથી. પણ પ્રાણી હાથમાં આવે તો શિકાર કરવા ચૂકે નહિ.

આજકાલ સાધુ કે સંયમી પુરૂષો જે કહો તે સર્વ આ પ્રકારના હોય છે." સ્મિત કરતી બિન્દુમૈયાએ સાધુ પુરૂષની વ્યાખ્યા કહી.

"આપે તો પુરૂષ વર્ગની વાત કરી. શું સાધ્વીઓ પણ આ-કોટિની હશે ?" બિન્દુમૈયાનો ઇન્દ્રિયસંયમ જાણવા અનંગરાયે પ્રશ્ન કર્યો.

"સર્વ સાધ્વીઓપર શિથિલ સંયમનું દોષારોપણ કરવું એ તો પાપ છે. પણ હું પોતે આત્મશ્લાઘા કરી શકું તેમ નથી. પરદેશમાં પર્યટન કરવાથી મારે અનેક ચિત્રવિચિત્ર પુરૂષોના પ્રસંગમાં આવવું પડે છે, એટલે મારો ઇન્દ્રિય–સંયમ રહી શકતો નથી." બિન્દુમૈયાએ અનંગરાયના આશાવૃક્ષને પલ્લવિત બનાવ્યું.

"અને તમારા જેવી તરૂણ સ્ત્રીએ યૌવનરસને વ્યર્થ શુષ્ક થવા દેવો એ કંઇ ઉચિત ન ગણાય. યૌવન ફરી ફરી આવતું નથી માટે જ માણી લેવું. પણ બિન્દુમૈયા, લોકો તમારા દુરાચાર વિષે જાણવા ન પામે ?" અનંગરાયે આનંદમગ્ન બની પ્રશ્ન કર્યો.

બિન્દુમૈયા ધૂર્તતાપૂર્ણ હાસ્ય કરતી કરતી ઉત્તરમાં બોલી:– "અમે આ ભગવાં વસ્ત્રમાં સજ્જિત થઇ સદાચાર ઉપર લાંબાં લાંબાં વ્યાખ્યાન આપીએ, શાસ્ત્રનાં પ્રમાણ આપી લોકોને સદાચારનું સેવન કરવા સિંહનાદ સાથે આગ્રહ કરીએ. પછી જગતમાં અમે સદ્‌વર્તનશીલ ગણાઇએ, લોકોમાં પૂજાઇએ એમાં આશ્ચર્ય શું ?"

"તમારે લોકભય નથી તો આજની પેઠે મારે ત્યાં તમે પ્રતિ દિન પધારતા રહો તો બે ઘડી વાતો કરી આનંદ કરીએ." અનંગરાયે આનંદ લેવા આમંત્રણ આપ્યું.

બિન્દુમૈયાએ હસતે મુખડે ઉત્તર આપ્યો:–"અનંગરાય! અરસપરસ આનંદ લેવા જ હું અંહિ આવી છું. ચાર દિવસ પર મેં તમારૂં દર્શન થયું ત્યારથી જ મારૂં મન વિહ્વળ બન્યું હતું.

પણ જ્યાં સૂધી માની ઘરમાં હોય ત્યાં સૂધી મારા અંતરની વાત તમને કહી શકાય નહિ. તેથી જ માનીને ધર્મની લગની લગાડી તેને તમારે ત્યાંથી વિદાય કરી દીધી."

"વાહ! બિન્દુમૈયા! વાહ! તમારાં ભગવાં વસ્ત્રે તો મનોરથ-સિદ્ધિ બહુ સરળ કરી દીધી! માની ગઇ ત્યારે મારૂં મન ઉદ્વિગ્ન બન્યું હતું. પણ આજે હું હર્ષ સાથે જાણુંછું કે મને અમૃતપાન કરાવવા માટે જ આપે મેં મુખપર માંડેલું કલુષિત જલપાત્ર ખુંચવી લીધું." અનંગરાય આનંદ તરંગપર નાચવા લાગ્યો.

"અને તમારૂં એ મલીન પ્રેમપાત્ર ગયું ત્યારે જ હું તમારૂં નિમંત્રણ સ્વીકારી અંહિ આવી—અને આપણે અન્યોઅન્ય અંતરની વાત વિદિત કરી શકીએ તેથી જ મેં લીલાને આડું અવળું સમજાવી ઘેર પાછી મોકલી દીધી. કેમ સમજ્યા?" બિન્દુમૈયાએ પોતાની આંતરિક ઇચ્છાની વિશેષ ખાત્રી આપી.

"વાહ! લાલસાને સફળ કરવામાં તમારૂં ચાતુર્ય કંઇ અપૂર્વ દીસે છે." અનંગરાયે પ્રશંસા કરી.

"આપણા સંબંધ વિષે લોકોને કશો સંશય ન આવે તદર્થે બે કાર્ય કરવાની જરૂર છે. પ્રથમ તો એ કે તમારે જાતે પ્રયાસ કરી આવતી કાલે પુરૂષવર્ગની એક મોટી સભા ભરવી. એ સભા સમક્ષ હું 'બિન્દુ મહિમા અથવા બ્રહ્મચર્ય' પર વ્યાખ્યાન આપીશ. સભા એકત્ર કરવામાં તમારો પ્રયાસ જોઇ લોકો અનુમાન કરશે કે તમે સદ્વર્તન-શીલ બન્યા છો. પછી મારે ત્યાં તમે આવજાવ કરશો તો લોકો તો એમ જ જાણશે કે મારાપર તમારો વિમળ ભક્તિભાવ છે. બીજું પરમ દિવસ રાત્રિએ પ્રથમ પ્રહર વીત્યા બાદ તમે મારા નિવાસ-સ્થળપર પધારજો. એ સમય સેવાનંદ સુઇ ગયા હશે. દ્વારને સહજ

ટકોર મારશો કે હું નીચે આવી ઉઘાડીશ. અવસ્ય પધારજો ! હું તમારી રાહ જોતી બેસીશ. ”

બિન્દુમૈયા અનંગને પૂરેપૂરો જાળમાં ફસાયેલો જોઇ હવે ઉભા થઈ જવાની તૈયારી કરવા લાગી. અનંગરાય એ જોઇ તરત જ ઉભો થયો અને ઘરમાં જઇ એક શ્વેત રેશમી વસ્ત્ર લાવીને બોલ્યો:— “ લ્યો ! આપણા પ્રેમની આ પ્રથમ પ્રસાદી. ” બિન્દુમૈયાના કરમાં એ દુકૂલ મૂકતાં અનંગરાયે કહ્યું.

બિન્દુમૈયાએ એનો સ્વીકાર કર્યો. વિદાય થતાં તે બોલી:— “ પ્રેમની લગ્ની લગાડી હવે ખસી જતા નહિ. જો જો ! પરમ દિવસે રાત્રિએ આવવું ભૂલતા નહિ. ”

અનંગરાય હવે વિચારતરંગે ચઢયો. “ નવીન યુગમાં સર્વ વાહન વિજળી કે વરાળયંત્રના બળથી ચાલે છે. ત્યારે એકલો રવિ જ પોતાના રથને અશ્વ જોડે છે. આ અશ્વ અતિમંદ ગતિના છે. Time is money ‘ સમય એ જ સુવર્ણ છે ’ એ સત્યનો અવની પર સર્વત્ર સ્વીકાર થયો છે. માત્ર રવિને જ એ સૂત્ર માન્ય નથી. નહિતર શામાટે એ પોતાના રથને વિજળીબળ આપી બાર કલાકની ગગનયાત્રા બે ત્રણ કલાકમાં પૂરી ન કરે ? કાં તો રવિ ક્રૂર છે, તેથી અશ્વને નિત્ય દુ:ખ છે. કાં તો રવિ જૂના જમાનાનો છે જેથી આ નવીન યુગમાં પણ અશ્વરથને આ વળગી રહ્યો છે. અગર તો એ પ્રમાદી છે જેથી ત્વરિત ગતિ તેને ગમતી નથી. એ ગમે તેમ હોય, પણ દુનિયાપર મોટરોનો તૂટો નથી. માત્ર આ બે જ દિવસ કોઇ સારી મોટરમાં બેસી બે કલાકમાં ગગનયાત્રા પૂરી કરી દિવસો ટૂંકાવી નાંખે તો કેવું સારૂં ! ”

# પ્રકરણ ૨૫ મું.

## "બિન્દુ" મહિમા.

બિન્દુમૈયા જ્યારે માર્ગમાં ચાલી જતી ત્યારે કંઇક નેત્રો અને કંઇક ચિત્ત આકર્ષાઇ અનુયાયીની પેઠે તેની પૂંઠે પૂંઠે જતાં. આજે બિન્દુમૈયા પુરૂષવર્ગ સમક્ષ વ્યાખ્યાન આપવાની છે, એ વાત શહેરમાં એકથી બીજા છેડે વિશુદ્ધ વેગે પ્રસરી. ગાંધીજી જેવા સત્યનિષ્ઠ મહાત્માની સુધાવાણી શ્રવણ કરવા સર્વ કોઇ આતુર હોય જ. પણ પુરૂષવર્ગમાં પ્રગટી રહેલી આજની આતુરતા કોઇ વિલક્ષણ પ્રકારની હતી. એ આતુરના સુધાવાણીનું શ્રવણ કરવા નહિ, પણ સુધાસમ બિન્દુમૈયાના સૌન્દર્યના યથેચ્છ નિરીક્ષણ અર્થે પ્રગટી હતી.

સભાનો સમય થતાં નિર્દિષ્ટ સ્થળે વિપુલ પ્રમાણમાં પુરૂષોનું પૂર વહેવા લાગ્યું. જોતજોતામાં યુવકો અને પ્રૌઢ પુરૂષોની સંખ્યા કલ્પનાતીત બની. સ્થળ વિશાળ હતું, પણ શ્રોતૃગણ એથી યે અતિ વિશાળ થયો. કંઇક શ્રોતાઓને ઉભા રહેવું પડયું. કંઇકને સ્થળ સંકોચને લઇ નિરાશ થઇ પાછું જવું પડયું. લોકો કહેવા લાગ્યાઃ— નાગરિક જનોની આવી ગંજાવર ઠઠ અગાઉ કદી જોવામાં આવી નહોતી!"

કોઇ પંડિત વર્ણાશ્રમપર વ્યાખ્યાન આપવાનો હોય, કોઇ દંડી દયા કે દાન વિષે બોલવાનો હોય, ત્યારે ભગીરથ પ્રયાસ કરતાં પણ પચીશ શ્રોતાજનો મળી શકતા નથી. આજે શ્રોતૃગણ ઉભરાઇ જતો હતો. કારણ શું? એક સૌન્દર્યવતી તરૂણી આજની સભાની મુખ્ય વક્ત્રી હતી.

બિન્દુમૈયા શ્રોતાઓ સમક્ષ આવી ઉભી. આજે તેનામાં કંઇક અલૌકિક મનોહરતા દીસતી હતી. અંગપર શ્વેત રેશમી સાડી (અનંગરાયની પ્રેમપ્રસાદી) પહેરી હતી અને તેનાપર ભગવા રંગની એક છૂટી પણ પગથી પાની સુધી પહોંચતી લાંબી કફની ધારણ કરી હતી. નવીન ઢબના કેશકલાપથી મંડિત શિર્ષ, ભસ્મ ચર્ચિતભાલ, ગૌરવર્ણનું ગોળ વદન, વિપુલ રૂદ્રાક્ષમાળથી અલંકૃત કંઠ વગેરે તેના તારૂણ્યને, તેના સૌન્દર્યને અપૂર્વ રીતે દીપાવતાં હતાં. નાટકની રંગભૂમિપર કોઇ નવયૌવના રાજબાળાએ પોતાના પહેરવેશ ઉપર જાણે ભગવી કફની પહેરી લીધી હોય તેવી બિન્દુમૈયા આજે દીસતી હતી.

આજનો બિન્દુમૈયાનો વેશ વિરક્તિને નહિ પણ નવીન ફેશન-(છટા) ને અનુકૂળ હતો. તેની મુખમુદ્રાપર શાન્તિ નહિ પણ ચાપલ્ય તરવરી રહ્યું હતું. તેની સમગ્ર આકૃતિમાં ગાંભીર્ય કરતાં મોહકતા વિશેષ હતી. પ્રેક્ષકને તેની પ્રત્યેક અંગચેષ્ટામાં વૈરાગ્ય કરતાં યૌવનપ્રભાવ વિશેષ દૃષ્ટિગોચર થતો. કંઇક શ્રોતાને સંદેહ થયો 'આ તે વૈરાગિની છે કે વિલાસિની?' કોઇએ કહ્યું 'આ અભિનય, આ તેજસ્વિતા ખરેખર ભોગવિલાસનું પરિણામ છે.' ત્યારે કોઇએ કહ્યું 'અખંડ શીલના પ્રતાપે જ આ ઓજસ્વિતા મુખપર ઝળકી રહી છે!'

મુખપર હાસ્ય ફરકાવતી બિન્દુમૈયા ક્ષણ બે ક્ષણ મૌન ધરી ઉભી રહી. શ્રોતૃગણના નવ દશાંશ ભાગે અંતરમાં ઇચ્છા કરી કે:— 'આ યોગિની પોતાનું વક્તૃત્વ બંધ રાખી આપણને નેત્રતૃપ્તિ મળે ત્યાંસુધી હસતે મુખડે આમ ઉભી જ રહે તો કેવું સારૂં! અમને સમયના વ્યયનો ભય નથી. નયનાનંદ એ જ અમારે મન કૃતકૃત્યતા

છે, સમયની સાર્થકતા છે.”

પ્રિય વાંચનાર ! તું સ્ત્રી હો તો શ્રોતૃગણની આ ઇચ્છાને હસી કાઢીશ નહિ. જ્યાં અસંયમ છે ત્યાં આવા અભિલાષનો સંભવ છે. તું કહીશ કે બિન્દુમૈયા તો પુરૂષજાતિ છે. હા. પણ તે પુરૂષ છે એમ શ્રોતૃજન જાણતું નથી. વળી એના દેહપર મોહજનક સ્ત્રીનો વેશ છે. સ્ત્રીવેશની મોહિની કંઇ ઓરજ પ્રકારની હોય છે. રંગ-ભૂમિ ( સ્ટેજ ) પર કોઈ કામલતા કે કુન્દબાળાને નાયક સાથે પ્રેમ વિનોદ કરતી જોઇ શું તારૂં ચિત્ત આકર્ષાયું નથી ? તું જાણે છે કે એ વેષધારી બાળા તો પુરૂષ વ્યક્તિ છે છતાં નાટક જોતી વેળા અને ત્યાર પછી ‘ વાહ ! એ નવયૌવના કેવી સુંદર છે ! કેવી રસીલી છે ! ’ એવું કહી તારૂં મન મુગ્ધ નથી બન્યું ? મનોહરતાનું મૂળ સ્ત્રીવેશમાં છે. નાટકમાં પુરૂષ વ્યક્તિ પણ સ્ત્રીવેશમાં મોહક બને છે. તો અહિં છે તે પુરૂષ છતાં બિન્દુમૈયા સ્ત્રી જ છે એવી માન્યતા હતી. સ્ત્રીવેશ અને સ્ત્રી-જાતિ એ બન્ને એકત્રિત થઈ શ્રોતૃગણનાં મનનું પ્રલોભન કરી રહ્યાં હતાં.

શ્રોતૃગણના મોટા ભાગની ગમે તે ઇચ્છા હોય. બિન્દુમૈયાએ તેની પરવા નહિ કરી. **‘मरणं बिन्दुपातेन जीवनं बिन्दु धारणात्’** એ મહામંત્ર ભિંતપર મોટા અક્ષરે લખી તેણે વ્યાખ્યાનનો આરંભ કર્યો. અમે માત્ર તેની ટૂંક નોંધ આપીએ છીએઃ—

“ સુજ્ઞ સર્વ સુશીલ ભાઇઓ ! **नास्ति विद्यासमं चक्षु नास्ति सत्यसमं तपः** વિદ્યાના જેવું અન્ય નેત્ર નથી. સત્યના જેવું અન્ય તપ નથી. પણ બ્રહ્મચર્ય વિના વિદ્યા નથી. બ્રહ્મચર્ય વિના સત્યનું સેવન અશક્ય છે. બ્રહ્મચર્ય સમાન અન્ય બળ નથી. અખંડ બ્રહ્મ-ચર્ય એ કંઇ અલૌકિક સિદ્ધિ છે, બ્રહ્મચર્યના દિવ્ય પ્રતાપ આગળ દેવતાઓ પણ કંપે છે, તો પછી મનુષ્યનું તો પૂછવું જ શું ? ”

" **ब्रह्मणोच्चर्या इति ब्रह्मचर्य** એટલે બ્રહ્મચર્ય એ બ્રહ્મની જ અર્ચના છે. બ્રહ્મચર્યના સેવનમાં બ્રહ્મપ્રાપ્તિ રહી છે. આ બ્રહ્મચર્યને નૈષ્ટિક બ્રહ્મચર્ય સમજવાનું નથી. નૈષ્ટિક બ્રહ્મચર્ય એ તો કોઇ અલભ્ય પ્રભુપ્રસાદ છે. નૈષ્ટિક બ્રહ્મચર્યની સિદ્ધિ કોઇ વિરલ મહાત્માના ભાગ્યમાં જ લખેલી હોય છે. જે બ્રહ્મચર્ય વિષે હું કહુંછું એતો ગૃહસ્થાશ્રમી પાળી શકે તેવું છે. જન્મથી મરણુપર્યંત પુરૂશે એક પત્નીવ્રત્ત પાળવું, અને સ્વપત્નીનું સેવન પણ શાસ્ત્રવિધિ કરવું, એને બ્રહ્મચર્ય કહે છે.સ્વપત્નીના અતિસેવનથી બ્રહ્મચર્યનો ભંગ થાય છે. કહ્યું છે કે **नारी यम सहोदरी**–નારી તો યમદેવની સગી બ્હેન છે. પણ ક્યારે? **अति सेवनात्**–જો નારીનું અતિ સેવન કરવામાં આવે તો. અતિ સેવનથી સ્વપત્ની પણ પુરૂષને યમની સહોદરી સમાન થઈ પડે છે."

"પરસ્ત્રીના સમાગમથી બ્રહ્મચર્યનું સ્ખલન થાય છે. માટે સર્વ કાળમાં અને સર્વ અવસ્થામાં મનથી, વચનથી, અને કર્મથી પરસ્ત્રી સાથે મૈથુન ન કરવું. પરસ્ત્રી સાથે સાક્ષાત્ સમાગમથી જ બ્રહ્મચર્યની ચ્યુતિ થાય છે એમ સમજવું નહિ. બ્રહ્મચર્યચ્યુતિ આઠ પ્રકારે થાય છે:–૧. પરસ્ત્રીનું સ્મરણ કરવું; ૨. પરસ્ત્રીના ચાતુર્ય કે સૌન્દર્યની પ્રશંસા કરવી; ૩. પરસ્ત્રી સાથે વાગ્વિનોદ કરવો; ૪. પરસ્ત્રીનું સરાગ દૃષ્ટિએ નિરીક્ષણ કરવું; ૫. પરદાર સાથે એકાંતમાં સંભાષણ કરવું; ૬ મૈથુનની ઇચ્છા કરવી કે એવો સંકલ્પ કરવો; ૭. મૈથુન અર્થે કંઇ પ્રવૃત્તિ કરવી; ૮. સાક્ષાત્ ક્રિયા. એમ અષ્ટાંગ મૈથુનનો સર્વદા ત્યાગ કરવો એનું જ નામ ખરૂં બ્રહ્મચર્ય. ગુપ્તેંદ્રિયપર સંયમ રાખી જે આ આઠ પ્રકારના મૈથુનનો ત્યાગ કરે છે તે જ ખરો સંયમી કે યતિ કહેવાય છે."

" આજકાલ મનનું દૌર્બલ્ય એટલું વધી પડયું છે, કે સંયમ એટલો શિથિલ થઇ ગયો છે કે આવું બ્રહ્મચર્ય પણ સાધી શકાતું નથી. કેટલાયે પુરૂષો પરસ્ત્રીનું સ્મરણ કરતા હશે. ઘણાયે પરદારને મુગ્ધ દૃષ્ટિએ નિરખતા હશે. અન્ય સુંદરીના સમાગમનો સંકલ્પ કરતા હશે એવા પણ કંઇ થોડા નહિ હોય. આ સર્વ શીલચ્યુતિના માર્ગ છે."

**न संभाषेत् स्त्रियं कांचित् पूर्वं दृष्टां च न स्मरेत् ।**
**कथां च वर्जयेत् तासां न पश्येत् लिखितामपि ॥**

કોઇ સ્ત્રી સાથે સંભાષણ ન કરવું. પૂર્વે જોએલી કોઇ પણ સ્ત્રીનું કદી સ્મરણ ન કરવું. સ્ત્રીને ઉદ્દેશી કશી વાતચિત પણ ન કરવી. પરસ્ત્રીની જીવતી મૂર્તિ ભણી દૃષ્ટિ ન કરવી એ તો ઠીક, પણ આ શ્લોક તો એવી આજ્ઞા કરે છે કે તરૂણ સ્ત્રીની છબી, ચિત્ર કે બાવલું પણ નિહાળવું નહિ."

કોઇ સુંદરી પ્રતિ દૃષ્ટિ કરતાં તમારા અંતરમાં રાગની ઉત્પત્તિ થાય છે. રાગની ઉત્પત્તિ સાથે જ શરીરમાં એક પ્રકારના વિદ્યુત્ પ્રવાહનો સંચાર થાય છે. આ વિદ્યુત્ પ્રવાહ વિર્યાશયમાં આંદોલન મોકલી વિર્યાશયને ચલિત કરે છે. અંતે એક દિવસ સ્વપ્નમાં આ સરાગ દૃષ્ટિ કર્યા બદલ વિર્યાશયમાંથી વિર્યબિન્દુનું સ્ખલન થઇ જાય છે. આ પ્રમાણે જેટલીવાર પ્રેમદાપ્રતિ તમે દૃષ્ટિ ફેંકો છો, એટલાં વિર્યબિન્દુ તમારે અચૂક ગુમાવવાં પડે છે. એક દૃષ્ટિપાત માટે કેવો અમૂલ્ય વિર્યબિન્દુનો ભોગ ! આહા ! કેવી ભારે શિક્ષા! પરસ્ત્રીપર મુગ્ધપણે દૃષ્ટિ કરવામાં શું થાય છે એ આ શિક્ષાના ગૌરવ પરથી સમજાશે. છતાંયે, અરેરે ! કેટલા મૂર્ખજનો આ

શિક્ષાનો ભોગ થવામાં આનંદ અનુભવે છે. આહા ! વીર્ય એ કેવી અમૂલ્ય ચીજ છે ! **मरणम् बिन्दु पातेन, जीवनं बिन्दु धारणत्।** "આહા ! બિન્દુનો કેવો મહિમા ! બિન્દુનો પાત કરવો એ તો મરણને આમંત્રણ આપવા સરખું છે. જ્યાં સુધી શરીરમાં વીર્ય છે, જ્યાં સુધી બિન્દુ સ્થિર છે, ત્યાંસુધી જ શરીરમાં સામર્થ્ય છે, તેજ છે. વીર્ય એ જ જીવન છે. બિન્દુ ખૂટ્યું એટલે જીવનનો અંત આવ્યો સમજવો. પ્રયત્નપૂર્વક બિન્દુનું સંરક્ષણ કરવું એ જ પ્રત્યેક પુરૂષનું પરમ કર્ત્તવ્ય છે."

**यावद् बिन्दु स्थिरो देहे तावत् कालभयं कुतः ।**

જ્યાંસુધી દેહમાં બિન્દુ ટકી રહ્યું છે, ત્યાંસુધી કાળનો–યમનો કશો ભય નથી. આ બિન્દુ સ્ખલનનું કારણ શું ? મનનું દૌર્બલ્ય; સંયમનું શૈથિલ્ય. બસ એ જ મુખ્ય કારણ છે.

**चित्तायत्तं नृणां शुक्रं शुक्रायत्तं च जीवितम्.**

પુરૂષનું શુક્ર–વીર્ય એ મનને આધીન છે. મન ચલિત થયું એટલે વીર્ય પણ તેની સાથે ચલિત થયા ચૂક્યું સમજવું. આપણું જીવન શુક્રને આધીન છે. વીર્યના આધારે જ ટકી રહેનારૂં છે. વીર્યનો ખજાનો ખલાસ થતાં જીવનદીપ બુઝાઈ જાય છે. માટે પ્રથમ ચિત્તને વશ કરો. ચિત્તપર સંયમ રાખો. ચિત્તથી શુક્ર, અને શુક્રથી જીવન નભી રહે છે. જીવન અર્થે, જીવનની દીર્ઘતા અને દિવ્યતા અર્થે મનોબળની વૃદ્ધિ કરો. ચક્ષુઈંદ્રિયપર અંકુશ રાખો. દષ્ટિપાતનું મહાપાતક સમજો. જુઓ ! એ પાતકમાં પ્રાણવિનાશ છે. મનમાં ધારો કે પરદારા તો પાવકતુલ્ય છે. વનિતા તો વિષવલ્લી છે. શા માટે બિન્દુનો વ્યર્થ વ્યય કરવો ? બિન્દુ એ જીવન-

દીપનું તૈલ્ય છે. વીર્ય એ વિદ્યાવેલીનું આધાર વૃક્ષ છે. બિન્દુ એ પરાક્રમનો પોષકરસ છે, અચલતાનું આલંબન છે. બિન્દુમાં તો બ્રહ્માપણું છે. બિન્દુ તો પ્રજનન શક્તિ છે. અરેરે! આ બિન્દુનો વ્યર્થવ્યય! યાદ રાખો, વીર્યના પ્રત્યેક બિન્દુમાં એક એક જીવ રહ્યો છે. એ બિન્દુ યોગ્ય રૂતુમાં સ્વક્ષેત્રમાં પડે તો એક ઉત્તમ મનુષ્ય પ્રાણીની ઉત્પત્તિ થાય છે. જેટલાં જેટલાં બિન્દુ તમે પરક્ષેત્રમાં ફેંકી દો છો, જેટલાં બિન્દુ તમે સ્વ-ક્ષેત્રમાં પણ કરતુમાં નાખો છો એટલી એટલી મનુષ્ય હત્યા તમે કરો છો. એટલી મનુષ્ય હત્યાનું પાતક તમારા શિર ચડે છે. આ પાતક તમારા શિરને એવું ભ્રમિત કરે છે કે અભ્યુદયનો માર્ગ તમે ભૂલી જાવ છો, અને અવનતિના પંથે ચડી જાવ છો. તમારૂં વીર્ય તો સ્વક્ષેત્રમાં ઝીલાવું જોઇએ, મલીન વસ્તુ ભેગું ધોવાઇ, ખાળમાં થઇ ગટરમાં ચાલ્યું જવું ન જોઇએ. નવીન યુગનો આરંભ થઇ ચૂકયો છે. સદ્‌વર્તનશીલ અને સુશિક્ષિત સ્ત્રીઓ વિના દેશનો ઉદય અશક્ય છે, એ વાતનો સર્વત્ર સ્વીકાર થયો છે. સ્ત્રીસંસ્થાઓનું તંત્ર સ્ત્રીઓના હાથમાં જ રહેવું જોઇએ. પણ એ માટે પૂરતી વિદુષીઓ તૈયાર થાય ત્યાં સુધી સ્ત્રીઓના ઉદયમાર્ગમાં પુરૂ-ષનો સહકાર અનિવાર્ય છે; ત્યાં સુધી સ્ત્રીપુરૂષોએ સાથે મળી દેશ હિતનું કાર્ય કરવાનું છે. પુરૂષો અસંયત મનના હોય, તેમનાં ચક્ષુ વિકારી હોય તો આવા સમાગમમાં મહા અનર્થનો સંભવ છે.ઉદય-ના બદલે સમાજ અવનતિના માર્ગે ચડી જશે. કર્તવ્યતામાં જ ઉદયની સિદ્ધિ છે, છટાયુક્ત વક્તૃત્વમાં નહિ. દેશહિત અર્થે સ્ત્રી પુ-રૂષો ગાઢ પરિચયમાં આવતાં ઇન્દ્રિયવશ બને તો ઉદયકાર્ય અપૂ-ર્ણ રહી જાય. યાદ રાખો, સમાજનું શીલવૃક્ષ સંગીન અને અખંડ

હશે તો જ પ્રજાકીય ઉદયવેલી તે ઉપર આરોહણ કરશે. આત્મહિત અર્થે, દેશહિત અર્થે, વિકારી દૃષ્ટિનું દમન કરવું એ અત્યંત આવશ્યક છે. દૃષ્ટિવિકાર શીલચ્યુતિનું આદિ કારણ છે; સર્વ અનર્થોનું મૂળ છે. ”

“ ફ્રાન્સની એક સમર્થ વિજ્ઞાન પંડિતાએ ‘ એકસ રેઈઝ ’ એક પ્રકારના તેજનાં કિરણોની શોધ કરી છે. આ ‘ એકસ રેઇઝ ’ નેત્ર પર ચડાવી તમે કોઇ મનુષ્ય પ્રતિ જુવો તો એ મનુષ્ય તમને એક હાડપિંજર સમાન દેખાય છે. મનુષ્યના દેહમાં રહેલું રૂધિર કે માંસ કશુંએ દૃષ્ટિએ પડતું નથી. કેવળ હાડકાં જ દેખાય છે. જે પુરૂષો મુગ્ધપણે પરસ્ત્રીમાં સૌન્દર્ય જુએ છે, જેઓની દૃષ્ટિમાં વિકાર હોય છે, જેઓ ચક્ષુ સંયમ કરતા નથી, એ સર્વનાં નેત્રોમાં પરમાત્મા આવાં ‘ એકસ રેઇઝ ’ મૂકી દે એ જ મારી જગન્નિયંતા પાસે પ્રાર્થના છે. ઓમ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ”

વ્યાખ્યાન સમાપ્ત થયું. સભા વિસર્જન થઇ. કેટલાક સભાજનો બિન્દુમૈયાની આસપાસ વિંટળાઇ વળ્યા. તેની સાથે ચાલવા લાગ્યા. શ્રોતાજનોમાં પરસ્પર ચર્ચા ચાલી. કોઇએ કહ્યું:—“વ્યાખ્યાન બહુ ટુંકું પણ મુદ્દાસર હતું. ” કોઇએ કહ્યું; “ સ્ત્રીજાતિ છે, પણ છટા અને કંઠ તો પુરૂષને છાજે એવો છે. એના અવાજમાં ઘણું જોમ હતું. ” આ ટીકાનો એક જણે ઉત્તર આપ્યોઃ—“ વૈરાગ્યના નિરંતર એમ નથી. સ્ત્રીની નૈસર્ગિક મૃદુતા ચાલી જઇ પ્રખરતા પ્રાપ્ત થાય છે. જ્યાં તપ છે ત્યાં મૃદુતા ટકી શકતી નથી. ” વળી એક જણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યોઃ—“ સંસ્કૃત શ્લોકનાં અવતરણો અને વિજ્ઞાનનું દૃષ્ટાંત જોતાં ખરેખર એ કોઈ સમર્થ વિદૂષી

લાગે છે. ” આ પ્રમાણે વ્યાખ્યાન સંબંધી અનેક વિવિધ વાતો ચાલી. એમાં રહેલું અપૂર્વ રહસ્યામૃત કેટલાયે ઝીલ્યું હશે ?”

કુકર્મરૂપી કૃમિઓ જે હૃદય ફોલી ફોલી જાળી જેવું કરી મૂકે છે, તેમાં નૈતિક અને ધાર્મિક બોધનાં જેટલાં અમૃતબિન્દુ નાખો તે સર્વ સરી જાય છે. આ ચારણી જેવું હૃદય કનિષ્ટ પ્રકારનું છે. મધ્યમ પ્રકારના હૃદયમાં વાદળીના જેવો ગુણ છે. ઉપદેશનું અમૃત-જલપાન કરી તરત તો તે રસપૂર્ણ પ્રફુલ્લ બને છે. પણ કોઇ પાપકર્મની અનુકૂલતા એ હૃદયવાદળીનું સંપીડન કરી અંદરના રસને ચૂસી લે છે, અને વાદળીને શુષ્ક બનાવે છે. ઉત્તમ પ્રકારનું હૃદય પતિવ્રતા સ્ત્રીના ઉદર જેવું છે. ઉપદેશના અમૃતબિન્દુને ઝીલી લઇ પ્રેમપૂર્વક આત્મરસવડે પોષી એ ઉપદેશને જીવન્ત બનાવે છે. અંતે એ બિન્દુ આત્મજરૂપે જગતને અર્પણ કરે છે. આજની સભામાં આ ત્રણે પ્રકારનાં હૃદયો હતાં. પણ સ્ત્રીના ઉદર જેવાં ઉપદેશને ઉદરમાં પાળી પોષી જગતને અર્પણ કરે એવાં તો આંગળીના ટેરવે ગણાય એટલાં જ હતાં.

પ્રગતિપૂરના નરેન્દ્ર અક્ષદમનના કર્ણ સુધી આજના વ્યાખ્યા-નની વાત પહોંચી. ઉપદેષ્ટ્રીની વિમળતા, વિદ્વત્તા અને વક્તત્વ છટાની કીર્તિ સાંભળી નરેન્દ્રને મન થયું કે અંતઃપુરમાં વસતા સ્ત્રીવર્ગ આગળ ધર્મોપદેશ આપવાનું એ સાધ્વી બિન્દુમૈયાને આમંત્રણ આપવું. આમંત્રણ આપવા અમાત્યને આદેશ પણ તેણે આપી દીધો.

સ્ત્રીવેશને શું સુલભ નથી ? બધું યે છે.

# પ્રકરણ ૨૬ મું.

## ભોગવિલાસ કે આત્મવિનાશ ?

વ્યાખ્યાનનો દિવસ વીતી ગયો. બીજે દિન અરૂણોદય થયો. પ્રભાકર ઉગીને આથમી ગયો. નિશાનો આરંભ થયો. દશ પણ વાગ્યા. અનંગરાય ઘરમાંથી નીકળ્યો. સંકેતસ્થાને આવી પહોંચ્યો. અનંગે કર વડે મૃદુતાથી સાંકળ હલાવી. તેમાંથી એક મધુર સંગીત-સુર નીકળ્યો. વાતાવરણને વીંઝતો વીંઝતો એ સુર માળપર ગયો. બિન્દુમૈયા નીચે આવી, દ્વાર ઉઘાડયું. બન્ને જણ હસતાં હસતાં દાદરપર ચડયાં.

એક ખંડ બંધ હતો. બીજા ખંડમાં બન્ને જણાએ પ્રવેશ કર્યો. આ ખંડ આજ ફરનીચરથી દીપી રહ્યો હતો. એક બાજુ સ્પ્રીંગ-વાળો ઝુલતો પલંગ હતો. તે પર શ્વેત અસ્તર વાળી સુંવાળી વિપુલ તળાઇ બિછાવી હતી. તેની સામેની બાજુએ બે કોચ હતાં. કોચ ઉપર ભીંતે એક મોટા કદની છબી લટકાવી હતી. તેમાં મેનકા વિશ્વામિત્ર આગળ નવ્ર્યશશુને ધરે છે એ પ્રસંગનું પ્રખ્યાત રાજા રવિવર્માની પિંછીથી દોરેલું ચિત્ર હતું. પલંગ અને કોચ વચ્ચે એક ગોળ ટેબલ હતું. તે પર એક મોટું લેમ્પ બળતું હતું. ટેબલ ફરતી ચાર ખુરશીઓ હતી. ખંડ નાજુક પણ સ્વચ્છ અને સુંદર હતો. ફરનીચર જૂજ અને સાદું હતું. પણ લેમ્પની પ્રબળ રોશનીથી આખો ખંડ દેદીપ્યમાન લાગતો હતો.

બિન્દુમૈયા પલંગપર બેઠી. તેની સામે ખુરશીપર અનંગરાયે બેસતાં જ પ્રશ્ન કર્યો:—" કેમ તમારા ગુરૂજી તો શયનશાયી થયા છે ને ?"

" ના. તે તો આ જ પ્રભાતની ટ્રેનમાં રેવાજીપર આવેલા પોતાના આનંદાશ્રમમાં પધારી ગયા છે. આ સ્થળ નિર્જન છે."

" અને તેથી જ કહો કે નિર્ભય પણ છે."

બિન્દુમૈયા મનમાં હસી:–" આહા ! નિર્જનતા પાપકર્મને કેવું પ્રોત્સાહન આપે છે !"

" અનંગરાયજી ! તમો સંસારીઓને સર્વત્ર ભય છે. અમને વૈરાગીઓને કોઇ વાતનો ભય જ નથી. ભર્તૃહરીએ યથાર્થ કહ્યું છે, **सर्ववस्तु भयान्वीतं खलु जगे वैराग्यमेवाभयम्** । માત્ર વૈરાગ્ય જ અભય છે. અમને તો સર્વ વાતની છૂટ છે." મલકાતે મુખડે બિન્દુમૈયા બોલી.

" આપ નિર્ભય છો તેથી જ આ અધરામૃતનો પ્યાસી સેવક આપની સેવામાં હાજર થયો છે. બિન્દુમૈયા, હવે તો કાળક્ષેપ અસહ્ય લાગે છે." એમ કહી અધીર બનેલ અનંગરાય પલંગ ભણી જવા ઉભો થયો, કે તરત જ બિન્દુમૈયા ઉગ્ર મુદ્રા કરી તીવ્ર સ્વરે આજ્ઞા કરતી બોલી:–

" અનંગરાય ! ચુપ બેસી રહો."

અનંગરાયના અંગમાં ધ્રુજણી ચાલી. આજ્ઞાવશ થઇ તે બેસી ગયો. બિન્દુમૈયાએ મૃદુતા ધારણ કરી મધુર સ્વરે કહ્યું:–" અનંગરાયજી ! હું કંઈ ગુણિકા નથી. હું તો જેની સાથે સ્નેહ કરૂં તેની સાથે અંતરની પ્રીતિના બંધનથી બંધાઉં છું. મારો સ્નેહ ક્ષણ વિધ્વંસી નથી. મારો તો અક્ષય પ્રેમ છે. જે મને દીલ આપે એને

જ હું દીલ દઉં છું.”

“આપનાં દર્શન થયાં તે ક્ષણે જ મેં તો મારૂં દીલ આપને અર્પણ કર્યું છે. મારા સ્નેહ વિષે શંકાશીલ ન બનો.”

“જો એમ જ છે તો મને વચન આપો કે જ્યાં સુધી મારો નિવાસ અંહિ છે ત્યાં સુધી તમારે લીલાનું પાણિગ્રહણ ન કરવું.”

અનંગરાયે ધાર્યું કે વચન આપવામાં શો વાંધો? ક્યાં સ્ટેમ્પ ઉપર દસ્તાવેજ કરી આપવો છે? માત્ર મોઢેથી જ કહેવું છે. તેણે ખલવૃત્તિથી ઉત્તર આપ્યો:--“આપ અત્રે છો ત્યાં સુધી તો કશી ચિન્તા નથી જ, પણ લીલા બીજાને પરણી બેસે અને પછી આપ અત્રેથી વિદાય થઇ જાવ ત્યારે મારી શી દશા? મારે પછી ક્યાં આનંદ લેવો?”

“ખરેખર અનંગરાય તમારામાં અક્કલ કે આવડત કશુંયે નથી. સાંભળ્યું છે કે, તમારા ભાઇની વિધવા નિર્મળા તો એક ખીલતી કુસુમકળી છે.”

“હા. પણ એ કુસુમકળી તો દુર્લભ્ય બની છે. એ કુસુમ-રસનું પાન કરવા મેં ઘણો યે પ્રયાસ કર્યો; પણ સર્વ નિષ્ફળ ગયો.”

“સ્વપત્ની ઘરમાં હરતી ફરતી હોય ત્યારે આવો પ્રયાસ કરવો એ કેવળ મૂર્ખાઇ છે.”

“સ્વપત્ની! એ તો ક્યારની યે યમસદન સીધાવી ગઈ હતી.”

“વાહ! યમે પણ અનંગરાયને અનુકૂળતા કરી આપી કે શું?”

“યમ શું કરી આપવાનો હતો? હું જ એનો યમ બન્યો હતો.”

“વાહ! તમારૂં પ્રાવીણ્ય તો સર્વદેશીય છે ને શું? પણ કહો

તો ખરા કે એ યમકાર્ય કેવી રીતે સિદ્ધ કર્યું ?"

"એ વાત જ જવા દો. બિન્દુમૈયા ! હવે તો અધરામૃત આપી મને પવિત્ર કરો."

"દીલ દઇ દીલ લેવું એ પ્રેમીઓનો સનાતન નિયમ છે. દીલ લઇ દીલ છૂપાવશો તો તમારી અધરામૃતની યાચના નિષ્ફળ છે."

"બિન્દુમૈયા ! તમે હઠીલાં છો. તમારે એ વાત જાણવી નિષ્પ્રયોજન છે."

"પ્રેમીના અંતરની વાત જાણવી એ પ્રેમીનો ધર્મ છે. કાન્ત અને કાન્તાનાં અંતર વચ્ચે કશું યે અંતર ન જોઇએ.વિશુદ્ધ પ્રણય-ની એજ રીતિ છે."

અનંગરાય મનમાં બોલ્યોઃ-"બિન્દુમૈયા તો વિશુદ્ધ પ્રેમની વાતો કરે છે. એને ખબર નથી કે આ અનંગરાય તો યૌવનરસનો ભોગી ભ્રમર છે, પ્રેમનો નહિ. અમે પ્રેમને ઓળખતા નથી એક પુષ્પનું મધુ ખૂટે કે તેને ફેંકી દઇ બીજા રસપૂર્ણ કુસુમ પર જઈ બેસવું એ અમો કામાર્થીઓનો સનાતન સંપ્રદાય છે. બિન્દુમૈયાનું સૌંદર્ય જોઈ મારૂં મન હાથ રહી શકતું નથી. પણ એ તો હઠ લઈ બેઠી છે. વાત કહીશ તો જ મારી અનંગની આગ છીપાશે. વાત કહેવામાં શી હરકત છે ?"

"બિન્દુમૈયા ! મારી સ્ત્રી મારા માર્ગમાં કંટકરૂપ હતી. એ કંટકને મેં એવું વિષ આપી દીધું કે છ માસમાં તો એ હતી ન હતી થઇ ગઇ."

"તમે પણ યમપ્રસાદ સંપાદન કર્યો ને શું ? અનંગરાય ! આવાં બલિદાન આપવાથી યમદેવ તુષ્ટ થાય છે."

" વ્યર્થ વાર્તાલાપ મૂકી દ્યો. ચાલો, હવે તો વિલાસનો આરંભ કરીએ. "

" વિલાસને કશો વિલંબ નથી. મારૂં મન પણ અધીર બન્યું છે. પણ કહો તો ખરા કે એ વિષપ્રાપ્તિ થઇ ક્યાંથી ? "

"ડૉક્ટર વિહારીની દવાશાળામાંથી. બિન્દુમૈયા, રંગની રજની વીતી જાય છે. હવે તો આ કામદેવના પરમ ભક્તને દેહનું દાન કરી મહદ્ પુણ્યની પ્રાપ્તિ કરો. "

" દેહનું દાન લેતાં અનંગરાયના દેહપર સ્વેદબિન્દુના જાલ બાઝશે. રસિયા ! રસપાન કરતાં અંગેઅંગમાં ખેદ થશે. વિષયાગ્નિ શાન્ત કરતાં પરિશ્રમની ગરમી પ્રસરશે. પ્રેમાતુર પતંગ ! આ સૌન્દર્ય-દીપમાં પડતાં દેહમાં દાહ થશે. તે દાહને સમીરથી શીતળ કરવા એક તાલપત્રનો વીંજન પાસેના ખંડમાંથી હું લઇ આવું છું. તમે અંહિજ બેસી રહો. " આમ કહી બિન્દુમૈયા જોડેના ખંડમાં ગઈ.

અનંગરાય મનમાં હરખાયો:–" વાહ ! કેવી પ્રેમાળ છે ! કેવી રસીલી છે ! હવે જ તેના મુખમાંથી વિલાસમાધુર્ય ઝરવા લાગ્યું. સુરત ખેદથી થતા પરિશ્રમી અંગને શીતળ કરવા એ પોતાના કર-કમલવડે ચમર ઢોળશે. વાહ ! એની વિલાસનિપૂણતા ! "

એ પાસેના ખંડમાં બિન્દુમૈયા ગઇ ત્યાં કોણ હતું ? પ્રગતિ-પુરના ચાર પોલીસ અને ન્યાયાધીશ નૌતમલાલ બેઠા હતા. ન્યાયા-ધીશે અનંગરાયના મુખથી જ સ્વવધના વધનું વૃત્તાંત સંભળ્યું. બિન્દુમૈયાએ પોલીસ પાસેથી હાથકડી પોતાની સાડીમાં છૂપાવી. તાલપત્રનો પંખો લઇ તે બહાર આવી. અનંગરાયવાળા ખંડમાં પેઠી. બે પોલીસ તેની પૂઠે આવી એ ખંડના દ્વાર પાસે છૂપી રીતે ઉભા રહ્યા.

" અનંગરાયજી ! તમે દ્વાર ભણી પૂંઠ કરી નેત્ર વીંચી બેસો. તમારાપર 'પાપમુક્તિ'નો પ્રયોગ કરવો છે." એક શ્વેત વસ્ત્રની ઘડી કરતાં બિન્દુમૈયાએ કહ્યું.

અનંગરાય તે પ્રમાણે બેઠો. બિન્દુમૈયાએ તેનાં નેત્રપર પાટો બાંધવાની ક્રિયા શરૂ કરી. " કેમ ! આ નેત્રબંધનનું શું પ્રયોજન છે ?" અનંગરાયે આશ્ચર્યથી પૂછ્યું.

" એ તો 'પાપમુક્તિ'નો પ્રયોગ છે."

" એમાં પાપમુક્તિ શી ?"

" શાસ્ત્રની આજ્ઞા છે કે 'માયા દેખાડવી પણ કાયા તો કોઇને ન દેખાડવી.' પરપુરૂષ સ્ત્રીની કાયા નજરે દેખે તો તે સ્ત્રી અઘોર પાપની ભાગિની બને છે. અનંગરાયજી ! કાયા દેખાડવામાં પાપ છે, ભોગવવા દેવામાં નહિ. કેમ સમજ્યા આ 'પાપમુક્તિ'નો પ્રયોગ ?"

" હા. સમજ્યો. વકીલો કાયદાની સુંગાલમાં ન આવે એવી રીતે કાયદાનો ભંગ કરી જાણે છે. તર્કપંડિતોની બુદ્ધિ ઘણી વિચિક્ષણ હોય છે. પાપજલમાં રહેવું અને એ જલથી અનાર્દ્ર રહેવું એવી કમલપત્રની વૃત્તિ ધારણ કરવાનો માર્ગ ઠીક શોધી કાઢ્યો !"

" અંધકારથી મધુની મીઠાશ કંઇ કમી થતી નથી." એવું કહેતી બિન્દુમૈયાએ નેત્રબંધન સમાપ્ત કર્યું. અનંગરાય સૂરદાસ જેવો બની બેઠો. આનંદ પામતો મનમાં બોલ્યોઃ-' અમો કામી દીવો લઇ સ્ત્રીના દેહને ભોગવતા નથી. અમે તો અંધકારના જ ઉપાસક છીએ. અમારી નિશાચરવૃત્તિને અંધકાર અનુકૂળ છે."

બહાર ઉભેલા બે પોલીસ પગરવ કર્યા વિના ખંડની અંદર

દાખલ થઇ અનંગરાયની પછવાડે ચૂપચૂપ ઉભા. સૂરદાસ જેવા બનેલો અનંગ તેમને કેવી રીતે જોઇ શકે? બિન્દુમૈયાએ સાડીમાં છૂપાવેલી હાથકડી બહાર કાઢી કહ્યું:—

" અનંગરાયજી! તમારા હાથ લાવો. હું તમને મારા પ્રેમ બંધનમાં નાખું. "

બિન્દુમૈયા અનંગરાયના હાથમાં લોઢાની કડી પહેરાવવા લાગી. અનંગરાય કંઇક ગુસ્સો કરી બોલ્યો:—

" અરે! આ તો લોઢાની હાથકડી છે. તમે કેવા ક્રૂર છો? "

" અનંગરાયજી! આ તો મારૂં પ્રેમ બંધન છે. જુઓ! વિવાહ સમયે વરવહુના હૃદયનો સંયોગ કરવા વસ્ત્રની છેડાછેડી બાંધવામાં આવે છે. એમ આ જ પહેલીવાર હું તમને મારા પ્રેમબંધન બાંધું છું. અનંગરાયજી! તમે જરા યે ગભરાશો નહિ. આ લોઢાની હાથકડી એમ સૂચવે છે કે આ બિન્દુમૈયાનું પ્રેમબંધન લોઢા જેવું દૃઢ છે, સુતરના તંતુ જેવું તરત તૂટી જાય તેવું નથી. હું જેને મારૂં પ્રેમપાત્ર બનાવું છું, તેના પર આ ક્રિયા અજમાવું છું. થોડી પળ આ લોહબંધન સ્વીકારશો તો જીગરના આશક ગણી હું તમને પલંગપર લઇ જઇશ. એ બંધન સ્વીકારવા ઇચ્છા ન હોય તો પછી સ્વગૃહે શીઘ્ર સિધાવો. "

" મુદિત મનથી આ પ્રેમબંધન હું અંગીકાર કરૂં છું. પણ કૃપા કરી આ લોહબંધનથી મને સત્વર મુક્ત કરશો. "

બિન્દુમૈયાએ અનંગરાયને હાથકડી પહેરાવી. પાસેના ખંડમાંથી ન્યાયાધીશ મોતમલાલ, સેવાનંદ અને બીજા બે પોલીસ ધીમે ધીમે આ ખંડમાં આવી ઉભા.

" અનંગરાય, ઉભા થાવ. પલંગભણી પધારો." બિન્દુમૈયાએ હર્ષિત અંતરે કહ્યું.

અનંગરાય ઉભો થઈ બોલ્યોઃ–" પણ હું તો કશું યે દેખતો નથી. મને દોરીને લઈ જાવ."

તેના બન્ને હાથ બે પોલીસે જોરથી પકડયા અને તેને દ્વાર ભણી ખેંચવા લાગ્યા. અનંગરાય મનમાં ગભરાઇ બોલ્યોઃ–"બિન્દુ-મૈયા, તમારા કરની કોમળતા ક્યાં ગઇ ? તમે ક્યાં છો ? કહો મને કોણ ઘસડી જાય છે ? "

" એ તો યમદૂત છે. " બિન્દુમૈયાએ ઉત્તર આપ્યો.

" યમદૂત અંહિ ક્યાંથી ? " ધ્રુજતા શરીરે અને રોષિત કંઠે અનંગરાયે પ્રશ્ન કર્યો.

" એ તો તમારી સ્વર્ગસ્થ પત્ની કમળાએ મોકલ્યા છે. " સેવાનંદે ઉત્તર આપ્યો.

" અનંગરાયજી ! પધારો સ્વર્ગ મંદિરમાં શયન કરવા. ત્યાં તમારા માટે સુંદર પલંગ બિછાવી રાખ્યો છે. " એમ કહી બે પો-લીસે તેને આંચકો મારી ખંડ બહાર ધકેલ્યો.

" અરે ! નીચ ! પાપિણી મને આવી રીતે ફસાવ્યો ! " એમ કહી અનંગરાયે છૂટા થવા ઘણાંયે ફાંફાં માર્યાં પણ કંઇ ન વળ્યું. તે દેખી શકતો નહતો. તેના હાથમાં કડી હતી. છટકી જવા કેવળ અશક્ત હતો.

" પોલીસ ! આ ખુનીને કુંદા મારી કરો જેલ ભેગો. કાલે દશ વાગે કોર્ટમાં હાજર કરજો. " ન્યાયાધીશે હુકમ કર્યો.

સૂર્યોદય થતાં જ શહેરમાં વાત પ્રસરી કે 'અનંગરાય બિન્દુ-

મૈયાનું શીલ લૂંટવા ગયો હતો. પણ એ દેવીએ પોતાના યોગના પ્રતાપબળ વડે એ જ વખતે જેલયાત્રા કરાવી દીધી.' આ વાત કર્ણોપકર્ણ ચાલતી ચાલતી ગંગા પાસે આવી પહોંચી. ગંગા સંતાપ કરવા લાગીઃ–" અરેરે ! લીલાના દુર્ભાગ્યનો તો પાર જ નથી. નવલ ઉદ્ધત નિવડ્યો. ધાર્યું હતું કે અનંગરાય ગર્ભશ્રીમંત છે, પાકી વયનો છે, એટલે દીકરી સુખી થશે. પણ એ તો શીંગનો સડેલો નિવડ્યો. પેલી બિન્દુમૈયાએ જ એનું બૂરૂં કર્યું. એ સાધુડીને હેળવી તો આ જ આ દશા થઇ. એ રાંડે અનંગરાયનું ખાધું અને એનું જ ખોયું. હવે એ રાંડ અંહિ આવે તો એનો ટાંટીઓ જ ભાંગી નાખું. હું દોષ કોને દઉં ? ખરૂં કહીએ તો લીલાની ચૂંદડીએ મંગળ બેઠો હશે. તેથી જ જે એનો વર થાય એની અવદશા જ થાય છે. નવલ જ્ઞાતિભ્રષ્ટ થયો અને અનંગ જીવનભ્રષ્ટ થયો. અરેરે ! હવે એ છોકરીનો હાથ કોણ ઝાલશે ? "

આ પ્રમાણે સંતાપ કરતી બેઠી છે એવામાં બહારથી હસતી હસતી લીલા ઘરમાં આવી. નવલે તે રાત્રે લીલાને તરછોડી કાઢી ત્યારથી લીલાના મુખપર હાસ્યનો આવિર્ભાવ કદી જોવામાં આવ્યો નહોતો. આ જ અનંગરાયની બિન્દુમૈયાએ કરેલી અવદશાનું વૃત્તાંત સાંભળી તેના અંતરમાં કંઇ નવીન આનંદ ઉદ્દ્ભવ્યો. તેને ખાત્રી થઇ કે ' બિન્દુમૈયા નકી મને મારા પિયુ સાથે મિલન કરાવશે.'

લીલાને હસતી હસતી ઘરમાં દાખલ થતી જોઇ તેની મા ખીજવાઈ. મા ખીજવાતી ગઇ તેમ લીલા વધુ અને વધુ હસવા લાગી.

ન્યાયાધીશ નૌતમલાલ નરેન્દ્ર અક્ષદમન પાસે આવ્યો અને

કહ્યું:–" રાજન્! પેલી યોગિની બિન્દુમૈયા સમર્થ પંડિતા છે, અને વક્તૃત્વકળામાં કુશળ છે; એટલું જ નહિ, પણ તે એક બાહોશ ડીટેક્ટીવ પણ છે. એનું બુદ્ધિગૌરવ વિશાળ અને અગાધ છે. અદ્ભુત કોશલ્યથી તેણે એક ખુનનો કેસ પકડયો છે. આપણા રાજમાં પેલા અનંગરાયે ઝેર આપી સ્વવધૂનો વધ કર્યો છે. એ કાર્ય એવી ગુપ્ત રીતે બન્યું હતું કે આખા શહેરમાં કોઇને કશી ખબર નહોતી. પોલીસને તો એ સંબંધી જરા યે બાતમી મળી ન હતી."

" બિન્દુમૈયાએ એ ખુનીનો પત્તો મેળવ્યો અને ખુનીને પોતાના પ્રેમપાશમાં નાંખી કોઈ અલૌકિક વાગ્ચાતુર્યથી ખુનની સર્વ બીના એ ખુનીનાં મુખથી જ કઢાવી. એની સાથે એક સેવાનંદ સ્વામી છે. એને આ યોગિની 'ગુરૂભાઇ' કહે છે. એનો બુદ્ધિપ્રભાવ પણ કંઈ અપૂર્વ ભાસે છે. બિન્દુમૈયા કહે છે, કે મારા સર્વ કાર્યનો પ્રચાલક આ સેવાનંદ છે. એ જ એના કાર્યનો નિર્દેષ્ટા છે. એ સેવાનંદે આ ખૂનના ચાર સાક્ષીઓનાં નામ પણ આપ્યાં છે." એમ કહી તેણે અક્ષદમનના કરમાં એક કાગળ મૂકયો. નરેન્દ્રે નામ વાંચ્યા: " માની; નિર્મળા; ડૅાકટર વિહારી; અને વૈદ્ય બાલકૃષ્ણ. "

નૌતમલાલ આગળ બોલ્યો:–" રાજેન્દ્ર! એ બિન્દુમૈયા યોગિની છે, પણ એનામાં કંઇ અજબ મોહિની રહી છે. એના શરીરમાં સૌન્દર્ય છે; મુખમાં માધુર્ય છે; અંગમાં લાલિત્ય છે. હજુ તો ખીલતું યૌવન છે છતાં વૈરાગ્ય છે. વૈરાગ્ય છતાં વિલાસસુખનો ત્યાગ નથી. પર્ણકુટીનું પરિસેવન છોડી સુખનાં સર્વ સાધનોથી ભરપૂર ભવનમાં વિહાર કરે છે. વળી, સંસારથી નિર્લેપી છતાં આ ખુનની ખટપટમાં અપૂર્વ આનંદ લે છે. ખરેખર! તેમની કથા કંઈ વિચિત્ર હોવી જોઈએ. "

વિસ્મિત બની રાજેન્દ્રે કહ્યું:–" એમાં વિચિત્રતા કશી નથી. પાપને પ્રકટ કરવું અને પાપીઓને દંડ અપાવવો એ જ મહાત્માઓનો વિલાસ છે. નોતમલાલ ! તમે બિન્દુમૈયાની આટલી પ્રશંસા કરો છો તો એને જોવાનું મને પણ મન થઇ આવે છે. આ ખુનના કેસમાં એ બન્ને વિરક્ત વ્યક્તિઓની સહાય તમોને અત્યંત આવશ્યક છે. હું ધારૂં છું કે એમનાં નિવાસસ્થળમાં જ આ કેસ ચલાવવો સુગમ થઈ પડશે. તમે જાવ અને સાક્ષીઓ અને ખુનીને તૈયાર રાખો. હું સત્વર ત્યાં જ આવું છું."

---

# પ્રકરણ ૨૮ મું.

---

## ન્યાયમંદિરમાં સપડાયેલો સાક્ષી.

બિન્દુમૈયાને નિહાળતાં જ નરેંદ્ર અક્ષદમન વિહ્વલ બન્યો. એક સુચરિત નૃપતિ તરીકે તેની કીર્તિ દેશવિદેશ પ્રસરી હતી. તેનું નામ અક્ષદમન હતું તે યથાર્થ જ હતું. અક્ષ એટલે ઇન્દ્રિય તેનું તે દમન કરતો. બંડખોર અને દ્રોહી પ્રજાને રાજસત્તાનાં પ્રભાવે જેવી રીતે દાબી દેતો તેવી જ રીતે બંડખોર ઇન્દ્રિયને આત્મબળ વડે દાબી દેતો, પણ આજે તેના ચિત્તમાં ક્ષોભ થયો. ક્ષોભનું કારણ બિન્દુમૈયાના વેશની વિચિત્રતા હતી. પુરૂષવર્ગની સભામાં જે વેશમાં તે વ્યાખ્યાન આપવા ગઈ હતી તે જ વેશ આજ તેનાં અંગપર હતો. વિશેષમાં એક ગુલાબની પુષ્પમાળ તેનાં સ્તનના અધઃભાગ પર્યંત લટકતી હતી. બિન્દુમૈયાને નિહાળી નરેંદ્રના અંતરમાં ક્ષુબ્ધતા સાથે વિસ્મયતા પણ જન્મી.

બિન્દુમૈયાએ નરેન્દ્રનું સન્માન કરી કોચપર આસન આપ્યું. નૌતમલાલ બીજા કોચપર બેઠો. બિન્દુમૈયા, સેવાનંદ, ડૉકટર વિહારી અને બાલકૃષ્ણ વૈદ્ય સર્વ ખુરશીપર બેઠા. સામે પોલીસ અને ખુની અનંગરાય ઉભા હતા. ખંડની બહાર વિશાળ ઓસરીમાં આ બેઠક ગોઠવવામાં આવી હતી. ખંડમાં નિર્મળા અને માની આવીને બેઠાં હતાં. અનંગરાયને બરાબર સપડાયેલો જોઇ બન્ને સ્ત્રીઓ મનમાં આનંદમગ્ન બની હતી.

"ન્યાયાધીશ પાસેથી સાંભળ્યું છે કે આપે અપૂર્વ ચાતુર્ય વડે ખુનીને હાથ કર્યો છે." બિન્દુમૈયા ભણી જોઇ અક્ષદમને કહ્યું.

"આ કાર્યસિદ્ધિમાં મારો વૈરાગ્ય, મારૂં યૌવન અને મારી સ્ત્રીજાતિ કારણભૂત છે." બિન્દુમૈયાએ ચાતુર્યનો નિષેધ કર્યો.

"બુદ્ધિપ્રભાવ વિના પાપીને પંઝામાં લેવાની ઘટના બની શકે નહિ." અક્ષદમને બિન્દુમયાની બુદ્ધિની શ્લાઘા કરી.

"આ સર્વ ઘટનાના ઉત્પાદક તો મારા ગુરૂભાઇ સેવાનંદજી છે. આ સર્વ યશ તેમને જ ઘટે છે." બિન્દુમૈયાએ સેવાનંદ ભણી નરેન્દ્રનું ધ્યાન ખેંચ્યું.

બિન્દુમૈયા અને સેવાનંદ પાસે પાસે બેઠાં હતાં. બન્ને વચ્ચે ગાઢ પરિચય જણાતો હતો. એ બન્ને વચ્ચેનો સંબંધ કેવા પ્રકારનો હશે, એ પ્રશ્ન નરેન્દ્રના મનમાં ઉદ્ભવ્યો. અનેક તર્કવિતર્કના અંતે મનનો સંદેહ દૃઢ થયો. એ સંદેહ અભિવ્યક્ત કરતાં બિન્દુમૈયાના છેલ્લા ઉત્તરને ઉદ્દેશી અક્ષદમને કટાક્ષ કર્યો:—"ત્યારે એમ જ કહોને કે તમે એમનાં મોરલી છો. એ મુરલીધર જેવો સ્વર ભરે એવો જ સૂર મોરલીમાંથી નીકળે છે."

સેવાનંદ વચમાં બોલી ઉઠયો:—"રાજેન્દ્ર! હું વિજ્ઞપ્તિ કરૂં છું

કે આ વિનોદવાર્તા અવકાશ પર રાખી હાલ તો આ કેસ તપાસવાનો આરંભ કરીએ. સુનાવણીના વકીલ હર્ષદરાયને હું મદદ કરીશ. બચાવના વકીલ તરીકે આ ગામના સુપ્રસિદ્ધ વકીલ વામનરાવની નિમણૂક કરવી. આપ અને ન્યાયાધીશ સાહેબ ન્યાય તોળવાનું કાર્ય કરશો. "

અક્ષદમ્ને વિજ્ઞપ્તિ મંજૂર કરી. બાલકૃષ્ણ વૈદ્યને પ્રથમ સાક્ષી તરીકે ઉભો કર્યો.

## સાક્ષી. નં. ૧. બાલકૃષ્ણ વૈદ્ય.

સવાલ:—" અનંગરાયની પત્ની કમલાને જોવા ગયા ત્યારે એના વ્યાધિ વિષે તમે શું અટકળ કરી હતી ? "

વૈદ્ય:—સર્વ ચિહ્ન જોતાં મને જણાયું કે એના શરીરમાં વિષપ્રવેશ થયો છે. "

વામનરાવે ઉલટસુલટ તપાસ કરવા સાક્ષીને પ્રશ્ન પૂછ્યો:—' રોગ ચિકિત્સાના કોઇ પ્રમાણભૂત ગ્રન્થનું તમે અધ્યયન કર્યું છે ? "

વૈદ્ય:—" હું માધવનિદાન ભણી ગયો છું. "

સવાલ:—" ચિકિત્સક વૈદ્ય તરીકે તમારી કુશળતા દર્શાવનારૂં કોઇ સર્ટીફીકેટ તમને મળ્યું છે ? "

વૈદ્ય:—" હા. ચિકિત્સક વૈદ્ય તરીકે આ શહેરમાં હું પ્રખ્યાત છું. આપણા અમાત્યનાં પુત્રીનો રોગ એલ. એમ. એન્ડ એસ. ડૉક્ટર ન કળી શક્યો, ત્યારે મને બોલાવ્યો હતો. જુઓ, આ અમાત્યસાહેબના હસ્તાક્ષરનું પ્રમાણપત્ર. "

પ્રથમ સાક્ષીને ક્રોસ કરવા જેવું કંઇ ન રહ્યું. બીજા સાક્ષી તરીકે નિર્મળા આવી.

## સાક્ષી. નં. ૨. નિર્મળા.

સવાલ:--" અનંગરાય વ્યભિચારી છે એવું તમે માનો છો?"

નિર્મળા:—" હા. "

વામનરાવે ક્રોસ કર્યો:—" શા ઉપરથી એમ માનો છો ? "

અનંગરાયે પોતાના શીયળનો ભંગ કરવા તે રાત્રે કરેલા પ્રયાસનું આખું વૃત્તાંત નિર્મળાએ કહી સંભળાવ્યું.

સવાલ:–" કમળાનું મરણ કેવી રીતે નિપજ્યું ? "

નિર્મળા:—" વિષ દેવાથી. "

વામનરાવ ક્રોસ કરવા ઉભો થયો.

સવાલ:—"કમળાને વિષ આપ્યું એ તમે જાતે જોયું છે ? "

નિર્મળા:–" ના. "

સવાલ:—" ત્યારે વિષ આપ્યું છે એમ શા ઉપરથી કહો છો?"

નિર્મળા:—" અનંગરાયના અનાચાર પરથી વૈદ્યનું નિદાન હું દૃઢપણે માનું છું. "

ન્યાયાધીશ પ્રોસીક્યુટર પ્રતિ બોલ્યા:—" હર્ષદરાય! જે સાક્ષીએ જાતે એ વાત જોઇ નથી અને માત્ર બીજાના અભિપ્રાય ઉપરથી અનુમાન કરે છે, એનાં વચન ઉપર શું આધાર રાખી શકાય ? આ સાક્ષીનું પ્રયોજન શું છે એ હું સમજી શકતો નથી. "

હર્ષદરાય:—" નામવર ! હું એવું સાબીત કરવા માગું છું કે અનંગરાય વ્યભિચારી છે. નિર્મળા પર એનો ડોળો ભમતો હતો પણ પોતાની પત્ની ઘરમાં અડચણ રૂપ હતી. એ અડચણને વિષ દઈ તેણે દૂર કરી. નિર્મળાએ કહેલા વૃત્તાંત પરથી આ સર્વ બીના સ્પષ્ટ થાય છે. "

નામદાર કોર્ટે એ મુદ્દાની નોંધ લીધી.

સાક્ષી નં. ૩ ડૉક્ટર વિહારી. એલ. એમ. એન્ડ. એસ.

સવાલ:"—અનંગરાય સાથે તમારે કંઈ સંબંધ છે?"

વિહારી:—"હા, એ મારો મિત્ર છે."

સવાલ:—"તમે અનંગરાયને કોઇ દિવસ "પોઇઝન બોટલ" ઝેરી દવાની શીશી બતાવી હતી?"

આ પ્રશ્ન સામે વાંધો લેવા વામનરાવ ઉભો થયો.

"પ્રોસીક્યુશન તરફથી આવો સૂચક પ્રશ્ન પૂછી શકાય નહિ. 'પોઇઝન બોટલ' થી સાક્ષીને શું ઉત્તર આપવો એની સૂચના મળે છે. હું નામદાર કોર્ટને અરજ કરૂં છું કે આવા પ્રશ્ન પૂછવા ન દેવા."

હર્ષદરાયે એ દલીલનો ઉત્તર આપ્યો:—"નામદાર કોર્ટ જોશે કે આ સાક્ષી અભણ નથી. પોલીસે તેને અગાઉથી પઢાવી રાખ્યો નથી કે જેટલું શિખવ્યું હોય એટલું એ સડસડાટ બોલી જાય. વળી આ સાક્ષી આરોપીનો પરમ દોસ્ત છે. અને આરોપીના જ લાભમાં જૂબાની આપે એવા વલણવાળો છે.: એટલે તેની ઉલટ સુલટ તપાસ કરવાથી જ સત્ય શું છે તે નીકળી આવશે."

કોર્ટે હર્ષદરાયની દલીલ મંજૂર રાખી.

સવાલ:—"તમે અનંગરાયને કોઇ દિવસ "પોઇઝન બોટલ" બતાવી હતી?"

વિહારી:—"હા."

સવાલ:—"એને કેટલી મુદત થઇ હશે?"

વિહારી:—"મને યાદ નથી!"

સવાલ:—"યાદ કરો. બે ત્રણ દિવસ?"

વિહારી:—"ના."

હર્ષદરાયઃ—" ત્યારે વીસ પચીસ વર્ષ ? ખરો ઉત્તર આપો. "

વિહારીઃ—"મને બરોબર યાદ નથી. "

હર્ષદરાયઃ—" જાવા દો ત્યારે એ વ.ત. કહો જોઇએ તે સમય તમારી પાસે કોઇ સ્રીદર્દી આવી હતી ? "

વિહારીઃ—" હા. એક સ્રી આવી હતી. "

સવાલઃ—" તમે તેનું દર્દ ક્યાં તપાસ્યું હતું ? "

વિહારીઃ—" હું એને મારા ચેમ્બરમાં લઇ ગયો હતો. "

સવાલઃ—" એ વખતે અનંગરાય ક્યાં હતો ? "

વિહારીઃ—" મારી દવાશાળામાં. "

સવાલઃ—"એ દર્દીને તપાસતાં તમને કંઇ વાર લાગી હતી ? "

આ પ્રશ્નથી વિહારીને પોતે કરેલું પાપકૃત્ય યાદ આવ્યું; મનમાં ગભરાયો; શરીર ધ્રુજવા લાગ્યું; પણ ઉત્તર આપ્યોઃ-" ના. સામાન્ય રીતે દર્દીને તપાસતાં જે વખત જોઇએ એટલો જ સમય લીધો હતો."

સવાલઃ-" એ પોઇઝન બોટલમાંથી અનંગરાયે કંઈ વિષ લીધું હોય એવો તમને વ્હેમ છે ? "

વિહારીઃ—"ના."

વિષની બાબત સાબીત થતી નથી એ જોઇ પ્રોસીક્યુશન વકીલ હર્ષદરાય મુંઝાયો. હવે કેવા સવાલ પૂછવા એ વિચારમાં તે પડયો. તરત જ સેવાનંદે કેટલાક પ્રશ્નનું સૂચન કર્યું.

સવાલઃ—" એ વિષની શીશીમાંથી તમે કંઇ વાપર્યું છે ? "

વિહારીઃ—" ના. "

સવાલઃ—" કહો ત્યારે એ વિષ તમે ક્યાંથી અને કેટલું મંગાવ્યું હતું ? "

વિહારી:—Plunder Freely & co. ( પ્લંડર ફ્રીલીની કુંપની ) માંથી એક આઉંસ મંગાવ્યું હતું. ”

અત્રે પ્રોસીક્યુશીન વકીલે માગણી કરી કે વિહારીની દવાશાળામાંથી આ પોઇઝન બાટલ અને તોલવાનો કાટો મંગાવવા. તે પ્રમાણે સત્વર ગોઠવણ થઇ. તોળી જોતાં માલુમ પડ્યું કે શીશીમાંથી ત્રીશ ગ્રેઇન વિષ ઓછું થયું છે. વિષ લીધું છે એવું સાબીત થતું જોઇ બચાવ પક્ષના વકીલ વામનરાવે એકદમ ઉભા થઇ વિહારીને ક્રોસ પ્રશ્ન પૂછયો.

સવાલ:—“સૂકાઇ જતાં કે ઉડી જતાં દવાનું વજન કમી થાય કે નહિ ? ”

વિહારી:—“ એવી રીતે ઘણી દવાનું વજન ઓછું થાય છે.”

બચાવ પક્ષને ફાવી જતો જોઇ હર્ષદરાયે એક પ્રશ્ન કર્યો.

હર્ષદરાય:—“ સ્ટોપર્ડ બાટલમાં રાખેલી વસ્તુનું વજન કમી થાય ખરૂં ? ”

વિહારી:—“ બુચ ઢીલો હોય તો કદાચ કમી થવાનો સંભવ ખરો. ”

હર્ષદરાય:—“ આ વિષ ક્યા રસાયણિક તત્ત્વોનું બનેલું છે ? અને તે માંહેના ક્યાં તત્ત્વો એવી રીતે ઉડી જવાનો કે સૂકાઇ જવાનો ગુણ ધરાવે છે ? ”

વિહારી:—“ તે સંબંધી હું કશું જાણતો નથી. ”

હર્ષદરાયે નામદાર કોર્ટને આ ઉત્તરની ખાસ નોંધ લેવા અરજ કરી.

હર્ષદરાય:“—આ વિષમાંથી કોઇ મનુષ્યને ત્રીસ ગ્રેઇન આપ્યું હોય તો કેટલા દિવસમાં તેનું મૃત્યુ થાય ? ”

વિહારીઃ"—પાંચ છ માસમાં."

ઉભટ પ્રશ્નો પૂરા થયા. હવે ચતુર્થ સાક્ષી માની સર્વ સમક્ષ આવી ઉભી.

## સાક્ષી નં. ૪ માની.

સવાલઃ—" તમે ડૉક્ટર વિહારીને પેટ દેખાડવા ગયા ત્યાર પછી કમળા કેટલા મહિને ગુજરી ગઇ."

માનીઃ—" આશરે પાંચ છ માસ પછી."

સવાલઃ " તમને પેટમાં શું દર્દ હતું ?"

માનીઃ—" મને પેટમાં કશુંએ દર્દ નહતું. પણ અનંગરાયે મને કહ્યું 'હું જાઉંછું અને તું છાતીમાં શૂળ આવે છે એવો ખોટો ઢોંગ કરી થોડી વાર પછી આવજે;અને ડૉકટર પાસે શરીરની તપાસ કરાવજે.'

સવાલઃ—"તમારૂં દરદ તપાસતાં ડૉક્ટરને કેટલો સમય લાગ્યો હતો?"

સાક્ષી ઉત્તર આપે તે પહેલાં ન્યાયાધીશે કહ્યુંઃ—'હર્ષદરાય ! આવા પ્રશ્ન સાથે આ કેસને શું સંબંધ છે તે અમે સમજી શકતા નથી. એવા પ્રશ્ન ઉત્તરથી કોર્ટનો અમૂલ્ય સમય વ્યર્થ જાય છે."

હર્ષદરાયઃ—" નામદાર કોર્ટને જણાવવાની રજા લઉંછું કે આ પ્રશ્નથી હું એવું સાબીત કરવા માગું છે કે માનીને તપાસવામાં વિહારીને ઘણો સમય લાગ્યો હતો. એ આખો સમય અનંગરાયને બહાર નિશ્ચિંતપણે આ વિષ ચોરી લેવાની પૂરતી અનુકૂળતા મળી હતી. વળી અનંગરાયના અનાચાર સંબંધ આ એક વધુ પૂરાવો નામદાર કોર્ટ સમક્ષ રજુ થાય છે. " સાક્ષી તરફ ફરી હર્ષદરાયે હવે એ જ પ્રશ્ન પૂછ્યો.

સવાલઃ—" તમારૂં દર્દ તપાસતાં ડૉક્ટરને કેટલો વખત લાગ્યો ? અને તમને શું દવા આપી ?"

માની:—" ડૉક્ટર વિહારીએ પ્રથમ મારી છાતી તપાસી પછી એ કાંઇ અડપલું કરવા જતો હતો ત્યારે મેં કહ્યું:–'સાહેબ! એ શું કરોછો!' ડૉક્ટરે વાત ફેરવી કહ્યું:–'તમારૂં દર્દ બહુ ભયંકર છે, મારે બારીક તપાસ કરવી પડશે. તરત જ તેણે ખીસ્સામાંથી એક શીશી કાઢી મને સુંઘાડી. હું બે ભાન બની સુઇ રહી. થોડી વારે જાગી ત્યારે મને માલુમ પડ્યું કે એ ડૉક્ટરે મારા દેહપર બળાત્કાર કર્યો હતો."

નરેન્દ્ર અક્ષદમને ગુસ્સામાં આવી પ્રશ્ન કર્યો:—" કેમ! ડૉક્ટર વિહારી! તમારા ધંધાનો આવો ગેરઉપયોગ કરોછો? આવી અધમ રીતે સ્ત્રીઓના શીલની ચોરી કરોછો?"

વિહારી વિહ્વળ ચિત્તે બોલ્યો:—" ના સાહેબ. એ સર્વ જૂઠ્ઠી વાત છે."

સામે ખુની અનંગરાય હાથમાં બેડી પહેરી ઉભો હતો. પોતાની સામેનો આરોપ સાબીત થયેલો જોઈ તેણે હવે વિહારીને પણ જેલમાં પોતાનો સાથી બનાવવા પ્રયાસ કર્યો.

અનંગરાય:–" નામદાર સાહેબ! માનીની વાત અક્ષરશઃ સત્ય છે. વિહારી તો વ્યભિચારીઓનો શિરોમણિ છે. પોતાના ચેમ્બરમાં એણે અસંખ્ય સ્ત્રીઓનાં શીલની ચોરી કરી છે. હું પૂરવાર કરી આપવા તૈયાર છું."

નરેન્દ્ર અક્ષદમન ક્રોધાવિષ્ટ બની બોલ્યો:–" વિહારી! આવી દુર્જનતા! આવી ઈન્દ્રિયચલતા નિર્દોષ દર્દીઓનો આવો વિશ્વાસઘાત! આવો સ્ત્રીલંપટ વૈદ્ય કે ડૉક્ટર મારા રાજ્યમાં ન જોઈએ. પોલીસ! આ વિહારીને પકડી લઇ જાવ! એને સખ્ત ચોકી પહેરામાં રાખો. કેટલીક તપાસ કરી કાલે એને યોગ્ય શિક્ષા ફરમાવશું. અનંગરાય!

કહો! તમારે કંઇ કહેવું છે?"

અનંગરાયઃ–"હું પ્રતિજ્ઞા લઇ કહુંછું કે હવે ફરી કદી કોઇ વૈરાગીઓનો વિશ્વાસ કરીશ નહિ."

સેવાનંદ બોલી ઉઠયો:–"હવે તો એ પ્રતિજ્ઞા આવતા જન્મમાં પાળજો."

અક્ષદમન અનંગરાય પ્રતિ બોલ્યોઃ–"તમારા શિર વધૂવધનો આરોપ આવ્યો છે. તે સંબંધી તમારે કંઇ કહેવું છે?"

અનંગરાયઃ—"પાપ કર્યું છે. છતાં નામવર માફ કરશે એમ આશા છે."

હવે બચાવપક્ષનો વકીલ આખા કેસની રજુઆત કરતાં બોલ્યોઃ—"નામવર! કાયદામાં લખ્યું છે કે–તહોમતદારનાં વચન ઉપર કશું વજન ન આપવું. સાક્ષીઓ વડે આરોપ પૂરવાર થવો જોઇએ. નામદાર કોર્ટ જોઇ શકશે કે એવો એક પણ સાક્ષી મોજુદ નથી કે જેણે અનંગરાયને પોતાની પત્નીને ઝેર આપતાં જોયો હોય. એવો પણ સાક્ષી નથી કે જેણે વિહારીની દવાશાળામાંથી વિષની ચોરી કરતાં અનંગરાયને જોયો હોય એટલે અનંગરાયપરનો આરોપ કેવળ કલ્પિત છે એવું અનુમાન થાય છે. અનંગરાય વ્યભિચારી છે એવું કબૂલ રાખીએ તોપણ શું એવું માની શકાય કે, વ્યભિચારીની સ્ત્રી મરે તો તેને તેના પતિએ ઝેર દઇ મારી નાંખી છે? વૈદ્યની જુબાનીપર ઝાઝો આધાર રાખી શકાય નહિ. રોગનું નિદાન કરવામાં મોટા સમર્થ અનુભવી ડૉક્ટરો પણ ભૂલથાપ ખાઈ બેસે છે, તો આ તો એક દેશી વૈદ્ય છે! દેશી વૈદ્યો પુસ્તકોનો સંગીન અભ્યાસ કર્યા વિના વૈદકનો ધંધો લઇ બેસે છે. એટલે વૈદ્યનું સ્ટેટમેન્ટ તદ્દન અપ્રમાણ ગણવું જોઇએ. ધારો કે કોઇ ડૉક્ટરે કુમળાનું 'પોસ્ટ

મોરટેમ' કર્યું હત અને તેમાંથી વિષ નીકળી આવ્યું હત તો પણ તે અનંગરાયે આપ્યું છે એમ કેમ માની શકાય? આવા સંજોગોમાં કોર્ટે એમ જ અનુમાન કરવું જોઇએ કે, એ વિષ ભૂલથી કે બીજી ચીજો ભેગું તેના ઉદરમાં ગયું હશે. નિર્મળા અને અનંગરાય વચ્ચે દ્વેષભાવ છે એવું માની શકાય છે એટલે નિર્મળાની જુબાની વજુદ વગરની ગણવી જોઇએ. ડૉકટર વિહારી અને અનંગરાય વચ્ચે સારો સંબંધ પ્રથમથી જ છે. અને અનંગરાય વિહારીની દવાશાળાએ વારંવાર જતો; આથી તે દિવસે વિહારીને મળવા જ ગયો હતો એમ માનવાને મજબૂત કારણ છે. હવા, ગરમી વગેરે કારણોથી દવાનું વજન જેમ સમય જાય તેમ ઘટે એ પણ સામાન્ય બીના છે."

"છેલ્લી સાક્ષી માનીની છે. માનીની ખરાબ ચાલ આખા શહેરમાં સુપ્રસિદ્ધ છે. માની અને વિહારી વચ્ચે બનેલા પ્રસંગનો અર્થ એટલો જ કે અનંગરાયે પોતાના મિત્રના મનોબળની કસોટી કરવા ધારેલું અને તેથી જ માની અને વિહારીનો મેળાપ એ બ્હાને ઉભો કરેલ." "હું આશા રાખુછું કે નામદાર કોર્ટ આ સર્વ દલીલોને ન્યાયના ત્રાજવામાં તોળશે ત્યારે જણાશે કે મારો અસીલ તદ્દન બીન ગુનેહ્ગાર છે."

આક્ષદમનઃ—"વાહ! વકીલોની કેવી વિચિત્રતા! ગુનેહ્ગાર ગુન્હો કર્યાનું કબૂલ કરે છતાં એ બીનાને શંકાની દષ્ટિએ જોવી એ કાયદાની કેવી વિચિત્રતા! ગુનેહ્ગારો શું સાક્ષીઓ રાખીને જ ગુન્હો કરતા હશે? જે ગુન્હામાં સાક્ષી નહિ એ ગુન્હાને શિક્ષા પણ નહિ! વાહ!"

ન્યાયાધીશઃ—"પોલીસ લોકો ગુન્હેગારોને સતાવી ધમકી આપી

મેજીસ્ટ્રેટ પાસે ગુન્હાની કબૂલાત કરાવે છે. એ ઉપરથી ગુન્હેગારની જુબાની પર કંઇ વજન ન આપવું એવું કાયદો ઠરાવે છે.

અક્ષદમન વકીલોને ઉદ્દેશી બોલ્યો:—" કેસ સંબંધી સર્વ હકીકત સાંભળવામાં આવી છે. કાલે કોર્ટ ઉઘડતાં જ ફેંસલો આપવામાં આવશે. નાયક! અનંગરાય અને વિહારી બન્નેને લઇ જાવ. કાલે કોર્ટમાં હાજર રાખજો."

આરોપીઓને લઈ પોલીસ રવાના થયા. વકીલો અને સાક્ષીઓ ગૃહ ભણી ચાલ્યા. બે વૈરાગ્યધારી વ્યક્તિઓ પાસે નરેન્દ્ર અને ન્યાયાધીશ એ જ બેસી રહ્યા. નરેન્દ્રે ન્યાયાધીશને કહ્યું:—" તમે જાવ, મારે સ્વામી સાથે કેટલીક વાતચિત કરવી છે."

નૌતમલાલ ન્યાયાધીશ વિદાય થયો. નરેન્દ્રની દૃષ્ટિ બિન્દુમૈયા ભણી ગઇ. મનમાં પ્રથમ ઉદ્‌ભવેલા ક્ષોભનું સ્મરણ થઇ આવ્યું. એ ચિત્તક્ષોભમાંથી એક દુષ્ટ વૃત્તિનો જન્મ થયો. 'બિન્દુમૈયાને ભોગ વિલાસનું રમકડું બનાવવું.' એક ક્ષણમાં આ વાસનારૂપી અંધકાર અખિલ દેહમાં વ્યાપી ગયો. પણ એ સંયતેંદ્રિય નરેંદ્રમાં એ અંધકાર—એ વૃત્તિ વધુ ન ટક્યાં. બીજી જ ક્ષણે અક્ષદમને મનની લગામ ખેંચી અંતરમાં દૃષ્ટિ કરી. બૂઝાતી આત્મજ્યોત સદ્‌વિચારના દીવેલથી સતેજ થઇ. તત્ક્ષણ તિમિર નષ્ટ થયું. એ નષ્ટ થતાં તિમિરના શેષભાગમાંથી એક અભિલાષનો ઉદય થયો. "બિન્દુમૈયાની મનોહર મૂર્તિના દર્શન કરવામાં પણ કોઈ અનિર્વચનીય આત્માનંદ પ્રાપ્ત થાય છે." આ આત્માનંદની પ્રાપ્તિ અર્થે તેના મનમાં વિચારશ્રેણી ચાલી. "અંતઃપુરમાં બિન્દુમૈયાની અવરજવર થાય તો અવારનવાર તેના દર્શનથી કૃતાર્થ થવાય. વળી અંતઃપુરની સ્ત્રીઓને પણ

અનેક લાભ થશે. બિન્દુમૈયા વૈરાગ્યવતી છે, વિદ્યારસિક છે, અને વિશુદ્ધશીલા પણ હશે. એ ધર્મોપદેશ આપી અંતઃપુરની સ્ત્રીઓના અંતરમાં ઊંડા ધર્મસંસ્કાર પાડશે, વિદ્યારસિકતા જાગૃત કરશે."

મનમાં આવો નિશ્ચય કરી અક્ષદમને બિન્દુમૈયા પ્રતિ કહ્યું:- "ભગવતિ ! પાસેના ખંડમાં પધારો, મારે કેટલીક વાત પૂછવી છે."

"રાજેન્દ્રની ઇચ્છાને આધીન છું. આજ્ઞા હોય તે નિઃશંક કહો." ઉત્તર આપી બિન્દુમૈયા ઉભી થઇ અને રાજેન્દ્ર સાથે પાસેના ખંડમાં ચાલી.

---

# પ્રકરણ ૨૯ મું.



## અક્ષદમનની અક્ષવિહ્‌વલતા.

રાજેન્દ્ર અને બિન્દુમૈયા ખંડમાંથી બહાર આવ્યાં. તરત જ સેવાનંદે પ્રશ્ન કર્યો:-"રાજ્યપ્રપંચમાં રસ લેનાર નરેન્દ્રને વૈરાગીના મંત્રની શી જરૂર પડી ?"

નરેન્દ્ર અક્ષદમને ઉત્તર આપ્યો:—"અષ્ટપ્રહર રાજ્યપ્રપંચમાં મચ્યા રહેવાથી હૃદયનાં લલિત ભાવોનો વિચ્છેદ થાય છે; જીવન શુષ્ક બને છે. સ્નેહબંધન, વિદ્યાનુરક્તિ, ધર્મરાગ વગેરે સામાન્ય મનુષ્યનાં અંતરમાં ઉદ્‌ભવતી નૈસર્ગિક વૃત્તિઓ એક નૃપતિના હૃદયમાં પણ ઉગી નીકળે છે. મનની શાન્તિ આ નૈસર્ગિક વૃત્તિના પોષણમાં જ રહી છે, રાજ્યતંત્રમાં નહિ. ધર્મવૃત્તિને પોષવા બિન્દુમૈયાના મંત્રની નૃપતિને ગરજ પડે એમાં આશ્ચર્ય શું ?"

સેવાનંદઃ—" સત્તા એ જ રાજ્યતંત્રીઓનું કેન્દ્ર છે. પણ રાજેન્દ્ર સમજે છે.સત્તામાં સુખ નથી; સત્તામાં શાન્તિ નથી.આ સ્થૂળ સત્તાની અભિવૃદ્ધિમાં આત્મબળની વૃદ્ધિ નથી. પ્રજાને અંકુશમાં રાખતાં ઇન્દ્રિયપરનો અંકુશ ક્ષીણુ બને તો એ અમલ આત્માને અનિષ્ટકર છે. પદવી પૂજાય એ કરતાં તો પદવીધરનું ચારિત્ર પૂજાવું જોઇએ."

અક્ષદમનઃ-"રાજ્યપદ કરતાં અમને અમારૂં વ્યક્તિત્વ વધારે વ્હાલું છે. અમલનું અભિમાન એ અમારો આનંદ નથી. આત્મવિકાસ એ જ અમારો આનંદ છે, એ અમારૂં શાત્વન છે. અમને અને અમારા રાજકુટુમ્બને આવી શાન્તિ સંપાદન થાય એવો ઉપદેશ ભગવતી બિન્દુમૈયા પ્રતિદિન અમારાં અંતઃપુરમાં આપે એવી મારી વિજ્ઞપ્તિ છે. આજથી તમારૂં આતિથ્ય રાજ્ય કરશે."

સેવાનંદ–" અમને રાજ્યના આતિથ્યનો અભિલાષ નથી. રાજ્યનું આતિથ્ય એટલે રાજ્યપ્રપંચમાં પ્રવેશ. રાજ્યપ્રપંચમાં પુણ્યને સ્થાન નથી, પરમાર્થને અવકાશ નથી; આત્મવૃત્તિનો લોપ થાય છે. બહિર્વૃત્તિ વૃદ્ધિ પામે છે. રાજ્યપ્રપંચ તો કાંટાનું ધીટ જંગલ છે. એક વાર પ્રવેશ થયો એટલે ફરી નીકળવું મુશ્કેલ. પ્રપંચનો પરાધીનતા છે અમારૂં આત્મવશ જીવન મૂકી એ પરવશ જીવન ગુજારવા અમારી જરા યે ઇચ્છા નથી. વળી બિન્દુમૈયા અંતઃપુરમાં આવજાવ કરવા યોગ્ય નથી. એનો એ ધર્મ નથી. એ રાજ્યપ્રપંચથી અપરિચિત છે. રાજેન્દ્ર, હું સત્ય કહું છું કે અંતઃપુરમાં બિન્દુમૈયાનું આગમનનિર્ગમન થાય તો એમાં એનો શિરચ્છેદ થવાનો ભય છે. "

અક્ષદમનઃ-" સ્વામીજી ! તમારો એ ભય અસ્થાને છે. રાજ્ય

ખટપટ સાથે બિન્દુમૈયાને કશો સંબંધ નથી."

સેવાનંદઃ—"સૌન્દર્યયૌવન પાછળ આખું જગત ઘેલું બન્યું છે. જે સ્ત્રીમાં યૌવન છે, સૌન્દર્ય છે એ કોને વાંચ્છનીય નથી? રાજેન્દ્ર! આપ તો સંયતેન્દ્રિય છો. પણ આપના રાજકુમારો અને રાજપુરૂષો બિન્દુમૈયામાં મુગ્ધ બને તો વિચાર કરો એના શિર કેવી વિટંબના આવી પડે?"

અક્ષદમનઃ—"આવી કાલ્પનિક શંકાઓ ઉભી કરી તમારા જેવા ધર્મરક્ષકો અમારી ધર્મતૃષ્ણા ન છીપાવે, તો એ અમારૂં દુર્ભાગ્ય જ સમજવું. અંતઃપુરમાં ઉપદેશ આપવા વૈરાગ્ય અને વિદ્યાથી વિભૂષિત આવું સ્ત્રીરત્ન પ્રયાસ કરતાં પણ મળી શકતું નથી, તેથી હું ફરી ફરી આપને નમ્ર વિજ્ઞપ્તિ કરૂં છું કે બિન્દુમૈયાને અનુમતિ આપો. સ્વામીજી! શંકાની જન્મભૂમિતો દુર્બલ મન છે. મન દૃઢ છે તો ત્રિલોકમાં ભય નથી.'

સેવાનંદઃ—"મન તો સર્વકાળ અવિશ્વસનીય છે. મન તો બરફ જેવું છે. વિજ્ઞપ્તિ સ્વીકારવાનો માત્ર એક જ માર્ગ છે. તે એકે બિન્દુમૈયાના દેહપર વિરાજતી સર્વ મોહક વસ્તુનો વિનાશ કરવો. દેવી! કેમ તમે ખુશી છો?"

બિન્દુમૈયાઃ—'ગુરૂજીની ઇચ્છાને હું તો સર્વકાળ આધીન છું."

સેવાનંદઃ—"દેવીના દેહપર મુખ્ય બે મોહક વસ્તુ છે. કઠીન કુચયુગ્મ અને સુંદર કેશકલાપ. એ બે મોહક અને વિદારજનકદેહવિભાગનો વિનાશ કરી, રાજેંદ્રની ઇચ્છા હોય તો દેવીને અંતઃપુરમાં મોકલું?"

અક્ષદમનઃ—"સૌન્દર્યનો વિનાશ કરવો એ તો પાપ છે. સૌન્દર્ય તો આનંદપદ છે."

સેવાનંદઃ–" વિકારજનક વસ્તુઓનો વિનાશ કરવો એમાં પાપ નથી. સૌન્દર્ય આનંપ્રદ છે એ વાત સત્ય. પણ બિન્દુમૈયાનું સૌન્દર્ય બિન્દુમૈયાના આત્માને આનંદપ્રદ નથી, પણ પરને. એના પ્રતિ નિહાળનાર પુરૂષને. "

અક્ષદમનઃ–" પરને આનંદ આપી પરોપકાર કરવો એ શું સાધુજનોનો ધર્મ નથી ? "

સેવાનંદઃ–" હા. રાજેન્દ્ર! અમે યોગી છીએ, પણ બધું એ જાણીએ છીએ. મનુષ્યના અંતરની વાત સમજી શકીએ છીએ. રાજેન્દ્ર ! જુવો ! આપની દૃષ્ટિમાં વિકાર દૃષ્ટિગોચર થાય છે. બિન્દુમૈયાનાં સુંદર કેશકલાપ અને કઠીન કુચયુગલ એ બે આ વિકારના ઉત્પાદક છે. એ બે વસ્તુએ આપના ચિત્તમાં વિકાર જગાવી આપનો અપરાધ કર્યો છે. એ અપરાધીઓને શિક્ષા કરવા રાજેન્દ્રની આજ્ઞા હોય તો એ કેશકલાપ ઉતારી નાખું અને કઠિન કુચને કાપી ફેંકી દઉં ? "

પોતાના મનનો વિકાર સેવાનંદ જાણી ગયો એ જોઇ અક્ષદમનના અંતરમાં ખેદ થયો. વિકારને જન્મ આપ્યા માટે અત્યંત પસ્તાયો. પ્રજાપાળક તરીકેનું તેનું ચારિત્ર અપ્રતિમ હતું. તેના ઇન્દ્રિયસંયમનાં ઘેર ઘેર ગીત ગવાતાં હતાં. આ સંયમ આજે શિથિલ બન્યો. આ ચારિત્રનિર્મળતા આજે કલુષિત થઇ. આયુષ્યના અંતપર્યન્ત સંયમ સાચવી રાખી વિશુદ્ધ ચારિત્રની વિમળ કીર્તિ પોતાની પાછળ મૂકી જવાનો અક્ષદમનનો જીવન–અભિલાષ આજે એક ક્ષણમાં નષ્ટ–પ્રાય થઇ ગયો. બિન્દુમૈયાના સૌન્દર્ય આગળ તે પરવશ બની ગયો. નરેન્દ્રે જોયું કે આ સર્વનું કારણ દૃષ્ટિ છે.

સત્કાર્યવડે પોષેલું પોતાનું યશઃશરીર આજે આ દષ્ટિવિકારમાં પ્રજળવા લાગ્યું. એ દષ્ટીપર નરેન્દ્રને ક્રોધ થયો. પશ્ચાતાપ કરતો ઉભો થઇ તે બોલ્યો:—" સ્વામીજી! મારા સંયમનું મને અભિમાન હતું, તે આજે ગળી ગયું. આપ સત્ય કહો છો કે મારા ચિત્તમાં વિકારનો જન્મ થયો છે. એ વિકારનું કારણ મારી દષ્ટિ છે. બિન્દુમૈયાના કુચનો દોષ નથી. સર્વ દોષ મારી દષ્ટિમાં છે. મારે એ નેત્રો ન જોઇએ. એ નેત્રો આજ મારા કીર્તિદેહનાં દુસ્મન બન્યાં. હા અરિદમનમાં જ ખરી ક્ષત્રીવટ છે! અરે ! કોઇ આવો! લાવો! લોહનાં સૂયા લાવો ! મારા નેત્રને ફોડી નાંખી મને પરમ શાન્તિ આપો ! "

અક્ષદમનને અત્યંત પશ્ચાતાપ કરતો જોઇ, સેવાનંદ તેને આશ્વાસન આપવા લાગ્યો:—" રાજેન્દ્ર શાન્ત થાવ ! શાન્ત થાવ ! આપનાં નયનો કેવળ નિરપરાધી છે. તેના પર આવડો રોષ! અપરાધી તો બિન્દુમૈયાનું સૌન્દર્ય છે. આપના જેવા મહાશય નરેન્દ્રની દષ્ટિમાં જે વસ્તુએ વિકાર ઉત્પન્ન કર્યો તે વસ્તુનો વિશ્વમાંથી વિનાશ થવો જોઇએ. બિન્દુમૈયા! જા, શસ્ત્ર લઇ આવ! બે અપરાધીઓ કુચ અને કેશકલાપને કાપી નરેન્દ્રના ચરણે હાજર કરીએ ! "

અક્ષદમને વિસ્મિત બની કહ્યું:—" સ્વામીજી ! શી વાત કરો છો? બિન્દુમૈયા નિર્દોષ છે. અપરાધી તો મારાં નેત્રો છે. તમારાં શસ્ત્રવડે એ નેત્રને ફોડી નાંખો ! બિચારી બિન્દુમૈયાને શા માટે દુઃખી કરો છો ?"

સેવાનંદઃ—" રાજેન્દ્ર ધીરજ ધરો. બિન્દુમૈયા જરા યે દુઃખી નહિ થાય. એ કંઇ સામાન્ય સ્ત્રી નથી. યોગબળે એણે એવી સિદ્ધિ પ્રાપ્ત કરી છે કે એનાં સ્તન કાપી નાખો છતાં રૂધિરનું એક બિન્દુ

પણ પડે નહિ. એટલું જ નહિ, પણ ઇચ્છા થતાં તત્ક્ષણ એનાં ઉર-પ્રદેશમાં બીજાં સુંદર સ્તન ઉગી નીકળે છે."

આ નવીન ચમત્કાર સાંભળી અક્ષદમન સ્તબ્ધ બન્યો. આ વિચિત્ર પ્રયોગ નજરે નિહાળવા તેનું મન આતુર થઇ રહ્યું. એ આતુરતાએ તેને નિઃશબ્દ બનાવ્યો. સેવાનંદની પ્રવૃત્તિ તેણે ચલાવવા દીધી.

બિન્દુમૈયા શસ્ત્ર લઇ આવી. સેવાનંદે એ શસ્ત્ર કરવડે ઝાલી અક્ષદમન પ્રતિ કહ્યું: "રાજન્ ! સ્ત્રીઓનાં સ્તન તો સંતાનના પયપાન અર્થે પરમાત્માએ પેદા કર્યાં છે, કંઇ પુરૂષના વિલાસ અર્થે કે મર્દન અર્થે નહિ. જ્યાં સંતાન નથી ત્યાં એ સ્તન નિર્માલ્ય છે, ભારરૂપ છે."

એ સ્તનનો ઉદ્દેશ સંભળાવી સેવાનંદે શસ્ત્ર ઉંચકી "રાજન્! જુઓ ! આ બિન્દુમૈયાનાં સ્તનની નિર્માલ્યતા !" એમ કહી બિન્દુમૈયાના ઉરપર શસ્ત્રનો મૃદુ પ્રહાર કર્યો, કે તરત જ કૃત્રિમ સ્તન સાથે બિન્દુમૈયાની ચોળી નીચે પડી. વિદ્યુદ્વેગે એ સ્તનને જમીનપરથી લઇ ચોળીમાં વિંટાળી અક્ષદમનનાં ચરણે ધર્યાં. નરેન્દ્ર સમજી ન શક્યો કે આ શી પ્રવૃત્તિ થઇ. એ પગ આગળ મૂકેલી ચોળીમાં બે દડા જેવું શું છે એ પણ કળી ન શક્યો. ચોળી હાથમાં લઇ અંદરની વસ્તુ જોવી એ તેને ઉચિત ન લાગ્યું. એ જીજ્ઞાસાવૃત્તિને દબાવી, નરેન્દ્ર કેવળ દિગ્મૂઢ બની ગયો. આ વિચિત્ર પ્રવૃત્તિ જોઇ આશ્ચર્યલીન બન્યો.

સેવાનંદે તેની આ સ્થિતિ જોઇ કહ્યું:—"સ્ત્રીના હૃદયને ચાહો, સ્ત્રીના આત્માને ચાહો, સ્ત્રીના ગુણને ચાહો, તેના બાહ્ય સૌન્દર્યપર મુગ્ધ ન બનો. શારીરિક સૌન્દર્યથી સ્ત્રીનું મૂલ્ય ન આંકો. એ સૌન્દર્ય નિર્માલ્ય છે, ક્ષણિક છે. બિન્દુમૈયાનો આ પ્રધાન ઉપદેશ

છે. પોતાનું બાહ્ય સૌન્દર્ય જોઈ જે પુરૂષનાં નેત્રને વિકાર ઉત્પન્ન થાય તે પુરૂષ પશ્ચાતાપ કરતો તેની પાસે આવે તો તે પુરૂષને આવી રીતે ઉરયુગલની ભેટ આપવી એ બિન્દુમૈયાની પ્રતિજ્ઞા છે. રાજેન્દ્ર! જુઓ! બિન્દુમૈયાના સ્તનનો છેદ કર્યો છતાં તેના શરીરપર રૂધિરનું બિન્દુ પણ નથી."

નરેન્દ્રના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેને આ સર્વ ઇન્દ્રજાળ જેવું લાગ્યું. આ બે વ્યક્તિઓને તે કુશળ જાદુગર માનવા લાગ્યો.

હવે સેવાનંદ બિન્દુમૈયા પ્રતિ બોલ્યોઃ-"બિન્દુ! તારી ભગવી કફની ફેંકી દે અને ચાલ આ ખંડમાં તારો કેશકલાપ કાપી નરેન્દ્રનાં ચરણે ધરીએ."

બન્ને જણ ખંડમાં ગયાં. બિન્દુમૈયાના શિરપરથી ચોટલો ઉતારી સેવાનંદ તરત જ બહાર આવ્યો અને એ કૃત્રિમ કેશકલાપ નરેન્દ્રના ચરણ આગળ મૂકયો. સેવાનંદ તરત જ ખંડમાં ચાલી ગયો. નરેન્દ્ર બહાર આ ગેબી ભેદના ઉંડા વિચારમાં પડયો.

થોડી મીનીટ પછી એ ખંડમાંથી બે યુવકો—નવલ અને વસંત પોતાના મૂળ પુરૂષવેશમાં બહાર આવ્યા.

નરેન્દ્ર વિચારમાં પડયો કે "વળી આ બે નવીન યુવકો ક્યાંથી? ખરેખર આ તો ઇન્દ્રજાળનો જ ખેલ છે?"

નરેન્દ્રે આ યુવકોને આજ્ઞા કરીઃ-"સેવાનંદ અને બિન્દુમૈયા ખંડમાં છે, તેમને અહિં બોલાવો."

"બિન્દુમૈયા તો આપનાં ચરણે પડી છે અને સેવાનંદ આ પોટકામાં છે" ઉત્તર આપી તરત જ નવલે દાઢી, શ્મશ્રુ, જટા, માળા વિગેરે સાહિત્ય નરેન્દ્ર આગળ મૂક્યાં.

અક્ષદમન હવે સમજ્યો કે આ યુવકો જ વેશધારી સેવાનંદ અને બિન્દુમૈયા હતાં.

કરવડે વસંતને બતાવી નવલ બોલ્યો :—"નામવર! આ બિન્દુમૈયા અંતઃપુરમાં જવાને યોગ્ય નથી એની આપને હવે ખાત્રી થઇ હશે. એ અંતઃપુરમાં જાવઆવ કરત તો નકી એનો શિરચ્છેદ થાત. રાજેન્દ્ર! પરિશ્રમ માટે આપની ક્ષમા યાચીએ છીએ. શું કરીએ? રાજહઠ્ઠ આગળ અમારી યોગીહઠ્ઠ હારી. એ રાજહઠ્ઠ આગળ અમારે અમારો વેશ પ્રકટ કરવો પડયો."

નરેન્દ્રઃ—"તમારો વેશ પ્રકટ થતાં તો મારૂં આશ્ચર્ય અનેક ગણું વધી પડયું. તમારી કથામાં કંઇ અદ્ભૂત નવીનતા હોવી જોઇએ. કહો, આ છદ્મવેશનું પ્રયોજન શું?"

નવલઃ—"રાજેન્દ્રની સહાય વિના એ પ્રયોજન પૂરેપુરૂં પાર નહિ પડે."

નરેન્દ્રઃ—"તમારી કાર્યસિદ્ધિ અર્થે મારાથી બનતી સહાય આપવા હું વચન આપું છું."

નવલે અથથી ઇતિ સુધી સર્વ વૃત્તાન્ત કહ્યો. જ્ઞાતિનો વિચિત્ર નિયમ પોતાના પ્રેમમાર્ગમાં કેવી રીતે અંતરાય રૂપ થયો તે કહ્યું. નિરાનંદપર જ્ઞાતિએ વર્તાવેલા ત્રાસનું હૃદયભેદક વર્ણન કર્યું. એ ત્રાસનો ભોગ થઇ પડેલી નિર્મળાના વિમળ ચારિત્રની પ્રશંસા કરી. જ્ઞાતિના કેટલાક પ્રગતિબાધક નિયમો કહી સંભળાવ્યા. અક્ષદમન ક્રોધાવિષ્ટ બની બોલ્યોઃ—"શું જ્ઞાતિજનો આવા સ્વાર્થીલા, આવા સંકુચિત મનના અને આવા ક્રૂર છે? અરે! આતો મેં આજ જ જાણ્યું. ગરીબ જ્ઞાતિલાને જ્ઞાતિ જેટલો ત્રાસ આપે છે એટલો તો રાજ્યનો યે ત્રાસ નથી. જ્ઞાતિજનો જ્ઞાતિથી ડરે છે, એટલો તો રાજ્યનો યે ભય રાખતા નથી. જ્ઞાતિના અગ્રેસરો જે આપખુદી ચલાવે છે એવી તો રાજ્યના અમલદારોમાં જણાતી નથી. રાજ્ય જ્યારે સામાજિક ઉદય-

ની સર્વ અનુકૂળતા કરી આપે છે, ત્યારે જ્ઞાતિ એ ઉદય માર્ગમાં અનેક વિઘ્નો ઉભાં કરે છે. આ ઉપરથી જ કહ્યું છે કે, આર્યભૂમિની અવનતિનું મુખ્ય કારણ આ અસંખ્ય જ્ઞાતિઓ છે. પણ જો પ્રત્યેક જ્ઞાતિ એક સ્વઉદયસાધક મંડલ બની રહે તો સામાજિક અવનતિની કશી ભીતિ ન રહે. નવલશંકર! તમારે જે જે ફરીયાદ હોય તે સર્વ મને જાહેર કરજો. નૌતમલાલ અને હું તે સાંભળી તમને યોગ્ય દાદ આપશું. તમો નિશ્ચિંત રહેજો. ”

રાજેન્દ્ર મહાલય પ્રતિ વિદાય થયો. વસંતને લઇ નવલ પોતાના ઘેર ગયો. દીનાનાથને મળ્યો. ત્યાં હર્ષદરાય પણ હતો. રાજેન્દ્રની ઈન્દ્રિયચલતાની વાત સાંભળી સૌ હસી પડયા. શહેરમાં સર્વને ખબર પડી કે બિન્દુમૈયા સ્ત્રી નથી; એ તો નવલનો મિત્ર વસંત છે. ‘ આપણે એક પુરૂષને સ્ત્રી ધારી કેવા મુગ્ધ બન્યા હતા, કેવા વિહ્વલ બન્યા હતા. ’ એમ ધારી સૌ પોતાની મૂર્ખતાપર હસવા લાગ્યા. ગામમાં સર્વ સ્ત્રી પુરૂષ કહેવા લાગ્યાં:—“ પેલો અનંગરાય કેવો અંધ! ત્રણ ત્રણ દિવસ બિન્દુમૈયાની પાછળ ભમ્યો, પણ જોઈ ન શકયો કે એ તો પુરૂષ જાતિ છે. ખરેખર! વિષય આવો જ આંધળો છે. નવલનું પણ કેવું બુદ્ધિચાતુર્ય! કૃત્રિમ નારીવેશમાં મોહ પમાડી એ નરપિશાચ અનંગરાયની કેવી પાયમાલી કરી!” કોઇએ કહ્યું: “ સતી નિર્મળાપર એની કુદષ્ટિ થઈ ત્યારથી જ એનાપર યમનું નગારૂં વાગી રહ્યું હતું. ”

આ બનાવ ઉપરથી શહેરના કેટલાક યુવકોએ પ્રતિજ્ઞા લીધી કે, ‘ સાચી કે વેશધારી સ્ત્રી પ્રતિ કદી સરાગ દૃષ્ટિ કરવી જ નહિ. ’

વાંચક! તારે ઇન્દ્રિય સંયમ સાધવો હોય તો તું પણ આવી પ્રતિજ્ઞા લઇ લે. જો! દૃષ્ટિમાં સર્વ અનર્થ છે. દૃષ્ટિનિગ્રહ એ જ સુખનો માર્ગ છે. સંયમમાં જ શાન્તિ છે.

---

# પ્રકરણ ૨૯ મું.

## લીલાનો પ્રણયવિજય.

આજે શહેરમાં સ્થળ સ્થળ જાહેર માર્ગપર ન્યાયાધીશ કોર્ટ તરફથી જાહેર ખબર ચોડવામાં આવી છે. માર્ગમાં નાના મોટા સર્વ લોકો એ જાહેર ખબર વાંચી મનમાં હરખાય છે. પ્રિય વાંચક! ચાલ, આપણે પણ એમાં શું લખ્યું છે તે વાંચીએ:—

"શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ અર્થે ઉપસ્થ ઇન્દ્રિયને અંકુશમાં રાખવી એ અત્યંત આવશ્યક છે. જ્યાં આ અંકુશ નથી ત્યાં વ્યભિચારને જન્મ મળે છે. વ્યભિચાર એ નૈતિક દૃષ્ટિએ અતિ નિંદ્ય છે. એ સામાજિક સડો છે. એમાં અનર્થ પરંપરા છે. સ્ત્રીપુરુષોમાં વ્યભિચારની બદી નિરંકુશ રીતે ફેલાય તો લગ્નની પવિત્ર ભાવના નષ્ટ થાય; દિવ્ય દાંપત્યપ્રેમ લુપ્ત થઇ જાય; સર્વત્ર સૌન્દર્ય અને યૌવન જ પૂજાય; સૌન્દર્યહીન અને યૌવનગલિત નારીનું કોઇ પાલન ન કરે; વાત્સલ્યપ્રેમનો વિનાશ થઇ જાય; સંતતિ કમી થાય; બાળહત્યા વધી પડે; બાળક ગર્ભ બહાર જીવતું આવે તો એનો કોઇ પાલક પિતા ન મળે; અનાથ, દુઃખી અને દરિદ્રી બાળકો માર્ગમાં રઝળતાં ફરે; વગેરે.

યુરોપના કેટલાક દેશોમાં એવી અસંખ્ય કુંવારી સ્ત્રીઓ છે, જેઓ બે ત્રણ બાળકોની માતા બની છે. પ્રજાનો એક દશાંશ ભાગ એવો છે જે પોતાની માતા કોણ કે પિતા કોણ એ સંબંધી કશું જાણતો નથી. આ સર્વ નિરંકુશ વ્યભિચારનું પરિણામ છે."

"વળી વ્યભિચાર નિરંકુશ હોય તો યુવક અને યુવતીઓ આઠ પ્રહર વિષયની જ વાતો કરે છે, વિષયમાં જ અંધ બની રહે છે; સર્વ શુભ પ્રવૃત્તિઓનો ત્યાગ કરે છે. સુંદરીઓને હાથ કરવાનો ઉદ્યમ અહર્નિશ ચાલ્યાં કરે છે. સુંદરીઓને લાલચ આપી ફસાવવામાં આવે છે. લાલચથી કાર્યસિદ્ધિ ન થાય તો બળાત્કાર વાપરવામાં આવે છે."

"એક વ્યભિચારી પુરૂષ અનેક સ્ત્રીઓને શીલભ્રષ્ટ કરે છે. એક શીલભ્રષ્ટ સ્ત્રી અનેક પુરૂષોને પતિત કરે છે. આ સત્ય અનુસાર વ્યભિચાર નિરંકુશ વૃદ્ધિ પામે તો અંતે ધીમે ધીમે સમગ્ર શહેર એટલે આખા જનસમાજ વ્યભિચારની બદીથી ઘેરાઇ જાય છે."

"વિષયાશક્તિથી શારીરિક સંપત્તિ છિન્નભિન્ન થઈ જાય છે. પ્રજા નિર્માલ્ય બને છે. વ્યભિચાર પાપનો સાગર છે; અનર્થોનો ભંડાર છે."

આવા વ્યભિચારને પ્રજામાંથી નિર્મૂલ કરવા રાજ્યે નિશ્ચય કર્યો છે. વ્યભિચારનો નવો કાયદો ઘડવામાં આવશે; અને છિનાળીના નાના મોટા સર્વ ગુન્હા માટે સખ્ત સજા ઠરાવવામાં આવશે."

હાલ અનંગરાય અને ડાકટર વિહારી નામના બે શખ્સો આવા ગુન્હા માટે પકડામા છે. પહેલા ગુન્હેગારને કાળા પાણીની શિક્ષા કરવામાં આવી છે. બીજાને સાતવર્ષની સખ્ત જેલ આપવામાં આવી છે. જાહેર પ્રજાને તેમના ગુન્હા અને શિક્ષાની માહિતી આપવાના ઉદ્દેશથી આજે સાંજરે ચાર વાગે આ બન્ને ગુન્હેગારનું સરઘસ આખા શહેરમાં ફેરવવામાં આવશે. આશા રાખવામાં આવે છે કે લોકો તે ઉપરથી ઘણું ઘણું શિખશે."

નૌતમલાલ.
ન્યાયાધીશ
પ્રગતિપુર સ્ટેટ."

નિર્દિષ્ટ સમયે સરઘસ શહેરમાં નીકળ્યું. ખટારા પર એક ઉંચો માચડો ગોઠવ્યો હતો. તેના પર એક જાડો સ્તંભ ઉભો રાખવામાં આવ્યો હતો. એ સ્તંભ સાથે અનંગરાયને દોરડા વતી બાંધ્યો હતો. તેના શિરપરથી કેશનું તળીયા ઝાટક મુંડન કરવામાં આવ્યું હતું. એ મુંડન કરેલા વિભાગને કળી ચુનો લગાવી શ્વેત બનાવવામાં આવ્યો હતો. મુખપર મેશ લગાવવામાં આવી હતી. જૂનાં ફાટેલાં તૂટેલાં ખાસડાંનો એક મોટો હાર કંઠમાં પહેરાવ્યો હતો. અંગપર મલીન ચિંથરાં વિંટાળ્યાં હતાં. વિહારીના તુંડપર પણ કેશનું મુંડન કરવામાં આવ્યું હતું. તેને પણ એવા જ વેશમાં પાછવાડે આવતા બીજા ખટારામાં ઉભો કરવામાં આવ્યો હતો.

બન્ને ખટારા શહેરના મુખ્ય માર્ગ પર ચાલ્યા. માર્ગમાં અને ગલીએ ગલીએ થોકબંધ લોકો જોવા એકઠા થયા. છોકરાંની મોટી લંઘેર નાચતી, કુદતી, કીકીયારી કરતી ખટારા પાછળ પાછળ ચાલી. અટકચાળા છોકરા એકલી કીકીયારી કરી બેસી ન રહેતા કોઇ અનંગરાય અને વિહારી ભણી કાંકરાના ઘા કરતું. કોઇ ધૂળનું પડીકું બાંધી તેમના મોંપર ફેંકવા લાગ્યું. સરઘસ આગળ ચાલ્યું. ખટારા પાછળ એક ટીંખળી છોકરો વ્યભિચારનો ઉપહાસ કરનારી એક કડી બોલવા લાગ્યો. બીજા છોકરા ઘોર અવાજ કરી તે ઝીલવા લાગ્યા.

" એકડા માથે મીંડું, વ્યભિચારીના મ્હોમાં લીંડું. "

ગગનભેદી અવાજથી આ કડી બોલતા બોલતા છોકરા આખા શહેરમાં ખટારા પાછળ ફર્યા. એ અવાજ સાંભળી ગલીના ઊંડાણમાં રહેતાં સ્ત્રીપુરૂષો પણ બહાર આવી આ શીલના શત્રુઓના દેદાર જોવા લાગ્યાં. દેદાર જોઇ અંતરમાં વ્યભિચારને નિંદવા લાગ્યાં.

આ દુર્દશાથી ડરી જઇ દુરાચારી પુરૂષોએ નિશ્ચય કર્યો કે ' હવે કદી પાપના પંથે ન વિચરવું ! સ્ત્રીવર્ગમાંથી કોઇએ આવો નિશ્ચય ન કર્યો. પણ તેથી શું ? પુરૂષના સહકાર વિના સ્ત્રીની વિષયાભિલાષા તૃપ્ત થતી નથી. પ્રત્યેક પુરૂષ પવિત્ર રહેલા વિશુદ્ધ મનથી પ્રતિજ્ઞા લે તો તૃપ્તિના અભાવે લંપટ સ્ત્રીની કામેચ્છા આપો. આપ ક્ષીણ બની જાય છે.'

* * * *

અનંગરાયની સ્થાવરજંગમ મિલ્કતનો કબજો તેના સ્વર્ગસ્થ લઘુ બંધુ હીરાશંકરની વિધવા સાધ્વી નિર્મળાને સોંપવામાં આવ્યો.

અનંગરાયને શિક્ષા સંભળાવતી વખતે પૂછવામાં આવ્યું કે ' તારે કંઇ કહેવાનું છે ? ' ત્યારે તેણે કહ્યું:—" લીલા સાથે મારૂં લગ્ન કરાવી આપવું એવી શરત કરી લીલાનો કાકો હેમુ તથા અમારો એક જ્ઞાતિજન જૂઠો મારી પાસેથી બે હજાર રૂપિઆ લઇ ગયા છે. લીલાનું પાણિગ્રહણ મારે માટે હવે અશક્ય છે, તો એ રકમ એ કન્યા વિક્રય કરનાર પાપીઓ પાસેથી પાછી ઓકાવવી જોઇએ. "

' કન્યા વિક્રય ' એ શબ્દ કર્ણગોચર થતાં જ અક્ષદમનનો ક્રોધ કાબૂમાં ન રહ્યો. તરત જ એ પાપીઓ જુઠા અને હેમુને બોલાવી સખ્ત શબ્દોમાં નરેન્દ્રે ધમકી આપી:—" નીચ લોકો, અનંગરાય જેવા દુરાચારીને લીલા જેવી નિર્દોષ બાળા વેચવાનું પાપ કરો છો, અને બીજી બાજુ નાતમાં મોટા પટેલીઆ થઇ ફરો છો અને ભોળા લોકોને ત્રાસ આપો છો ! જ્યાં સુધી આવા કન્યાવિક્રય કરનાર દુષ્ટ અગ્રેસરોના હાથમાં જ્ઞાતિનું

તંત્ર રહેશે ત્યાંસુધી જ્ઞાતિઓનો અભ્યુદય કદી થવાનો નથી. કન્યાવિક્રય કરવો એટલે પોતાની પુત્રીને ગુલામ તરીકે વેચવી. ગુલામગિરી બ્રિટિશ રાજ્યમાં ગુન્હો ગણાય છે. હેમુ અને જુડા ! તમે આ ગુન્હા ઉપરાંત એક વિશ્વાસઘાતનો વધુ ગુન્હો કર્યો છે. લીલા તમારી પુત્રી નથી. તેની મા ગંગાથી છૂપી રીતે તેને વેચી તમે સઘળા પૈસા ઉચાપત કરી ગયા છો. આ બન્ને ગુન્હા માટે તમારાપર કેસ ચલાવવામાં આવશે. ”

જૂડાદવે અને હેમુને ત્રણ વર્ષની ટીપ મારવામાં આવી. અને અનંગરાય પાસેથી તેમણે જે રકમ લીધી હતી તેથી ત્રણ ગણો દંડ વસુલ કરી તે રકમ લીલાને બક્ષીસ તરીકે આપવામાં આવી.

*　　*　　*　　*

નવલને નૃપતિનો કૃપાપાત્ર બનેલો જોઇ જ્ઞાતિના અગ્રેસરોએ એકઠા થઈ તરત જ તેના પિતા વિનોદરાયને જ્ઞાતિમાં લઈ લીધો. ચેલા ત્રેવીસ જણને જ્ઞાતિથી અલગ કરવામાં આવ્યા હતા તેનું પણ તુરત જ સમાધાન કરી દીધું. જ્ઞાતિમાં પડેલી ફાટ સંધાઇ.

નવલ જ્ઞાતિમાં ભળ્યો એ જોઇ લીલાનો આનંદોદધિ ઉછળવા લાગ્યો. પણ તેની મા ગંગાના મનની સ્થિતિ વિષમ થઇ પડી. “ જે નવલનું અપમાન કર્યું હતું, જે નવલને ઘેર આવવાની મનાઇ કરી હતી તે નવલ લીલાનું કરગ્રહણ કરશે ? ” એ વિચારથી તે મનમાં મુંઝાઇ, પસ્તાઇ, લજવાઇ. થોડી પળે વળી તે મનમાં હરખાઇઃ—“ નવલ મારી લીલાને કેટલો બધો ચાહે છે ! લીલાના પ્રેમની ખાતર એણે કેવી વિચિત્ર ઘટના કરી ! લીલા ! મારી લાડિલી લીલા ! મારાં હઇડાંના અમૃત ! ખરેખર તું નવલને પરણી

સુખી થઇશ. લીલા! હવે તો આખું વિશ્વ મારી સામે થાય તો યે હું તને નવલ સાથે પરણાવીશ. લીલા! ચાલ, આજે જ તને તારા નવલને સોંપી દઉં. ”

*  *  *  *

જ્ઞાતિના કેટલાક ઝગડાનો ફડચો નૃપતિ અક્ષદમને નવલની ઇચ્છાનુસાર કર્યો. આ ફૂડચાની વિગત સામાજિક દષ્ટિએ અતિ ઉપયોગી છે. પણ અમારા રસિક વાચકોને એ શુષ્ક લાગે એ ભયથી અમે તે સવિસ્તર આપતા નથી.

ગોળના પ્રતિબંધના નામે નવલને જ્ઞાતીલાએ વ્યર્થ ત્રાસ આપ્યો હતો. વિણા કંઇ નવલની સગી બહેન નહતી. એ તો એના ફઇની પુત્રી હતી. વળી એ ગોળ બહારની કન્યા હોવાથી તેનાપર જ્ઞાતિલાનો કશો અધિકાર નહોતો. એ કન્યાને ગોળ બહાર દેતાં જ્ઞાતિના નિયમનો જરા યે ભંગ થયો નહોતો, વગેરે વાત કહી અક્ષદમને ગોળના ચુસ્ત હિમાયતીઓની સારી ધૂળ કાઢી હતી. અગ્રેસરોએ માફી માગી વચન આપ્યું કે ‘હવે ફરી આવા સંકુચિત ધારા ઘડી જ્ઞાતિમાં વિક્ષેપનું બી કદી રોપશું નહિ.’

ગોળના પ્રશ્નનો નિકાલ અમે ટૂંકામાં કહ્યો. પણ પોતાની પત્નીના કારજ નિમિત્ત જ્ઞાતિભોજન કરવા માટે નિરાનંદ ઉપર જ્ઞાતિજનો જે અન્યાયભર્યો ત્રાસ વર્તાવી રહ્યા હતા, તે વિષયનો ઉહાપોહ કરતાં અક્ષદમને જે મનનીય ઉદ્‌ગારો કાઢયા તે અક્ષરશઃ આ પ્રમાણે હતાઃ-

“ ગરીબ જ્ઞાતીલા પાસેથી ફરજીયાત નાતવરા લેવા એ જ્ઞાતિના અગ્રેસરોનો ત્રાસ બીલકુલ ક્ષન્તવ્ય નથી. રાજ્ય કદી એવો

જૂલ્મ કરતું નથી. રાજ્ય ગરીબોનું પાલન કરે છે, ત્યારે જ્ઞાતીઓ ગરીબોને લૂટે છે. ભય અને દાબ આપી કોઇ પાસેથી ભોજન લેવું એ એક પ્રકારની લૂંટ છે. લૂંટ કરવી એ ગુન્હો છે. શું જ્ઞાતિના શ્રીમંતો એમ સમજે છે કે નાતના સર્વ સભ્યો શ્રીમાન છે? વરાનું ખર્ચ ઉપાડવા શક્તિમાન છે? આમ ધારવું એ ભૂલભરેલું છે. જ્ઞાતિનાં ગરીબ લોકો લાજખાતર કરજ કરી, દાગીના વેચી, ઘર વેચી અને અંતે કન્યાઓ વેચીને પણ આવા નાતવરા કરે છે. ગરીબો માટે આ માર્ગ કેવો કષ્ટપ્રદ છે?

" શ્રીમંતોએ પોતાના ગરીબ બંધુને પાળવા જોઇએ. નાતવરા કરાવી દરિદ્ર જ્ઞાતિજનોને દારિદ્રના ખાડામાં વધારે અને વધારે ઊંડા ઉતારવા ન જોઇએ. નાતવરા કરવા એ જ્ઞાતિમાં એકલા શ્રીમંતોનું જ કર્ત્તવ્ય છે, સર્વ સભ્યોનું નહિ. સોશ્યાલીસ્ટોનું એવું માનવું છે કે શ્રીમંતોના દ્રવ્યપર ગરીબોનો હક્ક છે. પ્રસંગોપાત જ્ઞાતિભોજન કરી, ગરીબ વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપી, દુઃખીને દ્રવ્યની સહાય આપી, નિરૂદ્યમીને ઉદ્યમે ચડાવી, નિરાધાર વિધવાઓને પાળી, અનાથનું પોષણ કરી શ્રીમંતોએ પોતાના દ્રવ્યનો અમુક અંશ જ્ઞાતિના ગરીબ વર્ગના કલ્યાણ અર્થે વાપરવો જોઇએ. નહિ કે ગરીબ નાતીલા શ્રીમંતોને ત્યાં જમી જાય માટે શ્રીમંતોએ તેમની પાસેથી નાતવરાની ઉઘરાણી કરવા. આવું નિંદ્ય પગલું કોઇ જ્ઞાતિમાં જોવામાં આવશે તો રાજ્ય તે માટે સખત પગલું ભરશે. જ્યારે અનાજના ભાવ બમણા થયા છે, કાપડના ભાવ ત્રણગણા અને પાંચગણા વધી પડયાં છે, ' રાક્ષસી મોંઘવારી '—' જીવલેણ મોંઘવારી ' લોકોના

રુધિર અને માંસ ચૂસવા લાગી છે, ' કેમ જીવવું ' ઉદરપૂર્તિ કેમ કરવી ' એ મહા પ્રશ્ન ગરીબ વર્ગ આગળ ખડો થયો છે, એવા આપદ્ કાળે તમો જ્ઞાતિના અગ્રેસરો નાતવરાની ઉઘરાણી કરી રહ્યા છો ? આહા ! આ કેવી શરમની વાત !

" આવા ત્રાસજનક કામમાં જ્ઞાતિવરા સદંતર બંધ કરી દેવા એ જ શ્રેષ્ઠ માર્ગ છે. લાજનો માર્યો કોઈ સામાન્ય જ્ઞાતિજન વરો કરવા ઉભો થાય તો તેને અગ્રેસરોએ અટકાવી દેવો જોઇએ. અગ્રેસરો તેમ નહિ કરે તો રાજ્યે વચમાં પડી એ કાર્ય કરવું જોઇશે."

---

# પ્રકરણ ૩૦ મું.

---

## ?સ્વગ ક્યાં છે

નવલ અને લીલાનું લગ્ન થયું. લગ્નવિધિ આનંદોત્સવથી ઉજવવામાં આવી. મંડપ નીચે પ્રેમી જોડાનું કરગ્રહણ થયું. તે મંગળ પ્રસંગે પ્રગતિપુરનો નરેંદ્ર અક્ષદમન હાજર રહ્યો હતો. લગ્નની ભેટ તરીકે, નરેંદ્રે નવલને એક અમૂલ્ય હીરાની મુદ્રિકા આપી; અને હીરકંકણ અંકિત એક સુવર્ણનો સૌભાગ્ય હાર લીલાને આપ્યો. આ પ્રેમી દંપતીએ આ અમૂલ્ય અલંકારના ઉપહારનો વિવેકસર અસ્વીકાર કરી અક્ષદમનને યાચના કરી કેઃ—" રાજેંદ્ર ! અમારાં ઉપર આપનો અત્યંત અનુગ્રહ છે તો આ બહુમૂલાં અલંકારો બદલ અમને સેવાશ્રમ અને સેવિકાશ્રમ એવા બે આશ્રમ બંધાવી આપો. "

"અખંડ કૌમારવ્રતિની સાધ્વી નિર્મળા સેવિકાશ્રમની અધિષ્ઠાત્રી બનશે. બાળ વિધવાઓના અંતરમાં ઇન્દ્રિયસંયમનો મહિમા ઠસાવી તેમને સમાજની આદર્શ સેવિકાઓ બનાવવાનું કાર્ય આશ્રમમાં થશે. નિર્મળાના વિશુદ્ધ ચારિત્રજલથી વિમળ બનેલી આ સેવિકાઓ સ્ત્રીવર્ગમાં ઉદાત્તભાવ જાગૃત કરશે; એમના અંતરમાં દિવ્ય આત્મબળ રેડશે."

"સેવાશ્રમના પ્રચાલકનું કાર્ય હું કરીશ. સેવાશ્રમમાં સેવાના અભિલાષી, ઉમંગી, કાર્યખંતીલા યુવકોને હું તાલીમ આપી તૈયાર કરીશ. સમાજના અને જ્ઞાતિઓના કેટલાક નિંદ્ય અને પ્રગતિબાધક રીતરિવાજો નાબૂદ કરવા આ સમાજ સેવકો કટિબદ્ધ થઈ સ્થળ સ્થળ ફરી બોધ કરશે, સમાજને જાહેર કાર્યોમાં સહાય કરશે, સમાજની સેવા ઉઠાવશે."

"સમાજને આવા સેવકો જોઇએ, સ્વામીઓ નહિ. પ્રજાના નાયકોએ પ્રજાના સેવકો બનવું જોઇએ, સ્વામી નહિ. પ્રજાના સેવકો એજ પ્રજાના સ્વામી છે. પ્રજાના કલ્યાણ અર્થે સર્વસ્વ અર્પણ કરનાર પ્રજાના સહૃદય સેવકો પ્રજા હૃદયનું સ્વામીત્વ ભોગવે છે, પ્રજાપર શાસન ચલાવનાર સ્વામીઓ નહિ. રાજેન્દ્ર ! સામાજિક અભ્યુદય અર્થે આવા સેવકોની અત્યંત આવશ્યકતા છે. આ આશ્રમ આવા સેવકો પૂરા પાડશે."

રાજેન્દ્ર અક્ષદમન નવલની આ માગણીથી અત્યંત પ્રસન્ન થયો. રાજ્ય તરફથી સેવાશ્રમ અને સેવિકાશ્રમ એવા એવા બે આશ્રમ બાંધી આપવામાં આવ્યા. પ્રત્યેક આશ્રમના દ્વાર ભાગ ઉપર આવો શિલાલેખ મૂકવામાં આવ્યો.

" અનુપમ પ્રેમી દંપતી નવલ અને લીલાનાં પવિત્ર લગ્નના ઉત્સવ પ્રસંગે આ સેવાશ્રમ બાંધી પ્રજાવત્સલ નરેન્દ્ર અક્ષદમનના મંગળ હસ્તે સમાજના અભ્યુદય અર્થે ખુલ્લો મૂકવામાં આવ્યો છે."

લગ્નના દિવસ વીતી ગયા. માતાના અંતરનો આશીર્વાદ લઇ લીલા પતિગૃહે આવી. નવલ અને લીલાનાં સ્મિત કરતાં ઉરનાં હાસ્ય રશ્મિવડે વિનોદરાયનું આખું ગૃહ ઉજ્જવળ બની ગયું. લગ્ન પ્રસંગે આવેલો નવલનો પ્રિય સુહૃદ વસંત મિત્રના ઘરનું આતિથ્ય ભોગવવા મિત્ર પત્ની લીલાના આગ્રહથી રોકાયો. તે મિન્દુમૈયાના વેશની હાસ્ય વિનોદ કથા કરી લીલાને ગમ્મત આપતો અને કુટુમ્બના આનંદમાં ઓર વૃદ્ધિ કરતો.

મધુ ચાંદનીનાં સુખી દિન નિર્ગમન કરતાં એક દિવસ રાત્રિએ નવદંપતી નવલ અને લીલા અગાસીમાં બેઠાં છે. સર્વત્ર શાન્તિ વ્યાપી રહી છે. શિતળ સમીરની મંદમંદ લહરી નવયુગલના દેહપર થઇ પસાર થાય છે. આકાશમાં પૂર્ણ પ્રકાશેલી ચંદ્રિકાનાં શ્વેત અને શિતળ રશ્મિ હૃદયને પ્રમુદિત કરે છે. નવલે લીલાને પોતાના અંકમાં સુવાડી, અને લીલાનાં પ્રેમભર્યાં ચક્ષુ ભણી એકી દ્રષ્ટિએ જોતાં જોતાં અવનત વદને તેના કપોલ પ્રદેશપર એક સ્નેહભર્યું ચુંબન લીધું. લીલા એકાએક બેઠી થઇ. સ્નેહોષ્મગુણથી પ્રેરાઇ ઉર સાથે ઉર ચાંપતી બાહુલતાવડે નવલના કંઠની આસપાસ વિંટાળી બોલી:—" વ્હાલા! આપણે બન્નેને આમ પ્રથક્ પ્રથક્ દેહમાં રહેવું પડે એ તો મને નથી ગમતું. હવે તો મને દેહની ભિન્નતા અસહ્ય થઇ પડી છે. હું આપનાથી જરા દૂર બેસુંછું ત્યારે એમ થાય છે કે વ્હાલાના કંઠે વળગી પડું. વ્હાલાને ઉરસરસો ચાંપીને ઉભી રહુંછું

ચો યે મનમાં એક જાતનો અસંતોષ ઉત્પન્ન થાય છે, અને એવી ઇચ્છા થઇ આવે છે કે વ્હાલાના દેહમાં દેહ મીલાવી દઉં. વ્હાલા! આપણે બન્ને એક જ દેહ ધારણ કરીને રહી શકીએ તો કેવું સારૂં!"

લીલાની આ ઇચ્છાનો ઉત્તર આપતાં નવલે તેને અધિક પ્રેમબળથી ઉર સરસી ચાંપી અને ફરી એક ચુંબન કર્યું.

"પ્રિયતમે! કાકપક્ષીને બે ચક્ષુ વચ્ચે એક જ કીકી હોય છે. એક કીકી વારાફરતી બન્ને ચક્ષુમાં ફર્યાં કરે છે. તેમ આપણો દેહ ભિન્ન ભિન્ન છે, પણ એ બન્ને દેહમાં એક જ આત્મા રમણ કરી રહ્યો છે. જ્યારે હું તારા પ્રતિ સ્નેહદષ્ટિ કરૂં છું, ત્યારે હું મારા દેહને વિસરી જઉં છું. અને આપણાં બન્નેનો આત્મા એક રૂપ બની તારા શરીરમાં સ્થિર થાય છે. જ્યારે તું મારા પ્રતિ પ્રેમદષ્ટિ કરે છે ત્યારે તું તારા દેહનું ભાન ભૂલી આત્મવિસ્મૃતિમાં પડે છે, અને તારો પ્રાણ મારા પ્રાણમાં એકલીન બને છે. જ્યારે આપણાં બન્નેની દૃષ્ટિ એક જ સમયે એક બીજામાં ઓતપ્રોત બને છે, ત્યારે આપણાં બન્નેનો આત્મા સંયુજિત બની પ્રેમના દિવ્ય અંતરિક્ષમાં વિહાર કરે છે, અને આપણાં શરીર શૂન્યદશામાં આ અવનીપર પડી રહેછે."

નવલ આ પ્રમાણે પ્રેમના સ્વરૂપનું વર્ણન કરે છે એવામાં ગગનમાં ભ્રમણ કરતા એક શ્યામ મેઘે ચંદ્રિકાને ઢાંકી દીધી. ચંદ્રિકાને આમ એકાએક નિસ્તેજ થયેલી જોઈ લીલાએ કહ્યું:—"પ્રાણેશ! જુઓ ચંદ્રિકા રીસાઇ ગઇ!"

"કઇ ચંદ્રિકા?" નવલે પૂછ્યું.

"ગગનમાં વિહાર કરતી ચંદ્રિકા." ઉત્તર મલ્યો.

કરવડે લીલાના વદનને સ્પર્શ કરી નવલે કહ્યું:—"મારા

અંતરાકાશમાં વિહાર કરતી ચંદ્રિકા તો આ રહી ! એ ગગનચંદ્રિકા છોને રીસાઇ જતી, છૂપાઇ જતી, અસ્ત થતી. મારે તેનું કશું પ્રયોજન નથી. લીલા ! આકાશમાં ચંદ્રિકા છે કે નહિ એ પણ મેં તો નથી જોયું. હું તો એમ જ ધારતો હતો કે તારી મુખચંદ્રિકાના હાસ્યરશ્મિ વડે જ આ સર્વ ધવલ ધવલ દેખાઈ રહ્યું છે."

પતિમુખે આત્મપ્રશંસા સાંભળી લીલાનું વદન લજ્જાવનત બન્યું. એટલામાં દાદરપર કોઇનો પગરવ સંભળાયો. બન્નેની દૃષ્ટિ તે ભણી ગઈ, નવલે બૂમ મારીઃ–"કોણ આવે છે ?" ઉત્તર મળ્યોઃ–"બિન્દુમૈયા."

વસંત ઉપર આવી નવદંપતીની સામે બેઠો. નવલે પ્રશ્ન કર્યોઃ– "શું વસંતને હજુ યે બિન્દુમૈયાનો નાદ નથી ઉતર્યો ?"

વસંત આનંદતરંગપર તરતો હોય તેમ મુદિત મનથી બોલ્યોઃ

"બસ ! બિન્દુ ! બિન્દુ ! અને બિન્દુ !" એ જ અહર્નિશ રટણ; એનું જ રક્ષણ; એનું જ પૂજન. "બિન્દુ રક્ષણ" એ જ મારા જીવનનો મુદ્રાલેખ. હું તો સ્થળ સ્થળ ભમી "બિન્દુ રક્ષણ"નો જ બોધ આપીશ. દાંડી પીટાવી જગતને જણાવીશ કે 'मरणं बिन्दुपातेन जीवनं बिन्दुधारणात्."

નવલે લીલાને પૂછ્યું: "લીલા! ક્યો મુદ્રાલેખ તમે ધારણ કર્યો છે ?"

લીલાએ નમ્રતાથી ઉત્તર આપ્યોઃ–"સ્થળ સ્થળ હું સ્ત્રીઓને સંબોધન કરીશઃ–"સ્વામીમાં શુદ્ધ સ્નેહ રાખો. સુત સુતા પ્રતિ સ્નેહ રાખો. ધીમે ધીમે એ સ્નેહને વિસ્તારી સમગ્ર સૃષ્ટિ પ્રતિ સ્નેહ રાખો.

સ્નેહમાં જ સુખ છે. સ્નેહમાં જ શાન્તિ છે. સ્નેહમાં જ સ્વર્ગ છે. સ્વર્ગ એ જ સ્નેહ છે."

આનંદમાં આવી વસંતે લીલા પ્રતિ કહ્યું:–"વાહ! તમે તો બહુ ઉત્તમ ફિલસુફી કાઢી!"

લીલાના 'સ્નેહ-સિદ્ધાંત'નું સમર્થન કરતાં નવલે કહ્યું:–"એક અંગ્રેજ કવિ પણ કહી ગયો છે, 'Love is Heaven, and Heaven is love.' એક વિદ્વાન્ કહે છે 'Labovr conquers all.' શ્રમથી સર્વ સાધ્ય છે. હું એ સૂત્ર સુધારી આ પ્રમાણે મૂકું છું. Love conquers all.' સ્નેહને સર્વ સાધ્ય છે. કારણ, સ્નેહ વિના શ્રમનો સંભવ નથી."

"સંત! મારો મુદ્રાલેખ સાંભળ:—સેવામાં જ સ્વર્ગ છે."



# સંસારી કે સંન્યાસી?

( અત્યુત્તમ સામાજિક નવલકથા. )

( લેખકઃ—દલપતરામ ભાઇશંકર રાવળ. )

અધમતાના અબ્ધિમાં ડૂબતો મનુષ્ય પણ સદ્‌ગુરુરૂપી નૌકાની સહાયથી નીતિસમુદ્રના કિનારે ઉતરીને ચારિત્ર્યસંપન્ન થઇ શકે છે; એટલું જ નહિ, પરંતુ તે યોગમાર્ગનો અભ્યાસી થઇને બ્રહ્મનિષ્ટ પણ બની શકે છે, એ વિષયની પ્રતીતિ માટે આ નવલકથા અવશ્ય વાંચો. સંપત્તિ અને ઐશ્વર્યમાં ઉછરવાથી પૂર્વાશ્રમમાં દુરાચારી ગણાતા પરંતુ ઉત્તરાશ્રમમાં સદાચારી અને સંસારવિરક્ત થએલા હરિપ્રસાદ—નાયકનો ગુરુઆજ્ઞા માન્ય કરીને પુનઃ સંસારપ્રવેશ, મોહિની જેવી સાૈન્દર્યમયી યુવાન શિષ્યારૂપી પ્રલોભનના સંસર્ગમાં આત્મબળની કસોટી, મોહિનીનો પોતાને સંન્યાસિની બનાવવા માટે સંન્યાસીને સદાગ્રહ, સંન્યાસીની આનાકાની, સંતપ્ત સંન્યાસીનું હિમાલયની તળેટીમાં નિવાસ કરતા સ્વગુરુ ચરણે ગમન, યોગમિમાંસા, પતિવ્રતા શારદા—નાયિકાનું સંન્યાસિનીવ્રત, સેવિકાધર્મથી સંતુષ્ટ થએલા ગુરુનો શિષ્યપત્નીને સદુપદેશ, નાયકનાયિકાનો મેળાપ, બ્રાહ્મી સ્થિતિએ પહોંચેલી નાયિકાની સંસારપ્રવેશ બદલ અનીચ્છા, ઇત્યાદિ મનોવેધક, ચિત્તરંજક અને હૃદયસ્પર્શી પ્રસંગોનું આબેહૂબ વર્ણન વાંચીને તમે એવા તો દિંડ્. થઇ જશો કે આ નવલકથા વાંચવી શરૂ કર્યા પછી હાથમાંથી નીચે મૂકવાનું મન પણ થશે નહિ. આ સિવાય વીરસેનાપતિ રણધીરની વીરતા અને વફાદારી તેમ સ્વદેશપ્રેમનું ચિત્ર પણ એવું સચોટ રીતે આલેખવામાં આવ્યું છે કે, દરેક સ્વદેશપ્રેમીના હૃદયમાં તે વાંચ્યા પછી માતૃભૂમિ પ્રત્યે પ્રેમભાવના જાગ્રત થયા વગર રહે નહિ. પાકું સોનેરી પુંઠું, ઉંચા ગ્લેઝડ કાગળ, પૃષ્ટ ૨૦૦ છતાં કિંમત માત્ર રૂ. ૧–૮–૦

લખોઃ—દલપતરામ ભાઇશંકર રાવળ,
કાસમપુરા, વિરમગામ. (ગુજરાત)

# ખાનગી તેમ જ જાહેર લાયબ્રેરીઓના શણગારરૂપ પુસ્તકો.



નીતિ, ધર્મ, ઇતિહાસ, હુન્નર, ઉદ્યોગ, વિદ્યા, કાવ્ય, વ્યવહાર, તેમ જ સમાજને પોષક અને ઉત્તેજક એવાં જ પુસ્તકોના વર્ગ, કિંમત અને નામવારની આ સંક્ષિપ્ત યાદી જરૂર વાંચો. વિશેષ હકીકત માટે આખું-મોટું સૂચીપત્ર અધા આનાની ટીકીટ મોકલીને મંગાવવું:—

**ઐતિહાસિક નવલકથાઓ.**

૨—૪ ચક્રવર્તી અશોક.
૧—૮ રાજસ્થાનની વીરરમણી-ચંદા
૧—૦ પ્રતાપસિંહ.
૦-૧૪ પ્રમોદા યાને દિલેરદિલારામ.
૧—૮ ગુલામી વહેપાર. ભા. ૧ લો.
૧—૮ ગુલામી વહેપાર. ભા. ૨ જો.
૦-૧૪ આસામપર હલ્લો.
૦-૧૨ રત્નમાળા.
૦-૧૨ નૂરજહાન.
૧—૪ ધર્મનો જય.
૨—૮ ધર્મપાળ અથવા દેવી કલ્યાણીનો આત્મોત્સર્ગ.
૧—૮ કમળાદેવી.
૨—૮ રાજા દેવીદાસ.

**સામાજિક નવલકથાઓ.**

૦—૮ માલા અને મુદ્રિકા. (કલાપીકૃત)
૧—૮ માયાનો બજાર ભા. ૧ લો.
૨—૦ માયાનો બજાર ભા. ૨ જો.
૧—૨ ચોખેરવાલી એટલે આંખની કણી! ભા. ૧ લો.
૦-૧૪ „ ભા. ૨ જો.
૦—૮ મુકુલમર્દન.
૨-૧૨ સૌન્દર્યજવાળા, ભા. ૧-૨
૨—૦ ચમત્કારિક ગુફા. ભા. ૧ લો.

૦—૮ અનંગભસ્મ.
૦—૮ નીલનેની.
૦—૮ ઉપાનન્દિની.
૦-૧૦ ઇન્દુકલા.
૧—૦ અદ્‌ભૂત આગબોટ.
૧—૦ સમાજ.
૩—૦ ડુબતું વહાણુ. (ટાગોરકૃત)
૧—૮ વિપિન.
૨—૦ દશ લાખનો દસ્તો.
૨—૦ કલંકિત કુમારિકા.
૧—૮ પ્રેમદાદેવી યાને આદર્શ આર્યા.
૧—૪ કુમુદચન્દ્ર.
૦—૬ એક દેવીનો આત્મવૃત્તાન્ત.
૧—૮ કામરૂદેશની કુટિલ કામિની.
૧—૮ યાત્રિ ઉર્મિલા.
૧—૦ મોહિની.
૦-૧૨ શાંન્તિદા.
૧-૧૨ હાસ્યમન્દિર.

---

## સામાન્ય જ્ઞાનનાં પુસ્તકો.

૧—૨ પ્રવાસીના પત્રો.
૦—૮ મેજીક લેન્ટર્ન.
૧-૧૪ જર્મનીની ઉન્નતિ શાથી થઇ?
૧—૦ પૈસાદાર કેમ થવાય ?
૦—૬ મેટરલિંકના નિબંધો.
૦-૧૨ સ્વદેશ. (ટાગોરકૃત)
૦-૧૦ વેપારોપયોગી પાઠમાળા.
૨—૦ યુરોપનો પ્રવાસ. (સચિત્ર)
૧—૦ જીવનશાસ્ત્ર.
૧—૮ સુખશાન્તિ વિચારણા.
૦-૧૦ આરોગ્ય દર્પણ.

---

## ધાર્મિક પુસ્તકો.

૨—૮ તત્ત્વચિંતન (આખું).
૦—૮ સ્વર્ગની સામગ્રી અથવા વિચાર તેવું વર્તન.
૦—૮ પશુમાંથી દેવ.
૦—૬ બાળ મહાભારત.
૧—૮ મુક્તિમાલા અથવા જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન.
૦-૧૦ સોક્રેટીસ અને તેનો છેલ્લો સંવાદ
૦-૧૨ ભક્તિજ્ઞાનનો ભંડાર.
૧—૪ વાલ્મિકી રામાયણ(બાલકાંડ)
૧—૦ પ્રભુભક્તિ.
૦—૮ ઇસુનું અનુકરણ.
૦—૬ શ્રીકૃષ્ણજીવન.

## કવિતાનાં પુસ્તકો.

૧—૪ ગીતાંજલિ (ટાગોરકૃત).
૨-૧૨ દીવાનેસાગર (સાગરકૃત).
૧—૪ સ્મરણસંહિતા (ન. ભો. દી.)
૧—૦ નુપૂરઝંકાર. „
૨—૦ સંગીતધ્વનિ.(સ્વામીયોગાનંદ) (સચિત્ર)
૦-૧૪ સ્વદેશગીતાવલિ.
૦-૧૦ રાષ્ટ્રીય ગીત.
૦—૫ સ્વદેશ ગીતામૃત.
૦-૧૨ હૃદયપુષ્પાંજલિ.
૧—૦ હૃદયકુંજ.
૧—૮ પ્રવાસ પુષ્પાંજલિ.
૦-૧૨ સ્રોતસ્વિની.
૦—૮ કલ્લોલિની.
૦-૧૨ સ્નેહસંગીત.
૧—૦ હૃદયવીણા.
૦-૧૦ કુસુમમાળા.

---

## જીવનચરિત્રો.

૨—૦ પ્લૂટાર્કનાં જીવનચરિત્ર.
૧—૪ લો. મા. બાલગંગાધર તિલક.
૦—૫ ગૌતમબુદ્ધની જીવનરેખા.
૦-૧૦ ગોખલેનાં વ્યાખ્યાન.ભા.૧લો.
૦-૧૦ „ ભા. ૨ જો.
૧—૪ ગુરુદત્ત વિદ્યાર્થીનું ચરિત્ર.
૧—૬ ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોર.

---

## બાળોપયોગી પુસ્તકો.

૦—૮ બાળગીતા.( પૂર્વાર્દ્ધ )
૦—૮ બાલગીતા (ઉત્તરાર્દ્ધ)
૦—૮ જાદુઇબાગ ભા. ૧ લો.
૦—૮ બાળગીતમાળા (સચિત્ર).
૦—૨ સોક્રેટીસની જીવનકથા.
૦-૧૦ કેટલીક વાર્તાઓ.
૦—૫ રત્નકણિકા.
૦—૫ દલપત સતશઈ.
૦—૬ દેશ દેશની રસમય વાતો.
૦—૬ દેશ દેશની માર્મિક વાતો.
૦—૨ પોતાનો પ્રયત્ન.
૦—૭ બાળમિત્ર.
૦—૪ સદ્ગુણી બાળકો.
૦—૪ બાળકોની વાતો.
૦—૩ બાળગીત સંગ્રહ.

---